THE

# GEOGRAPHY OF THE BIBLE.

# પવિત્ર શાસ્ત્રની

## ભૂગોળવિદ્યા.

લેખક :—

રામસિંહ કહાનદાસ.

પહેલી આવૃત્તિ—૫૦૦ પ્રત.

સુરત:

ગુજરાતની પુસ્તક પ્રસારક મડળીને સારૂ

આઇરિશ મિશન છાપખાનામાં એચ. આર. સ્કોટે છાપી તથા પ્રગટ કરી.

કિમ્મત ૮ આના.

૧૯૧૩.

This book has been compiled with the aid of the following:—

"Bible Geography," by the Rev. W. A. Blackie, A. M.

"Dictionary of Proper Names," by Mr Dipsingh Sambhai.

"Outlines of Scripture Geography," by Prof. E H. Palmer, M. A.

"Pictorial Tour Round Bible Lands." C. L. S.

My thanks are also due to Mr. Yaqub Gopal who kindly permitted me to make use of his private notes on the Geography of Palestine.

---

# પ્રસ્તાવના.

---

સાંપ્રતકાળમાં જ્ઞાનસપાદન સાહિત્યોની દિનપ્રતિદીન વૃદ્ધિ થતી જાય છે, જેથી વિચારશીળ મનુષ્યો સારાસારની તુલના કરવા લાગ્યા છે. ઇતિહાસિક બિનાઓ વાંચનારા હવે ભૂગોળ તરફ વિશેષ લક્ષ લગાડવા લાગ્યા છે, કેમકે તેઓ સમજે છે કે, ઇતિહાસ તથા ભૂગોળને પરસ્પર નિકટ સબંધ છે. તેથી ઇસ્રાએલી લોકોના, સુવાર્તાના ફેલાવના તથા પ્રાચીન મડળીનો ઇતિહાસ ભૂગોળ જાણ્યા વગર ઘણી બાબતમાં બરાબર સમજી શકાતો નથી.

આજ સુધી આપણી ગુજરાતી ભાષામાં પવિત્ર શાસ્ત્રની ભૂગોળને લગતું કોઇ ખાસ પુસ્તક નહિ હોવાથી, ભૂગોળ શિખનારાઓને વારવાર મુશ્કેલી વેઠવી પડતી હતી, તથા ભૂગોળને લગતા હસ્તલેખો મેળવવાને પરિશ્રમ ઉઠાવવો પડતો હતો. એથી મારા મનમાં પવિત્ર શાસ્ત્રની ભૂગોળ તૈયાર કરવાનો વિચાર ઉત્પન્ન થયો, અને ઘણો પરિશ્રમ ઉઠાવીને આ લઘુ પુસ્તક તયાર કર્યું છે. આશા છે કે, આ મારા પરિશ્રમથી ઘણાઓને દૈહિકની સાથે આત્મિક લાભ પ્રાપ્ત થશે, અને જે લાભ તેઓને મળશે, તેજ લાભમાં મને મારા પરિશ્રમનુ પ્રતિફળ મળ્યુ એમ હુ સમજીશ.

વાલેસપુર,
તા. ૫ એપ્રિલ, ૧૯૧૩.

રામસિંહ કહાનદાસ.

---

# અનુક્રમણિકા.

# પવિત્ર શાસ્ત્રની ભૂગોળવિદ્યા.

## ભાગ ૧ લો.

### શાસ્ત્રમાં વર્ણવેલા પ્રદેશોનો સામાન્ય દેખાવ.

**૧. ચાર દિશાનું વર્ણન**—પવિત્ર શાસ્ત્રમાં જે જે દેશોની હકીકત આપવામાં આવેલી છે, તેઓને નકશામાં ગોઠવીએ તો એક નાનો દેશ બને છે. અને તે દેશ પાચ સમુદ્ર (કે અખાત)થી ઘેરાયલો જોવામાં આવે છે; એટલે લાલ સમુદ્ર, ભૂમધ્ય સમુદ્ર, કાળો સમુદ્ર, કાસ્પિયન સમુદ્ર અને ઇરાની અખાત. આ સમુદ્રોના માહેના કિનારાઓને જોડનારી એક લીટી દોરી હોય તો, (પ્રેરિતોના કૃત્ય સિવાય) શાસ્ત્રમાં જે જે હકીકત આપવામાં આવેલી છે, તે સર્વનો સમાવેશ તેમા થાય. આ દેશને પ્રાચિન જગતનું "હૃદય" નામ આપીએ તો ચાલે. આ દેશ ત્રણ મોટા ખંડો (યુરોપ, એશીઆ અને આફ્રિકા) ના કેટલાએક વિભાગો મળીને થએલો છે. અને હાલમાં આ દેશ તુર્કી રાજ્યને નામે ઓળખાય છે. તેનો વિસ્તાર પૂર્વે પશ્ચિમ ૨૦૦૦ માઇલ તથા ઉત્તર દક્ષિણ ૧૦૦૦ માઇલનો છે.

**૨. કુદરતી દેખાવ**—ઉત્તર અને પૂર્વમાં પર્વતોની હારને કારણે ઉચ્ચ પ્રદેશ બનેલો છે તે સિવાય આ દેશની સરહદ ઉપર સમુદ્રકિનારો આવેલો છે ઉત્તરમાં તૌરસ પર્વત, પૂર્વમાં ઝાગ્રોસ પર્વત અને પશ્ચિમમાં લિબાનન પર્વતોની હારો છે. આ ત્રણે પર્વતોની વચમાં એક મોટો ઉચ્ચ પ્રદેશ બને છે. તેમાંનો એક ભાગ ફ્રાત તથા તિગ્રીસ નદીઓની ખીણોથી બને છે, અને તે ફળદ્રુપ છે. જ્યારે બીજો ભાગ સીરીઆ અને અરબસ્તાન તરફ તદન અફળ દેખાય છે. આ પ્રદેશમાં ફ્રાત, તિગ્રીસ, યરદન તથા નીલ એ મોટી નદીઓ છે. પર્વતોમા લિબાનન પ્રખ્યાત છે, કે જે સિનાય તરફ જાય છે લિબાનન પર્વતની હાર અને ફ્રાત નદીનો પ્રવાહ, ઉત્તરમાં સયુક્ત છે. પણ દક્ષિણ તરફ એક બીજાથી છુટા પડતાં અગ્રેજી A અગર V સમાન ભાસે છે અરબસ્તાન તથા સીરીઆનુ મેદાન બન્નેની વચમાં આવે છે. મિસર દેશ, નીલ નદીના કાઠા ઉપર નૈરૃત્ય ભાગમાં આવેલો છે.

**૩.—કુદરતી વિભાગ**—કુદરતી તથા ઐતિહાસિક રીતે જોતાં, આ વિશાળ પ્રદેશના ત્રણ મુખ્ય ભાગ દેખાય છે. પરતુ તેમની સાથે પ્રેરિતોનાં કૃત્ય

તથા પાઉલના પત્રોમા વિદર્શીત દેશોનો સમૂહ કરીએ તો, ચાર મુખ્ય ભાગ પડે. એટલે .—

૧. ઇશાની અથવા ફ્રાત નદીનો પ્રદેશ.
૨. નૈઋત્ય અથવા લિબાનન પર્વતનો પ્રદેશ.
૩ દક્ષિણ અથવા આફ્રિકા ખંડનો પ્રદેશ.
૪. પશ્ચિમ પ્રદેશ

પ્રત્યેક પ્રદેશમાં આવેલા વિભાગોના નામ.

૧ લા પ્રદેશમાં.

૧ આર્માનિયા, તેને આરારાટ પણ કહે છે.
૨. મેસોપોટામ્યા અગર અરામ-નાહરાઇમ, એટલે દોઆબ મધ્યેનું અરામ કે સીરીઆ કહે છે.
૩. બાબેલ, ખાલ્દી કે કાસ્દી દેશ.
૪. આશૂર કે આશિરીઆ
૫ ગાદાય કે મિદીઆ.
૬. શશાન કે એલામ.
૭. ઇરાન કે પર્શીઆ.

૨ જા પ્રદેશમા.

૧. સુરીઆ કે અરામ, જેનુ મુખ્ય શહેર દમસ્ક છે તે.
૨. લઘુ સૂરીઆને નામે ઓળખાતા કેટલાંક સસ્થાનો.
૩. ફેનીકે દેશ.
૪ પાલેસ્તાઇન કે કનાન.
૫. પલિસ્તી દેશ.
૬. મોઆબ.
૭. આમ્મોન
૮. અદોમ.
૯. અરણ્ય અને તેમા વસ્તી દેશજાતિઓ મિદ્યાન, અમલેક, કુશ ઇત્યાદિ.
૧૦. સિનાય

૩ જા પ્રદેશમા.

૧. મિસર.
૨. ઇથીઓપિયા કે હબસી દેશ.
૩. લીબયા અને કુરેની.

૪થા પ્રદેશમાં.

૧. એશીઆ મૈનર.
૨. માકેદોન્યા.
૩. ગ્રીસ.
૪. ઇતાલી.

એ ઉપરાંત કેટલાક ભાગ, વિભાગ અને દ્વિપો પણ આવે છે.

# ભાગ ૨ જો.

## શાસ્ત્રના પ્રદેશોની કાળાનુક્રમ ગોઠવણ.

૧. ઉત્પત્તિથી માંડીને બાબેલના બુરૂજ વખતે આખી પૃથ્વી પર ફેલાઇ જવાના સમય સુધીનો ઇતિહાસ પહેલા પ્રદેશમાં આવે છે.
૨. આદ્યપિતાઓના પ્રવાસની હકીકત બીજા પ્રદેશમાં આવે છે.
૩. મિસરમાં જવાની તથા ત્યાં વાસો કરવાની હકીકત ત્રીજા પ્રદેશમાં આવે છે.
૪. નિર્ગમનથી માડીને બાબેલના બદિપ્રવાસ સુધીની હકીકત બીજા પ્રદેશમાં આવે છે.
૫. બદિપ્રવાસના જમાનાને લગતી હકીકત પહેલા પ્રદેશમાં છે.
૬. બદિપ્રવાસમાથી પાછા આવ્યા ત્યાંથી માંડીને ખ્રીસ્તના મરણ સુધીની હકીકત બીજા પ્રદેશમાં છે.
૭. પ્રેરિતોના સમયનો ઇતિહાસ બીજા તથા ચોથા પ્રદેશમાં આવે છે.

### પહેલો જમાનો—ફ્રાત નદીનો પ્રદેશ.

( જુઓ ઉત્પ ૨--૧૧ અયુબ )

મનુષ્ય જાતિનુ પ્રથમ રહેઠાણુ---એદન દેશ તથા ત્યાંની વાડી, ફ્રાત નદીના મૂળ પાસે, આર્મીનિયા દેશની પૂર્વ સરહદ પર આવેલાં હતાં એમ માનવામાં આવે છે. એજ પ્રદેશમાં નુહનુ વહાણુ જળપ્રલય પછી થંભ્યુ હતુ. અને પુન· મનુષ્ય જાતિનુ વસ્તિ સ્થળ પણુ ત્યાંજ થયુ હતું. ફ્રાત નદીના કિનારા પર શિનઆરના મેદાનમાં બાબેલનો બુરૂજ બાંધવામાં આવ્યો હતો. તેમજ નિનવેહ તથા બાબેલોન નામનાં પ્રાચિન શહેરો પણુ એજ મેદાનમાં હતાં. પહેલુ શહેર તીગ્રીસ નદીને કાંઠે, અને બીજુ શહેર ફ્રાત નદીને કાંઠે હતાં. કાસ્દીઓ કે ખાલ્દીઓનુ ઉર–ઇબ્રાહીમની જન્મભૂમિ—એક હકીકત પ્રમાણે નીચલા ખાલ્દી દેશમાં, અને બીજી હકીકત પ્રમાણે મેસોપોટામ્યામાં આવેલું હતું, કે જ્યાં આગળ આર્મેનીઆના પહાડો તથા ફ્રાત નદી છે. વળી એવુ પણુ કહેવામાં આવે છે કે, મહાન ભક્ત અયૂબ આ સ્થળમાં વસ્તો હતો, એ પ્રમાણે સઘળા મોટા બનાવો આ લાંબા જમાનામાં ૨૦૦૦થી ૩૨૫૦ વરસોમાં બન્યા. તે સર્વનો સમાવેશ ફ્રાતના પ્રદેશમાં થાય છે.

### બીજો જમાનો—લિબાનન પ્રદેશ.

( જુઓ ઉત્પ. ૧૨–૩૮ સુધી )

ઇશ્વરના તેડા પ્રમાણે ઇબ્રાહીમ મેસોપોટામ્યા તજી તથા ફ્રાતના પ્રદેશને છેલ્લી સલામ કરી નૈરૂત્ય પ્રદેશ ( લીબાનન ) તરફ વળ્યો આ ભાગના ઇશાન

ખુણામાં દમસ્ક મુખ્ય શહેર છે, ત્યા આગળથી અલીએઝેર નામનો એક વિશ્વાસુ ચાકર તેને મળી આવ્યો. પાલેસ્તાઇન કે કનાનમા ફરતા ઇબ્રાહીમે જે જે મુખ્ય સ્થળે મુકામ કર્યા, તેઓમાં શેખેમ તથા બેથેલ મધ્ય સ્થળે છે, હેબ્રાન તથા બેરશેબા દક્ષિણમાં છે, અને ગેરાર પલિસ્તીઓના દેશમા છે. દક્ષિણ કે આફ્રીકાના પ્રદેશ સાથે પણ ઇબ્રાહીમનો સબધ થયો છે, એટલે કનાનમાં દુકાળ પડવાને કારણે મિસરમાં જઇ રહ્યો. વળી પોતાના દીકરા ઇસ્હાકને સારૂ સ્ત્રી મેળવવાને ફ્રાતના પ્રદેશમાં (મેસોપોટામ્યામા) પોતાના ચાકરને મોકલ્યો ઇબ્રાહીમના પુત્ર ઇશ્માએલને પાલેસ્તાઇનના અરણ્યનો કબજો મળ્યો, કે જ્યા તે કટૂરાહના પુત્રોની સાથે જોડાયો. અને મોઆબ તથા આમ્મોન, જે તેના ભત્રીજા લોટના સતાન હતા, તેઓએ મૃત સરોવરની પૂર્વ બાજુના ભાગમાં વાસો કર્યો. ઇસ્હાક તો માત્ર શાંતપણે બેરશેબાની પડોસમાજ રહેલો જણાય છે, પણ યાકુબે, પોતાના દાદાની માફક ત્રણે પ્રદેશોની સાથે સબધ ધરાવેલો છે. બાળપણનો તથા પુખ્ત ઉમરનો પાશ્ચાત ભાગ કનાનમા અને પુખ્ત ઉમરનો ઉત્તરાધ ભાગ મેસોપોટામ્યામાં, અને વૃદ્ધાવસ્થા મિસરમા ગાળ્યા છે એસાવના વશજો મૃતસરોવરના દક્ષિણ ભાગમાં, શેઇર પર્વત કે અદોમ દેશમાં વાસો કરતા હતા.

ત્રીજો જમાનો – દક્ષિણ પ્રદેશ.

(જુઓ ઉત્પ ૩૯ થી નિર્ગ ૧—૧૩ સુધી)

યુસફના વખતથી માંડીને મુસાના જમાનામા, એટલે ઇશ્માએલ પુત્રોના નિર્ગમન કાળ સુધી, તેઓનો રહેવાસ માત્ર દક્ષિણ કે આફ્રીકાના પ્રદેશમા (મિસરમા) હતો.

ચોથો જમાનો—લિબાનન પ્રદેશ.

(જુઓ નિર્ગ ૧૪ –૪૦ લેવી, ગણના, પુન યહો ન્યા ૧, ૨ શમૂ
૧, ૨ રાજા ૧, ૨ કાળ ગીત ભવિષ્યવાદીઓ)

લાલસમુદ્ર ઓળગ્યા પછી, શાસ્ત્રનો ઇતિહાસ, ફરીથી લિબાનન પ્રદેશની હકીકત આપે છે. સિનાય દ્વિપકલ્પમા ૪૦ વરસ કાઢયા, પછી અદોમ, આમ્મોન અને મોઆબની સરહદમાં પેઠા. પછી કનાનની પૂર્વ બાજુમા ગયા, ત્યાંથી પશ્ચિમ બાજુ તરફ વળ્યા ને કનાન દેશનો કબજો લીધો. ન્યાયાધીશોના જમાનામાં કનાનની આજુબાજુ ઘણી દેશજાતિઓ સ્વતત્રપણે વસ્તી જોવામાં આવે છે. પરતુ દાઉદ રાજાના જમાનામા ચોતરફની દેશજાતિઓ શરણાગત થએલી, હા, આખો લિબાનન પ્રદેશ એટલે ફ્રાતથી માડીને મિસરની સરહદ સુધી (ફેનીકે શિવાય) ની તમામ દેશજાતિઓ હેબ્રી રાજ્યને તાબે થઇ ગએલ માલમ પડે છે. સુલેમાન રાજાએ પરદેશી મિસર સાથે લગ્ન સબધ બાધ્યો હતો, અરબસ્તાનની દક્ષિણમાં આવેલી શેબાની રાણીની મુલાકાત લીધી, તથા ફ્રાત

સાથેનો સમાગમ થઇ શકે માટે સીરીઆના અરણ્યમાં તાદમોર કે પાલમેરા નામનુ શહેર બંધાવ્યુ. વળી લાલસમુદ્રને કાંઠે અસીઓન–ગેબર નામનુ બંદર બંધાવ્યુ, એ માટે કે શાસ્ત્રમાં જણાવેલા નહિ એવા દેશો સાથે (એટલે ઓફીર કદાચ હિન્દુસ્તાન સાથે) વ્યવહાર ચલાવી શકે.

ઇસ્રાએલના રાજ્યના સમયમાં, એક પ્રખ્યાત આસીરીઆનુ રાજ્ય ફ્રાત નદીના પ્રદેશમા સ્થપાયું. તેનું મુખ્ય શહેર નિનવેહ હતુ. તે તીગ્રીસના કાંઠા પર વસાવેલુ હતુ. યૂના ભવિષ્યવાદીએ આ શહેરની મુલાકાત લીધી. દસ કુળોના લોકો બંદીપ્રવાસમાં લઇ જવાયા, ત્યારે તેઓમાના ઘણાને નિનવેહ તથા માદી રાજ્યનાં શહેરોમા વસાવ્યા હતા. ૧૫૦ વરસ પછી બાકીનાં બે કુળો બાબેલોનમાં બંદિવાન તરીકે લવાયા હતા. આ શહેર નિનવેહના નાશ પછી પૂર્વમાં એક રાજ્યગાદીનું શહેર થયુ. મિસરના રાજાઓ વારંવાર આશ્શૂર તથા બાબેલ સામે ભારે લડાઇ કરતા હતા, અને એમ કરતામાં પાલેસ્તાઇન વારંવાર લડાઇનું મથક થઇ પડતુ. અને એ પ્રમાણે આ ત્રણ પ્રદેશ સંયુક્ત થવાનું મૂળ સ્થાન થતુ હતું. આખરે ઘણી લડાઇઓ લડ્યા પછી બાબેલનો રાજા સર્વોપરી થયો.

## પાંચમો જમાનો—ફ્રાત નદીનો પ્રદેશ.

(જુઓ હઝકીએલ તથા દાનીયેલ)

દસ કુળો આશ્શૂર તથા માદાય દેશમાં લઇ જવાયાં. માદાય તો ઝાગ્રોસ પર્વતની પડોસમાં આવે છે. આ કુળો પુનઃ આવાગમન પામ્યાં નથી. બાકીનાં બે કુળો સિત્તેર વર્ષ બાબેલમાં રહ્યાં, અને એ અરસામાં તેઓએ પોતાની વીણાઓ, ફ્રાત નદીના કાંઠા પરનાં ઝાડવાંઓ ઉપર ટાંગી હતી. આ ફ્રાતને કબાર તથા આહવા નદીઓ મળે છે. માદી–ઇરાની રાજ્યે બાબેલને સર કર્યું ત્યાર પછી રાજ્યગાદી બાબેલથી ઉઠાવીને એલામના શૂશામાં સ્થાપી. આ શહેર ઉલાય નદીના કિનારા ઉપર આવેલુ હતુ. અહીં આગળ દાનીયેલ ભવિષ્યવાદીને ભવિષ્યને લગતાં કેટલાંક દર્શનો થયાં. અહીં આગળ એસ્તેર, રાજાની પટરાણી થઇ, તે ઉપરાંત મોર્દેખાય મુખ્ય પ્રધાન થયો, અને નહેમ્યાહ પાત્રવાહક બન્યો. શાસ્ત્રના ઇતિહાસમાં શૂશા કે શૂશાનને પૂર્વ દિશાનું છેલ્લામાં છેલ્લુ સ્થળ ગણીએ તો ચાલે.

## છટ્ઠો જમાનો—લિબાનન પ્રદેશ.

(જુઓ એઝરા, નહેમ્યાહ, તેમ ચાર સુવાર્તા)

બંદિપ્રવાસમાંથી યહુદીઓ પોતાના દેશ તરફ પાછા વળ્યા તે સમયનો દેખાવ ઇબ્રાહીમ તથા યાકુબના સમય જેવો દેખાવ દે છે. યહુદામાં પુનઃસ્થાપિત થયા ત્યાથી માંડીને આપણા પ્રભુ ઇસુના જન્મ સુધીનો લાંબો જમાનો

અહીં સમાયલો છે. આ લાંબા જમાનામાં ઘણી ઘણી દેશજાતિઓ અને દેશો શાસ્ત્રના પ્રાચીન દેશ સાથે સબંધમાં આવેલા છે. યહુદીઓ તો આશિયા, યુરોપ તથા આફ્રીકા સુધી દૂર ફેલાઇ ગયા, પરંતુ આ પ્રદેશમાં વસ્તી પ્રાચીન દેશજાતિઓ—એટલે જેઓ ફ્રાતના પ્રદેશમાં તથા લબાનોન પ્રદેશમાં અને મિસરના મેદાનમાં રહેનાર હતા, તેઓ સામે ગ્રીક તથા રૂમી લોકોએ વારવાર ચઢાઇઓ કરી. આપણા પ્રભુ ઇસુનુ જીવન ઘણુ કરીને પાલેસ્તાઇનમાંજ ગાળવામાં આવ્યું

સાતમો જમાનો—લબાનોન તથા પશ્ચિમ પ્રદેશ.

(જુઓ પ્રેરિતોના કૃત્ય તથા પત્રો)

પ્રેરિતોના જમાનામા અને વિશેષ કરીને પ્રેરિત પાઉલના સમયમાં શાસ્ત્રના પ્રદેશનો ઘણો વિસ્તાર થએલો છે. (૧) આખા આશિયા મેનરમા તારણની વધામણીના સમાચાર ફેલાવ્યા (૨) પછી સમુદ્ર ઓળંગીને માકેદોન્યા તથા ગ્રીસમાં સુવાર્તા ફેલાવી. અને પ્રેરિતોનાં કૃત્યના છેલ્લા બે અધ્યાયમાં, પ્રેરિત પાઉલ પ્રખ્યાત રૂમ શહેર સુધી ગયો એવી હકીકત વાચવામાં આવે છે. પ્રરિતોનાં કૃત્યમાં ખ્રીસ્તીઓનાં મધ્યબિંદુરૂપ જે જે સ્થળો આવે છે તેઓ નીચે પ્રમાણે છે·—

| આશીઆમાં. | યુરોપમાં. |
|---|---|
| ૧ પાલેસ્તાઇનમાં—યરૂશાલેમ. | ૧. માકેદોન્યામા—થેસ્સાલોનિકા. |
| ૨. સીરિયામાં—અંત્યોખ. | ૨. ગ્રીસમાં—કરીંથ. |
| ૩. આશિયા મેનરમાં—એફેસસ. | ૩. ઇતાલીમા—રૂમ. |

જાણવા લાયક તો એ છે કે, રૂમ જે રૂમી રાજ્યની રાજ્યધાની તે શાસ્ત્રના ઇતિહાસમાં છેક છેલ્લામાં છેલ્લુ શહેર પશ્ચિમમાં આવે છે, અને માદી ઇરાનમાં શુશાન તે છેલ્લામા છેલ્લુ પૂર્વમાં છે. રૂમ તથા શુશાન વચ્ચે લગભગ ૨૦૦૦ માઇલનુ અતર છે, અને પાઉલની જન્મભૂમિ તાર્સસ આ બન્નેથી મધ્યમાં આવેલુ છે.

---

## ભાગ ૩ જો.

### શાસ્ત્રના દેશોની સવિસ્તર ભૂગોળ.

૧ ઇશાની અગર ફ્રાત નદીનો પ્રદેશ.

**ચાર દિશાનું વર્ણન**—ઉત્તર દિશામાં તોરસ પર્વત, પૂર્વમાં ઝાગ્રોસ પર્વત, પશ્ચિમે સીરિયા તથા રણ અને દક્ષિણે ઇરાની અખાત આવેલો છે. એ પ્રમાણે આ પ્રદેશ એક મોટા મેદાન તરીકે જોવામાં આવે છે, અને ફ્રાત તથા તીગ્રીસ નદીઓથી લગભગ ઘેરાએલો માલમ પડે છે

**વિભાગો**—કુદરતી રીતે આ પ્રદેશના બે મોટા વિભાગ (એટલે ઉચ્ચ પ્રદેશ તથા નીચાણનો પ્રદેશ) દેખાય છે. ઉચ્ચ પ્રદેશમાં આર્મીનિયા, માદાય તથા ઇરાન છે. નીચાણના પ્રદેશમાં મેસોપોતામ્યા, બાબેલ કે ખાલ્દી દેશ, આશ્શૂર અને એલામ આવેલા છે.

**નદીઓ**—આ પ્રદેશમાં ફ્રાત તથા તીગ્રીસ નામની બે મોટી નદીઓ આવેલી છે.

૧. યુફ્રેતીસ કે ફ્રાત—આ નદીને હેબ્રી ભાષામાં 'પેરાથ,' આસીરિયન ભાષામાં 'પુરાત' અને ગ્રીક ભાષામાં 'યુફ્રેતીસ' (એટલે મીઠુ પાણી) કહેતા હતા. પવિત્ર શાસ્ત્રમાં તેને સાધારણ રીતે 'નદી' (યશા. ૮; ૭), અગર 'મહાનદી' (ઉત્પ ૧૫; ૧૮) કહે છે. જગતના પ્રારંભથી માંડીને (ઉત્પ. ૨; ૧૪) આ મોટી નદીનુ વર્ણન વાંચવામાં આવે છે, અને પ્રગટીકરણના પુસ્તક ઉપરથી એવું માલમ પડે છે કે જગતના અંત સુધી તે પ્રખ્યાત રહેશે. તે આર્મીનિયાના પહાડોમાંથી નિકળીને ઇરાની અખાતને મળે છે. તેની કુલ લંબાઇ ૧,૭૮૦ માઇલ છે, અને પહોળાઇ આસરે ૧૨૦ ગજથી ૪૦૦ ગજ સુધીની છે. આ નદીનાં બે મૂળ છે. એક એરઝેરૂમના ઇશાન કોણમાં ૨૫ માઇલ ઉપર આર્મીનિયાના પહાડોમાં છે. આ મૂળને 'ફ્રાત કે કારા-સુ' નામ આપે છે, અને બીજુ મૂળ જેને 'મુરાદ ચાઇ' કહે છે, તે આરારાટ પહાડ પાસેથી નિકળે છે. અનુક્રમે ૪૦૦ તથા ૨૭૦ માઇલ પૃથક પૃથક વહ્યા પછી "કેબ્બાન મેદાન" આગળ તેમનો સંજોગ થાય છે. તેના બે ફાંટા સંયુક્ત થાય છે, ત્યાંથી માંડીને મુખ સુધીની લંબાઇ ૧૩૮૦ માઇલ છે. દરિયાથી આસરે ૧૦૦ માઇલ દૂર "કુરનાહ" આગળ તિગ્રીસ નદી તેને મળે છે. એ પ્રમાણે આ સંયુક્ત થએલી બે મોટી નદીઓના પ્રવાહને હાલમાં "શત-એલ આર્બ" નામ આપે છે. હાલમાં ૧૨૦૦ માઇલ સુધી તેમાં વહાણો આવજા કરે છે. એવુ કહેવાય છે કે, સીકંદરે તથા કાઇસાર ત્રાજને તથા જુલીઅને પોતાના વહાણો પ્રથમ આ નદીમાં ચાલતા કીધા હતા. ઇગ્લાંડના વેપારીઓ જેઓ પહેલ વહેલા હિંદુસ્તાનમાં આવ્યા તેઓ ફ્રાત નદીમાં થઇને આવ્યા હતા. બગદાદથી બાબેલ સુધી ઘણા વહાણો હાલમા પણ આવજા કરે છે. શરૂઆતમાં નદીના બન્ને કાંઠા ઉંચા છે, પણ આગળ વહેતાં નદી જ્યા મેદાનમા પડે છે, ત્યાં નબૂખાદરેસ્સારે તથા પલિસ્તીઓએ ઘણુ ખરચ કરીને આખા દેશમા નાળાં બંધાવ્યાં હતાં, તેથી કરીને આખા દેશને પાણી પુરૂ પાડવામા આવતુ હતુ. જેમ મિસર દેશની નીલ નદીમાં, તેમ આશ્શૂર દેશની ફ્રાત નદીમા દેશનુ બળ દર્શાવવામાં આવે છે (જુઓ યશા. ૮; ૭. યિર્મે. ૨; ૧૮). ફ્રાત નદીનુ પ્રથમ બ્યાન ઉત્પ. ૨; ૧૪માં એદન વાડીના સંબંધમા આવે છે, અને ત્યાર પછી પ્રભુએ ઇબ્રાહીમની સાથે જે કરાર કર્યો (ઉત્પ. ૧૫; ૧૮) તે સંબંધે આવે છે. તેમાં જણાવ્યુ છે કે,

"મિસરની નદીથી તે ફ્રાત સુધી આ દેશ મેં તારા વંશને આપ્યો છે" (સરખાવો પુન. ૧૧; ૨૪. યહો. ૧; ૪). કરારમાં આપેલુ વચન દાઉદના સમયમા પુરૂ પડ્યુ (૨ શમૂ. ૮, ૨–૧૪. ૧ કાળ. ૧૮; ૩. ૧ રાજા ૪; ૨૪). આશ્શૂર, બાબેલ અને મિસર દેશનો પુરાતન ઇતિહાસ "મોટી નદી" ની સાથે જોડાએલો છે. પુરાતન વખતમાં આ નદી બાબેલ શહેરની વચ્ચોવચ થઇને વહેતી હતી, પણ કોરેશ રાજાએ યુક્તિથી તેનું પાણી બીજી બાજુએ ખસેડીને ત્યાં ફોજને દાખલ થવાનો માર્ગ કીધો હતો (યિર્મે. ૫૧; ૩૩). પ્રકટીકરણના પુસ્તકમાં લાક્ષણિક ઉપમાથી (પ્રકટી. ૯; ૧૪: ૧૬; ૨૨) ઓળખાવેલી છે.

૨. હીદ્દેકેલ.—એદન વાડીના સબંધે ચાર નદીઓની વાત આવે છે તેમાંની આ ત્રીજી નદી છે (ઉત્પ. ૨; ૧૪). અક્કાદીઓ તેને હીદ્દેકેલ કહેતા હતા. આ હીદ્દેકેલ તે હાલની તિગ્રીસ નદી છે. "તેગર" એટલે પ્રવાહ, તે ઉપરથી તિગ્રીસ નામ આપેલુ છે. આ નદીના પણ બે મૂળ છે તે આર્મીનિયાના પહાડોમાંથી નિકળે છે, અને ૧૦૦ તથા ૧૫૦ માઇલ પૃથક પૃથક વહ્યા પછી તેમનો સયોગ થાય છે. એકદરે આ નદીની લંબાઇ ૧૧૪૬ માઇલ છે. પૂર્વમાં આશ્શૂર તથા શૂશાનની સરહદ બને છે, તેમ મેસોપોટામ્યા તથા બાબેલની પશ્ચિમ સરહદ બને છે. ફ્રાત નદી તિગ્રીસ કરતાં વધારે પહોળી છે, પરતુ તિગ્રીસ વધારે ઉંડી અને ઝડપથી વહેનારી છે. દાની. ૧૦; ૪ મા તેને 'મહાનદી' હીદ્દેકેલ નામ આપવામાં આવ્યુ છે.

**ભાષા**—ફ્રાત પ્રદેશના ઘણાખરા ભાગમાં ચાલતી ભાષા ખાલ્દી હતી. છેક ઉત્તર તરફ સીરી ભાષા વપરાતી હતી. છેક પ્રાચીન કાળના સમયમાં આ પ્રદેશની ભાષા એટલી બધી મુશ્કેલ ન હતી કે જેથી લબાનોન પ્રદેશના લોકો સમજી ન શકે (ઉત્પ. ૨૪; ૧૫), પણ પાછળથી બદલાણુ થએલુ દેખાય છે (૨ રાજા ૧૮; ૨૬. નહે. ૮; ૮). બહિપ્રવાસના જમાના પછી યહુદીઓની ભાષા ખાલ્દી ભાષા થઇ.

**રાજ્ય**—આ પ્રદેશનુ રાજ્ય સપૂર્ણ રીતે સ્વતંત્ર જોવામાં આવે છે. ઇતિહાસના પ્રાચીન જમાનાના કઇક ભાગમા કેટલાક નાના દેશોમા રાજાઓ હતા ખરા, પરતુ તે બધા રાજાઓ આશ્શૂર કે બાબેલના "મોટા રાજાની" સત્તા હેઠળ હતા. પાછળથી એવા ખડીઆ રાજાઓ છુટા પડીને પ્રાંતોના સુબાઓ કે ગવર્નરો જેવા બન્યા.

**ધર્મ**—આ પ્રદેશમા ચાલતો ધર્મ એકદરે મૂર્તિપૂજક હતો. આશ્શૂર તથા બાબેલમાં કેટલાક ચઢઉતર દરજ્જાના દેવ દેવીઓ મનાતાં હતાં. માદાય તથા ઇરાનમા એટલી બધી મૂર્તિઓ પ્રવર્તેલી ન હતી, તો પણ દ્વિપક્ષાધિકારી (એટલે શુભ અશુભ ઉત્પન્નકર્તા) માન્ય કરેલા હતા. વળી અગ્નિપૂજા (કે જેમાં આકાશી જ્યોતિઓ) ની પૂજા ચાલતી હતી.

## ૧. આર્મીનિયા.

**ચાર દિશાનું વર્ણન**—ઇશાની પ્રદેશમાં આર્મીનિયા તો છેક ઉત્તરમાં આવેલો દેશ છે, એટલે કાળા સમુદ્રની અગ્નિકોણમા આવે છે. આ દેશની ઉત્તર દિશામાં કૉકેસસ પર્વત અને દક્ષિણમાં તૌરસ પર્વત આવે છે. આ બન્ને પર્વતોની વચમાં આવવાથી ઉંચપ્રદેશને નામે ઓળખાય છે. દેશની મધ્યમાં પર્વતોની સાંકળરૂપ હાર હોવાને કારણે ઉત્તર તથા દક્ષિણ આર્મીનિયા, એવા બે ભાગ પડે છે. આર્મીનિયાની દક્ષિણમાં કુર્દિસ નામના પહાડો છે, જેમાંના એકને આરારાટ નામથી શાસ્ત્રમાં ઓળખાવેલો છે, તેના ઉપર નુહનું વહાણ થભ્યુ હતુ ( ઉત્પ. ૮ ; ૪). આ પહાડનાં બે મોટાં શિખરો છે, જે એક બીજાથી સાત માઇલને અતરે આવેલાં છે ; તેમાંનુ એક દરીઆની સપાટીથી આસરે ૧૭,૨૦૦ ફુટ ઉંચુ છે, તેનુ શિખર નિરતર બરફથી ઢંકાયલું રહે છે. બીજું શિખર લગભગ ૧૩,૨૦૦ ફુટ ઉંચુ છે. ઇરાની લોકો આ પહાડોને 'કુહ–ઇ–નુહ' એટલે નુહાનો પહાડ એવું નામ આપે છે હાલ આ પહાડ રૂશિયા, તુર્કસ્તાન અને ઇરાનની સરહદ વચ્ચે આવેલો છે. ફ્રાત નદી આ પહાડોમાંથી નીકળી દક્ષિણ તરફ વહેતાં ઇરાની અખાતને મળે છે. અને કુર તથા તેને મળનારી નાની નદી અરસ, પૂર્વ તરફ વહેતાં કાસ્પિયન સમુદ્રને મળે છે. વાન નામનુ એક મોટુ ખારા પાણીતું સરોવર છે, જે દરીઆની સપાટીથી આસરે ૫,૫૦૦ ફુટ ઉંચુ છે. ઉનાળામાં ત્યાંની હવા ગરમ હોય છે, પણ શિયાળાની ઋતુમાં બરફ પડે છે. પવિત્ર શાસ્ત્રમાં આ દેશ ત્રણ નામથી ઓળખાવેલો છે, એટલે :—(૧) અરારાટ ( ઉત્પ. ૮ ; ૪ ૨ રાજા ૧૯ ; ૩૭. યશા. ૩૭ ; ૩૮ યિર્મે. ૫૧ ; ૨૭).

(૨) મિન્ની ( યિર્મે. ૫૧ ; ૨૭ ).

(૩) તોગાર્મોહ ( હઝ. ૨૭ ; ૧૪ : ૩૮ ; ૬ ).

પ્રોફેસર પેરટ સાહેબ ઇ સ. ૧૮૨૯ માં બે વખત નિરાશ થયા પછી અરારાટ પર્વતની ટોચે જવા પામ્યા હતા, તે પહેલાં કોઇ તેના શિખર પર ચઢયું નહોતુ. સાન્હેરીબના પુત્રો ખૂન કરીને અહીં નાસી આવ્યા હતા ( ૨ રાજા. ૧૯ ; ૩૭ ).

**એદન બાગ**—કેટલાએક એમ માને છે કે, એદન દેશ તથા વાડી આર્મીનિયામાં હતાં, કે જ્યાં આપણાં પ્રથમ માબાપને મુકવામા આવ્યાં હતાં ( ઉત્પ. ૨ ; ૮ ). આ વાડીને "યહોવાહની વાડી" એવુ નામ આપવામાં આવ્યું છે ( ઉત્પ. ૧૩ ; ૧૦ ). કેમકે તેણે તેને બનાવી, અને માણસ સાથે પહેલ વહેલો ત્યાં તે ફરતો હતો. આ વાડીમાં ચાર નદીઓનો પ્રવાહ હતો, એટલે તિગ્રીસ કે હીદ્દેકેલ અને યુક્રેતીસ કે ફ્રાત. બીજી બેને પીશોન તથા ગીહોન કહે છે.

હાલમાં આ બે નદીઓને આરાક્ષીસ તથા કિઝીલ-એ-માર્ક નામથી ઓળખાવે છે. આ દેશનો પૂર્વ ભાગ શાસ્ત્રમાં વર્ણવેલા એદન બાગનો ભાગ હશે, કારણ કે ત્યાંનો દેખાવ રળિયામણો અને ચમનબાગો, વાડીઓ તથા ફળદ્રુપ ઝાડોથી ભરપુર દેશ છે.

## ૨. મેસોપોટામ્યા.

**ચાર દિશાનું વર્ણન**—આ દેશ આર્મિનીઆથી દક્ષિણમાં આવેલો હતો. તેની ઉત્તરે મીસિયસ પહાડ, દક્ષિણમાં તિગ્રીસ તથા ફ્રાતને જોડનારી નહેર, પૂર્વમાં તિગ્રીસ નદી તથા પશ્ચિમે ફ્રાત નદી આવે છે. મેસોપોતામ્યા એ ગ્રીક નામ છે. તેનો અર્થ "બે નદી વચ્ચેનો દેશ" એવો થાય છે. હેબ્રી ભાષામાં તેને "અરામ-નાહરાઇમ" એટલે બે નદી વચ્ચેનો અરામ કહેતા. યુનાનીઓ તથા રૂમીઓ ફ્રાત અને તિગ્રીસ નદીની વચ્ચેના પ્રદેશને ઉપલુ નામ આપતા હતા જુના કરારમાં મેસોપોટામ્યાને પાદ્દાનારામ ( અરામનુ મેદાન ) કહેલુ છે ( ઉત્પ. ૨૫ ; ૨૦ ). અહીના રહીશોને કોઇ વાર અરામીઓ કહેતા ખરા, પરતુ ખરૂ અરામ તો મેસોપોટામ્યા તથા લબાનોનની મધ્યમાં આવેલુ હતું.

**વિભાગ**—આ મેસોપોટામ્યાનો દેખાવ નાવડાને મળતો દેખાવ છે નાવડાનો પાછલો ભાગ અને જમણી બાજુ ફ્રાત નદીથી બનેલાં છે 'ખાબોર' કે કબાર નદીથી આ દેશના બે વિભાગ થએલા છે. દક્ષિણ ભાગ સપાટ તથા અફળ છે, ત્યારે ઉત્તર ભાગ રસાળ તથા ફળદ્રુપ છે કદાચ અરામ-નાહરાઇમ ઉત્તર વિભાગમાં હશે.

**પ્રખ્યાત સ્થળો**—શાસ્ત્રના ઇતિહાસમાં એવા સૌથી પ્રખ્યાત સ્થળો, તે ઉર, હારાન, કાર્ખેમીસ, તથા કબાર નદી છે.

ઉર—તેને કાસદીઓનુ ઉર ( ઉત્પ. ૧૧ ; ૨૮ ) એ નામ આપે છે તે ઇબ્રાહીમની જન્મભૂમિનુ સ્થળ હતુ. ઉરફાહ કે ઓરફાહ નામનુ શહેર ઉપલા મેસોપોટામ્યામા આવે છે. આરબ લોકો હજુ સુધી ત્યાની જાત્રાએ જાય છે, કેમકે તેઓના વડા ઇબ્રાહીમની જન્મભૂમિ તે છે, અને તેને ઉર કાસદીમ અગર કાસદીઓનુ ઉર કહે છે. ઉત્તર ખાલ્દી કે સિનારનુ આ સૌથી મોટું નગર હતુ, અને જેમ હકુમતમા તેમ વેપાર રોજગારમા પણ દેશનુ મધ્યબિદુ હતુ ફ્રાત નદીના મુખની પશ્ચિમ બાજુ પર તે આવેલુ હતુ. આ શહેર શિલાજીત નામના રસને માટે પ્રખ્યાત હતુ, તેથી તેને "શિલાજીતનુ શહેર" પણ કહેતા. હાલમાં તે દરીઆકાંઠાથી ૧૫૦ માઇલ ઉપર અને ફ્રાત નદીથી ૬ મલ દૂર આવેલુ છે. પણ પહેલાંના વખતમા આ શહેર દરીઆકાંઠાનુ ગણાતુ હતુ, કેમકે ઇરાની અખાતનુ પાણી ત્યા સુધી પહોંચતું હતું. ઉર બાબેલનુ બદર હતુ. ત્યાથી અખાત પર આવેલી વસ્તી સાથે અને દેશાવર જેમકે હિંદુસ્તાન, ઇથીઓપીઆ

અને મિસર સાથે આ બંદરનો વેપાર સબધ ચાલતો હતો. હાલ તે "મુઘેઇટ" શિલાજીત નામથી ઓળખાય છે. ખંડિયેરોમાં જે ઈંટો માલમ પડે છે તે પર જોતાં માલમ પડે છે કે, ઉરનુ પુરાતન નામ 'હુર' હતુ. હુર તે ચદ્રનુ નામ છે. અને ચદ્રિકા દેવીનું મદિર પણ ત્યાં બાંધવામાં આવ્યુ હતુ. વળી ઈંટો ઉપર 'ઉરૂખ' બાદશાહનુ નામ છે, અને ઇ. સ. પૂ. ૨૦૦૦ પહેલાં તે વસાવવામાં આવ્યું હશે એમ દેખાય છે. એવું ધારવામાં આવે છે કે, ૨૦૦ વર્ષ સુધી ઉર રાજધાનીનું શહેર રહ્યું હતું. ઇ. સ. પૂ. ૫૦૦માં તેનો નાશ થયો કહેવાય છે. પણ લાંબા વખત સુધી એટલે અસરે ૧૮૦૦ વર્ષ સુધી તે જગ્યા એરેખ (ઉત્પ. ૧૦; ૧૦)ની માફક કબરસ્તાનની જગ્યા થઇ, અને પુરાવામાં ઘણી એક કબરો હજી સુધી ત્યાં માલમ પડે છે. આ જગ્યા દફનને માટે લોકો બહુ પવિત્ર ગણતા હતા. પવિત્ર શાસ્ત્રમાં નીચેનાં વાક્યોમાં તેને વિષે હકીકત મળે છે (ઉત્પ. ૧૧; ૨૮, ૩૧ ૧૫; ૭. પ્રેરિ. ૭; ૨, ૪). કાસ્દી, આ શબ્દ દાનીયેલના પુસ્તકમાં વારવાર આવે છે (૨; ૨ ઇત્યા.). ત્યાં આગળ એ નામ જ્ઞાની વર્ગને લાગુ પાડેલુ છે. તેઓ ખાસ શકુન કહેનારા દેખાય છે.

હારાન—ઉરફાહથી દક્ષિણમાં ૨૦ માઇલ ઉપર હતુ, જ્યાં ઇબ્રાહીમે કાસ્દીઓના ઉરમાથી નિકળ્યા પછી પ્રથમ મુકામ કીધો, અને પોતાના પિતા તેરાહના મરણ સુધી ત્યાં રહ્યો હતો (ઉત્પ. ૧૧; ૩૧, ૩૮). આ શહેરને પ્રે. કૃ. ૭; ૨ માં "ખારાન" નામ આપેલુ છે, અને ઉત્પ. ૨૪; ૧૦માં તેને "નાહોરનુ શહેર" કહે છે, કારણ કે જ્યારે ઇબ્રાહીમ અહીંથી નિકળીને કનાનમાં ગયો ત્યારે, ઇબ્રાહીમના ભાઇ નાહોરે ત્યાંજ વાસો કર્યો હતો. હારાનની ચોતરફના દેશને પાદ્દાન-અરામ કહે છે. અહી આગળ યાકુબે લાબાનની બે દીકરી નામે લેઆહ તથા રાહેલ સાથે લગ્ન કર્યું હતું, અને અહી તેના ૧૧ દીકરાઓનો જન્મ થયો હતો. તે બેલીક નદી ઉપર આવેલું હતું. આશ્શૂરના રાજાએ જે શહેરો જીતી લીધાં તેમા તેનું નામ પણ આપવામા આવે છે (૨ રાજા ૧૯; ૧૨. યશા ૩૭, ૧૨). આ શહેરના લોકો જ્યારે સૂરની સાથે વેપાર રોજગાર ચલાવતા હતા ત્યારે આ શહેર બહુ પ્રસિદ્ધ હશે એમ હઝકીએલ ૨૭; ૨૩ ઉપરથી દેખાય છે, પણ હાલ તો તે ફક્ત એક ગામડુ છે. રૂમી ઇતિહાસમાં એક રૂમી સરદાર નામે ક્રૅસસ, પાર્થી લોકોથી અહીં આગળ હાર પામ્યો તેને માટે પ્રખ્યાત થએલુ છે.

કાર્કેમીશ—(કીરસેસીઅમ) ફ્રાત તથા કબારના સગમ ઉપર, પશ્ચિમ કિનારે આ શહેર આવેલુ હતુ. અહી એક અજીત કિલ્લો હતો, અને ઘણાં વરસો સુધી મિસર, આશ્શૂર તથા બાબેલનું કજીયાનુ સ્થળ ગણાતું હતુ. આ જગ્યાએ મિસરના રાજા ફારૂન-નખોને બાબેલના રાજા નબૂખાદનેસ્સારે હરાવ્યો હતો (૨ કાળ. ૩૫; ૨૦. યશા. ૧૦; ૯. યિર્મે. ૪૬; ૨). વળી હઝકીએલના

જમાના સુધી યહુદીઓની એક ટુકડીને નબૂખાદનેસ્સારે અહીં આગળ રાખેલી હતી. બિનાસવાળી જગ્યામાં હોવાથી ત્યાંની હવા અસુખાકારી હતી.

કબાર—આ નામની એક નદી મેસોપોટામ્યામાં થઇને વહે છે, અને કાર્કમીશની પાસે ફ્રાતને મળે છે. આ નદીના કાંઠા ઉપર હઝકીએલને દર્શન થયુ હતુ (હઝ. ૧; ૧, ૩ : ૩; ૧૫, ૨૩ · ૧૦; ૧૫, ૨૦, ૨૨ : ૪૩; ૩). નબૂખાદનેસ્સારે યહુદી ગુલામોને આ નદી ઉપર વસાવ્યા હતા બિચારા યહુદી ગુલામો અહીં જુદી જુદી નહેરો આગળ રહેતા અને સિયોનનુ સ્મરણ કરતાં વિલાપ કરતા હતા, તોપણ આવી ઉદાસીન હાલતમાં એક માણસને વાસ્તે આ જગ્યા "આકાશનો દરવાજો" બની (હઝ. ૧; ૧ ૩, ૧૫). કેટલાએકનુ ધારવુ એવુ છે કે, આ નદી "હાબોર" નદી છે (૨ રાજા ૧૭, ૫). હાલમાં હાબોરને "ખાબોર" નામ આપેલુ છે.

શાસ્ત્રમાં મેસોપોટામ્યા, બેઓરના પુત્ર બલઆમ કે જે આ દેશના પેથોરનો વતની હતો, તેના સબધમાં પણ આવે છે. તેને મોઆબના રાજા બાલાકે ઇસ્રાએલીઓને શ્રાપ દેવા સારૂ તેડાવ્યો હતો (ગણ. ૨૨, ૫, ૬). ન્યાયાધીશોના જમાનામાં અરામ-નાહારાઇમના રાજા કુશન-રીશઆથાઇમે પાલેસ્ટાઇન દેશ ઉપર ચઢાઇ કરી (ન્યા. ૩; ૮). યોસેફ્સ તેને આસીરિયાનો રાજા કહે છે. "નદીની પેલી ગમ રહેનારા અરામીઓ" (૨ શમૂ. ૧૦; ૧૬) કે જેઓને આમ્મોનીઓએ દાઉદની વિરૂદ્ધમાં પૈસા આપીને તેડાવ્યા હતા, તેઓ ઘણુકરીને મેસોપોટામ્યાના રહીશો હતા.

## ૩. બાબેલ, ખાલ્દી અગર કાસ્દી દેશ.

સીમા—બાબેલ અને ખાલ્દી, આ બન્નેની ઉત્તરમાં મેસોપોટામ્યા, પૂર્વમા તિગ્રીસ, પશ્ચિમે અરબસ્તાનનુ રણ અને દક્ષિણે ઇરાની અખાત આવે છે. ઘણુકરીને આ ભાગના નૈઋત્ય ભાગને ખાલ્દી કે કાસ્દી કહેતા હતા. આ દેશનુ હેબ્રી નામ કાસ્દીમ પણ આસ્શરી નામ કાસીદી (જીતનાર) હતુ. ઇરાની અખાત ઉપર કાલદાઇ નામની એક કોમ રહેતી હતી. તેમનો રાજા મરોદાખ બાલઅદાન કરીને હતો. તેણે જ્યારે આ દેશ જીતી લીધો ત્યારે આખા દેશને તેણે ખાલ્દી (કાસ્દીઓનો દેશ) એવુ નામ આપ્યુ (૨ કાલ. ૩૬; ૧૭). શરૂઆતમાં બાબેલના રાજાઓના મુલકને "શિનઆર" નામ આપવામાં આવ્યુ છે (ઉત્પ. ૧૦, ૧૦), પણ જ્યારે કાસ્દીઓએ બાબેલમાં રાજ્ય કીધુ, ત્યારે આ દેશને "કાસ્દી" નામ આપવામાં આવ્યુ. આ દેશ ફ્રાત નદીને જમણે કાંઠે આવેલો હતો.

કુદરતી દેખાવ—આ પ્રદેશનો મોટો ભાગ ફ્રાત તથા તિગ્રીસ નદીઓમાં ઘસડાઇ આવેલા કાંપથી બનેલો છે. ફ્રાત બાબેલમા ૪૯૧ ફુટ પહોળી અને

૨½ ફાધમ ઉંડી છે. એપ્રીલથી જુન સુધી તેના પાણી ચોતરફ છલકાતાં જાય છે. તેના કિનારા કાદવ (કાંપ)વાળા હોવાથી, બરૂ તથા કમળ વૃક્ષો પુષ્કળ થાય છે. જે વખતે યહુદીઓ બાબેલ બદિપ્રવાસમાં ગયા "ત્યારે ત્યાંનાં ઝાડવાં પર પોતાની સતારો ટાંગી." બાદશાહોની હકુમત તથા દોલતથી દેશમાં ઘણીએક પાણીની નહેરો બનાવવામાં આવી હતી, જેથી આખા દેશને પાણી પુરૂ પાડવામાં આવતુ હતુ. ત્યા અનાજ ઘણુ સારૂ પાકતુ હતું, અને ખજુરીની ઘણી વાડીઓ ત્યાં જોવામાં આવતી હતી, અને એ પ્રમાણે કાસ્દીઓનો આ દેશ બહુ ફળદ્રુપ ગણાતો હતો.

પ્રખ્યાત સ્થળો—શાસ્ત્રના ઇતિહાસમાં જે પ્રખ્યાત સ્થળો બતાવેલાં છે તે.—શિનઆરનું મેદાન, દુરાહનુ મેદાન, બાબેલનુ મેદાન, અને રાજ્યકીય શહેર બાબેલોન.

મેદાનો—શિનઆર તથા દુરાહના મેદાનો બાબેલના મેદાન સાથે સબધ ધરાવનારાં, અગર બાબેલ મેદાનનો કોઇ ભાગ હોય એમ લાગે છે. આ મોટું મેદાન જળપ્રલય પછી મનુષ્ય જાતિનું રહેવાનું મુખ્ય સ્થળ થયુ. અહી બાબેલનો બુરૂજ બાંધવામા આવતો હતો (ઉત્પ. ૧૦; ૧૦· ૧૧, ૧–૬). પરતુ ઇશ્વરે તેઓને આખી પૃથ્વીપર વિખેરી નાખ્યા.

હિલ્લાહ નામનું એક અર્વાચીન શહેર છે, ત્યાંથી આસરે ૬ માઇલ દૂર 'બિર્સ-નિમ્રૂદ' નામનો એક પુસ્તો છે, જેને ઘણા કાળથી બાબેલના બુરૂજ તરીકે ઓળખાવે છે; તે લંબ ચોરસ આકૃતિમાં છે, અને તેનો ઘેરાવો ૭૦૦ વાર જેટલો છે. તેની ઉંચાઇ ૨૦૦ ફુટ છે. પરતુ એક લેખ હાલમાં શોધી કાઢવામાં આવ્યો છે, જે વાચતાં સર, એચ. રોલિન્સન જણાવે છે કે, આ બુરૂજ બાબેલમાં ન હતો, પણ "બોરસીપ્પા" મા હતો.

બાબેલ કે બાબેલોન—હેબ્રીમાં તેને બાબેલ એટલે "દેવનો દરવાજો" એવુ નામ આપ્યુ. તેનુ ગ્રીક નામ બાબેલોન છે. હામના પૌત્ર નિમ્રોદે આ શહેર બાધ્યુ (ઉત્પ. ૧૦; ૮–૧૦). પુરાતન દુનિયાનુ તે સૌથી મોટું અને શોભાયમાન શહેર હતુ અને રાજ્યગાદીનુ સ્થળ હતુ. ત્યાં આગળ બુરૂજ બાધવામાં આવ્યો હતો અને ત્યાર પછી બુરૂજની આસપાસ આ મહાન શહેર બાંધવામાં આવ્યું હતું (ઉત્પ. ૧૧; ૧–૯). ઇ. સ. પૂ. ૬૨૫ મા નિનવેહનો નાશ થયો, ત્યાર પછી ફરી બાબેલ રાજ્યધાનીનુ શહેર થયુ. નબુખાદનેસ્સારનો બાપ નાબોટલાક્ષર બાબેલ રાજ્યનો પુનઃસ્થાપનાર હતો, ત્યાર પછી નબુખાદનેસ્સારથી આ શહેરની વૃદ્ધિ તથા શોભા કરવામાં આવી (ઇ. સ. પૂ. ૬૦૪–૫૬૨). આ શહેર ફ્રાત નદીના બન્ને કિનારા ઉપર બગદાદથી દક્ષિણમાં ૫૦ માઇલ ઉપર, અને ફ્રાત તથા તિગ્રીસના સગમથી ઉત્તરે ૨૦૦ માઇલ ઉપર બાધવામાં આવ્યુ હતુ. આ શહેરની બાધણી

ચોરસ હતી. તેની દરેક બાજુ ૧૫ માઇલની હતી. તેમાંના રસ્તા એવી રીતના કાઢેલા હતા કે, શહેરના સરખા ચોરસ ભાગ થતા હતા. શહેરને ફરતા બે મોટા કોટ હતા બહારનો કોટ ૩૩૭ ફુટ ઉંચો અને ૮૫ ફુટ પહોળો હતો. કોટને લગતા ૨૫૦ કિલ્લા બાંધેલા હતા; અને પિત્તળના એકસો દરવાજા હતા (યશા. ૧૪; ૧, ૨). શહેરમાં બે પ્રખ્યાત મકાનો હતાં. પૂર્વ તરફનો મેહેલ ઘણો વિશાળ હતો, તેને ત્રણ કોટ હતા. જાણવુ જોઇએ કે આ શહેર હાલનાં શહેરોની માફક બાંધેલુ ન હતુ, પણ શહેરની અંદર ચમનબાગો—બાગો—તથા ખેતરો આવેલા હતાં, જેથી ઘેરાવામાં મોટુ હતુ. વળી શહેરમાં "બેલુસ" નુ એક મદિર હતુ, જે બેલ દેવનુ સ્થાન હતુ. હજુ સુધી તેનાં ખંડિયેરો જોવામાં આવે છે. યહુદીઓ ૭૦ વરસ સુધી બંદિપ્રવાસમા અહી રહ્યા હતા. આ શહેરની પડોસમાં સોનાની મૂર્તિ ઉભી કરવામા આવી હતી; તેમજ બળતા અગ્નિની ભઠ્ઠી તયાર કરાઇ હતી (દાની. ૩; ૧-૬). જ્યારે ઇરાની કોરેશે તેને સર કર્યું ત્યાર પછી તે માદી-ઇરાનનો એક ભાગ થયો, અને રાજ્યગાદી ત્યાથી ઉપાડી શુશામાં કરવામાં આવી. જે એક વખત "રાજ્યોનુ ગૌરવ" (યશા. ૧૩; ૧૯) ગણાતુ હતુ, તે ક્યાં આવેલુ હતુ તે હાલ બહુ મુશ્કેલીથી શોધી કઢાય છે અર્વાચિન કાળમાં ત્યા આગળ ઘણી શોધખોળ કરવામાં આવી છે. તેમાં કેટલીએક ઈંટો મળી આવી છે, જેમાની કેટલીએક ઉપર માત્ર નબુખાદનેસ્સારનુ નામ છે, બીજી કેટલીએક ઉપર ઐતિહાસિક લેખ લખેલા છે.

અર્વાચીન ઇતિહાસ—ખ્રીસ્તના જમાના વખતે-મેસોપોટામ્યા, બાબેલોન તથા પાસેના બીજાં રાજ્યો, પારથીઓથી જીતી લેવામાં આવ્યા, અને પારથીઓનુ રાજ્ય સ્થાપન કરાયલુ હતુ; ત્યાર પછી રૂમીઓથી જીતી લેવાયુ. બંદિપ્રવાસનો જમાનો પુરો થયા પછી ઘણા યહુદીઓએ ત્યાંજ નિવાસ કર્યો હતો તે કારણથી પ્રેરિત. ૨; ૯ માં "મેસોપોટામ્યા તથા પારથી" નામ આવે છે. આ પ્રદેશમાં ખ્રીસ્તી ધર્મનો ફેલાવો શરૂઆતથીજ થએલો જોવામાં આવે છે. ૧ પીતર ૫; ૧૩ મા "બાબેલોનમાંની (મડળી)" નામ આવે છે, તે સબધી કેટલાએકનું ધારવું એવું છે કે, તે આ સ્થળ હશે.

કાસ્દીઓનો વેપાર—જગતના ઇતિહાસના પહેલા જમાનામાં કાસ્દીઓ કે ખાલ્દીઓ વિદ્યામા નિપૂણ હતા. બાબેલ તેમજ ફ્રાત નદીના કિનારા પર આવેલા બીજાં શહેરો વેપારને માટે પ્રખ્યાત થએલા હતાં, તે સર્વમાં બાબેલોન વેપારનુ મુખ્ય સ્થળ ગણાતુ હતુ; હિંદની સાથે પણ તેનો સબધ હતો. રેશમ, ઉન, સુતરાઉ કાપડ તથા શેત્રંજીઓને માટે બાબેલોન પ્રખ્યાત હતુ.

નબુખાદનેસ્સારના સમયમાં આ શહેર અતિ દુષ્ટ, વિલાસી, અભિમાની, ઘાતકી અને સર્વ પ્રકારની ભ્રષ્ટતાએ ભરપૂર જોવામાં આવે છે. આ કારણ માટે ઇશ્વરી ન્યાય સદાને માટે તેના પર આવી પડયો.

ભવિષ્યવાતો—ખાલ્દી દેશ, તેમાં વિશેષે કરીને બાબેલને લગતી ઘણી ભવિષ્યવાતો શાસ્ત્રમાં છે (યશા. ૧૩; ૪–૨૨. યિર્મે. ૨૫; ૧૨·૫૦; ૨, ૩. દાની. ૨; ૩૧–૩૮). પ્રકટીકરણના પુસ્તકમાં "મોટુ બાબેલોન" લાક્ષણિક અર્થમાં વપરાયુ છે, કે જેમાં રૂમને બતાવ્યુ છે (પ્રક. ૧૮).

## ૪. આશ્શૂર.

સીમા.—ઉત્તરે આર્મીનિયા, પૂર્વે માદાય તથા ઇરાન, દક્ષિણે બાબેલ તથા શૂશા અને પશ્ચિમે મેસોપોટામ્યા તથા તિગ્રીસ નદી આવેલાં છે.

નુહના દીકરા શેમનો પુત્ર આશ્શૂર હતો (ઉત્પ. ૧૦; ૨૨. ૧ કાલ. ૧; ૧૭). તેના નામ ઉપરથી કદાપિ બાબેલની ઉત્તરના તિગ્રીસ નદીના ઉત્તરના પ્રદેશને આશ્શૂર નામ આપવામાં આવ્યુ હશે. પણ વિદ્વાનોએ સાબિત કર્યું છે કે, આશ્શૂર દેશમાં આ પહેલા દેશની રાજ્યધાનીનુ નામ આશ્શૂર હતુ અને તેથી કરીને દેશને આ નામ આપવામાં આવ્યુ છે.

પ્રખ્યાત સ્થળો—આશ્શૂરનાં જે જે પ્રખ્યાત શહેરોનું વર્ણન શાસ્ત્રમાં આવે છે તે નીચે પ્રમાણે છે:—

નિનવેહ, રહોબોથ, કાલાહ અને રેશન (ઉત્પ. ૧૦; ૧૧, ૧૨). પરતુ નિનવેહ શિવાય બીજાં ત્રણની હકીકત નહિ જેવી છે.

નિનવેહ—નિનવેહ વિષે પહેલામાં પહેલી વાત ઉત્પ. ૧૦; ૧૧ મા આવે છે. ત્યાં લખ્યુ છે કે, "તે આશ્શૂરમાં ગયો, ને નિનવેહ વસાવ્યુ." હવે તે, એ સર્વનામ નિમરોદને લાગુ પડે છે, જે પરથી જણાય છે કે નિમરોદે તે શહેર વસાવ્યુ, ત્યાર પછી યૂનાના વખત સુધી આ શહેર વિષે કશુ લખવામા આવ્યું નથી. યૂનાના વખતમા આ શહેર આશ્શરની રાજ્યધાનીનુ એક ભવ્ય અને આબાદ શહેર ગણાતુ હતુ. નિનવેહના નાશ વિષે નાહૂમે ભવિષ્ય ભાખ્યુ હતુ. થોડાં વરસ પછી સફાન્યાહ ભવિષ્યવાદીએ એવુજ ભવિષ્ય પ્રગટ કર્યું, ત્યાર પછી સુવાર્તામાં આ શહેરનુ નામ આવે છે; ત્યાં સુધી શાસ્ત્રમાં એ વિષે કશું લખવામાં આવ્યુ નથી (માત્થી ૧૨; ૪૧. લુક ૧૧; ૩૨).

આ મહાન નગર તિગ્રીસ નદીની ડાબી બાજુ પર આવેલું હતું. એવુ કહેવાય છે કે બાબેલોન શહેર કરતા તે મોટુ હતું. શહેરનો ઘેરાવો આસરે ૬૦ માઇલનો હતો. તેની ચોતરફનો કોટ ૧૦૦ ફુટ ઉચો અને ત્રણ ઘોડાગાડીઓ સાથે દોડી શકે એવો પહોળો હતો. ચોતરફ મળીને ૧૫૦૦ બુરૂજ બાંધેલા હતા. નગરની વસ્તી આસરે છ લાખ માણસની હતી. યૂના ૧; ૨ પરથી જણાય છે કે, આ શહેર ઘણું આબાદ હતુ, પણ ભુંડાઇ ઘણી ચાલતી હતી, માટે પરમેશ્વર તેનો નાશ કરવા ચહાતો હતો, તો પણ એના લોકોના મન એટલા બધાં

જડ થએલા ન હતાં કે તેઓ પસ્તાવો કરી ન શકે. તેઓએ યૂનાના બોધથી પસ્તાવો કર્યો, અને પ્રભુએ તેમના ઉપર દયા કરી, તો પણ તેમની ભુંડાઇ વધતી ગઇ, અને નાહૂમ ભવિષ્યવાદીના કહેવા મુજબ તેમની ભુડાઇને લીધે આખરે તેમનો નાશ થયો (નાહૂ. ૩; ૧–૧૪). માદી સીઆકસરસ અને બાબેલના રાજા નબોપલાસરે સપ કરી તેનો નાશ કર્યો, અને આશ્શૂરી બાદશાહતનો અંત આણ્યો. નિનવેહનો નાશ અજાયબ રીતે અને એકાએક થયો, અને તે કામ પ્રભુથી થયુ છે આવુ મોટુ નગર છતાં ઘણા સૈકા સુધી તે કયે ઠેકાણે બાંધેલું હતુ તે વિષે ખાતરી ન હતી; પણ આસરે સાઠેક વરસ ઉપર વિલાયતી વિદ્વાનો તેની શોધ કરવા લાગ્યા, અને તિગ્રીસ નદી ઉપર મોસુલ નામનુ એક શહેર બાંધેલુ છે તેની પાસેની ઉંચી ટેકરીઓ ખોદવામાં આવી, અને ૨૦૦૦ વર્ષ પહેલા નિનવેહની ભગ્નિ થએલી અને બાળી મુકેલી તથા જમીનદોસ્ત થએલી ઇમારતો અને રાજ્યમેહેલો ફરી જોવામા આવ્યા છે. આશ્શૂર દેશના રાજાઓની હકીકત તથા ઇતિહાસ તેમજ તેમના રીત રીવાજ ભીંતો તથા સ્મારક સ્તંભ ઉપર કોતરેલાં હાથ આવ્યાં છે, જે વાંચીને શાસ્ત્રની ઘણી વાતોને ટેકો મળે છે. ખોદી કાઢેલાં ખડિયેરોમાં ઘણાએક રાજ્યમેહેલો તથા કીર્તિસ્તંભો દેખાય છે. તેમજ સાન્હેરીબના પૌત્ર આશ્શૂર-બાની-પાલની પુસ્તકશાળા હાથ લાગી છે, જેમાંથી આશ્શૂરી ભાષામાં લખાયલી દસ હજાર ઈંટો હાથ લાગી છે, જે પુરાતન દુનિયાના ઇતિહાસ પર પ્રકાશ પાડે છે. નિનવેહનો ઘણોએક ખોદી કાઢેલો સામાન પારીસ અને લંડન ઇત્યાદિ પ્રસિદ્ધ શહેરોના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવ્યો છે ખડિયેરના એક મિનારા પર એક કબર જોવામાં આવે છે, જે યૂનાના નામથી ઓળખાય છે. સર હેનરી રોલીન્સન તથા બીજા પ્રખ્યાત વિદ્વાન પુરૂષોથી મળેલા લેખ ઉકેલવામાં આવ્યા છે, જે ઉપરથી શાસ્ત્રમાં વિદિત હકીકતની સાથે ઘણુખરૂ મળતાપણુ જણાવેલુ છે, તો પણ આશ્શૂરના રાજ્યની ઘણીએક ઐતિહાસિક વાતો અધુરી છે, અને પ્રગટ થએલી બધી વાતો ભરોસા લાયક છે એમ પણ કહી ન શકાય.

ઐતિહાસિક બિના—શાસ્ત્રના ઇતિહાસ તરફ જોતાં, આશ્શૂરી ૭ રાજાઓના નામ મળી આવે છે —

૧. પુલ, ૨ રાજા. ૧૫; ૧૯, ૨૦. ૧ કાળ. ૫, ૨૬.
૨. તિગ્લાથ-પિલેસેર, ૨ રાજા. ૧૫; ૨૯ ૧૬; ૧૦. ૧ કાળ ૫; ૨૬.
૩. શાલ્માનેસેર, ૨ રાજા. ૧૭; ૩–૬ ૧૮; ૯–૧૨.
૪. સાર્ગોન, યશા. ૨૦; ૧.
૫. સાન્હેરીબ, ૨ રાજા. ૧૮, ૧૩–૧૯. યશા ૩૬; ૩૭
૬. એસાર-હાદ્દોન, ૨ રાજા. ૧૯; ૩૭. એઝ ૪; ૨.

તિગ્લાથ-પિલેસેર યરદનની પૂર્વગમના ઇસ્રાએલીઓને બંદિવાન કરીને લઇ ગયો (૨ રાજા. ૧૫, ૨૯). શાલ્માનેસેરે સમારીઆને ઘેરો ઘાલ્યો, અને સાર્ગોનથી સંપૂર્ણ રીતે નાશ કરાયો; ત્યાંના બધા ઇસ્રાએલીઓને બંદિવાન કરીને લઇ ગયો. હિઝકીયાહ રાજાના સમયમાં સાન્હેરીબ યહુદા પર ચઢી આવ્યો, પરંતુ યહોવાહના દૂતે યરૂશાલેમ પાસે તેના લશ્કરનો નાશ કીધો, જેથી તેને પાછા જવુ પડયુ.—(આપોક્રીફાના પુસ્તકમાં તોબીથ નામ આવે છે, તે સાન્હેરીબના સમયમાં નિનવેહમા રહેતો હતો).

## ૫. માદાય.

સીમા—માદાય દેશની ઉત્તરમા કાસ્પીઅન સમુદ્ર, પૂર્વે પાર્થીઆ, દક્ષિણે ઇરાન અને પશ્ચિમે આશ્શૂર દેશ છે. યાફેતનો ત્રીજો પુત્ર માદાય હતો (ઉત્પ. ૧૦; ૨. ૧ કાળ. ૧; ૫). તેના વશજો અહી આવીને વસ્યા, પરંતુ કેટલાક આશ્શૂરી લેખો પરથી એમ દેખાય છે કે, માદાય એ કોઇ ખાસ નામ નથી, પણ માદાય નામની આખી કોમનુ નામ છે, એટલે માદીઓ (૨ રાજા. ૧૭; ૬: ૧૮; ૧૧). અને તેઓ જે દેશમાં વસ્યા તેને માદાય કહે છે. વળી દાની. ૧૧; ૧ મા તેને માદી કહે છે. માદાયની રાજધાની આહમથા કે એકબાતાના હતું (૨ રાજા. ૧૭; ૬ ૧૮; ૧૧. એઝ. ૬; ૨). કોરેશ રાજાએ યરૂશાલેમ તથા મંદિર બાંધવાની પરવાનગી આપી તેનો લેખ આ શહેરમાં હતો (એઝ. ૬; ૨, ૩).

આહમથા—ઉત્તર માદાય પ્રાંતનુ મુખ્ય શહેર હતુ, અહીં પુરાતન માદાય રાજાઓનો તેમજ કોરેશ તથા કામ્બુસેસ રાજાઓનો રાજ્યમેહેલ હતો. એઝરાના વખતમાં ઇરાની રાજાઓ ઘણુકરીને શૂશામાં રહેતા હતા, પણ કોરેશ આહમથામાં રહેતો હતો. કહે છે કે કિલ્લો સાત નાની મોટી દિવાલોમાંથી બાંધવામાં આવ્યો હતો. યુનાનીઓ અને રૂમીઓના દિવસોમાં આ શહેર જેવું ને તેવું જોવામાં આવતુ હતું. શહેરની બેહદ દોલત જોઇને તેઓએ તેને "ખજાનાનુ શહેર" એવું નામ આપ્યુ હતુ, પણ મુગલોની ચઢાઇ પછી તેની પડતી આવી. આ શહેરમાં રહીને કોરેશ રાજાએ ઠરાવ કીધો હતો કે, યરૂશાલેમમાં દેવનુ ઘર બાંધવુ, ને તેનો ખર્ચ રાજાના ઘરમાંથી આપવો.

ઐતિહાસિક બિના—માદાયના મૂળ રહીશો હિંદના અગર આર્ય કોમની એક શાખારૂપ હોય એમ જણાય છે. ત્રણ ચાર સૈકામાં આ કોમની ઘણી શાખાઓ થઇ ગઇ, અને દરેક શાખા કોમનો એક મુખ્ય માણસ તેમનો અધિકારી હતો. તેઓનો દેશ વારવાર આશ્શૂરના કબજામા આવેલો દેખાય છે (૨ રા. ૧૭; ૬). આ તાબેદારીથી છુટવા માટે તેઓ સિઆક્ષરેસ (ઇ. સ. પૂ. ૬૩૩) ના તાબેદાર થયા. પછી સિઆક્ષરેસ બાદશાહે બાબેલના રાજા સાથે સપ કરી આશ્શૂર

રાજ્ય સામે લડાઇ જોડી. નિનવેહ શહેરને ઘેરો ઘાલ્યો, અને તેનો નાશ કીધો (ઇ. સ. પૂ ૬૨૫). હવે માદાય દેશ ઘણા જોર પર આવ્યો, પણ લાંબા વખત સુધી સ્વતંત્ર રાજ્ય રહ્યું નહિ; પણ સિઆક્ષેરેસને પોતાનો રાજા કીધો, અને એમ બન્ને રાજ્ય મળી ગયાં. ત્યાર પછી સિઆક્ષરેસનો પુત્ર આસ્તીઆજીસ, તેના વખતમાં ઇરાનનો રાજા કોરેશ ચઢી આવ્યો, અને માદીઓને તાબે કીધા અને એમ બન્ને રાજ્ય જોડાઇને "માદી-ઇરાની" રાજ્ય થયું (ઇ. સ. પૂ. ૫૩૯). માદાય વિષે એવુ ભવિષ્ય કહેવામા આવ્યુ હતુ કે, તે બાબેલને સોટીરૂપ થશે.—(યશા. ૧૩, ૧૭. ૫૧, ૧૧). દસ કુળ, કે જેમને આશ્શૂરનો રાજા બંદિવાન કરીને લઇ ગયો હતો, અને પોતાના શહેરોમાં તેઓને વસાવ્યા, તે ઉપરથી શાસ્ત્ર સાથે તેમનો સબંધ થએલો જોવામાં આવે છે (૨ રા. ૧૭; ૬: ૧૮; ૨૧. ૧ કાળ. ૫; ૨૬). માદાય દેશમા બંદિવાન તરીકે લઇ જવાયલા યહુદીઓ પાછા પોતાના વતનમાં આવી શક્યા નથી. તેઓના વંશજોમાના કેટલાએક ખ્રીસ્તી મંડળીના ઇતિહાસની શરૂઆતમાં ખ્રીસ્તી થએલા દેખાય છે (પ્રરિ. ૨; ૯). આશ્શૂર તથા માદાય ઇત્યાદિમાં જેઓ ખ્રીસ્તી થયા તેઓ નેસ્ટોરીઅન કહેવાય છે, કે જેઓમાના કેટલાએક દસ કુળમાંના હતા તેઓની સંખ્યા ૨,૦૦,૦૦૦ સુધીની છે. હાલમાં તેઓની ભાષામાં શાસ્ત્રનો તરજુમો કરવામાં આવ્યો છે, અને અમેરિકન મિશનેરીઓ તેઓમાં પ્રભુનુ કામ કરે છે.

## ૬. એલામ.

શેમનો જ્યેષ્ઠ પુત્ર એલામ હતો (ઉત્પ. ૧૦, ૨૨) અને તેના વંશજો જે જગ્યામા જઇ વસ્યા તેને એલામ દેશ કહે છે (ઉત્પ. ૧૪; ૧, ૯. યશા. ૧૧, ૧૧. ૨૧, ૨).

સીમા—આ દેશ, ઝાગ્રોસ પહાડ તથા તિગ્રીસ નદીની વચ્ચે, અને આશ્શૂરની દક્ષિણે અને ઇરાની અખાતની ઉત્તરમાં તથા બાબેલની પૂર્વમાં આવેલો હતો.

ઐતિહાસિક બિના—ઇબ્રાહીમના વખતમા એલામનુ રાજ્ય બહુ બળવાન ગણાતુ હતુ (ઉત્પ. ૧૪; ૧-૧૨). ત્યાના રાજા કદોરલાઓમેરે મેદાનના નગરો વિરૂદ્ધ ચઢાઇ કરી. ઇ. સ. પૂ ૬૪૫ માં આ રાજ્ય આશ્શૂર-બાની-પાલે જીતી લીધુ. આ દેશને ત્યાના લોક "આનઝાન કે આનસાન" કહેતા હતા. રાજા બેલ્શાસ્સારના વખતમા બાબેલનુ એલામ એક પરગણુ ગણાતું હતુ. અને ત્યાર પછી ઇરાની બાદશાહતનો એક ભાગ ગણાયો. પ્રથમ એલામ તથા ઇરાન અલગ પ્રાંત હતા, પણ પાછળથી એલામ ઇરાની રાજ્યનો એક ભાગ ગણાવા લાગ્યો. પચાસમે દિવસે જ્યારે પવિત્ર આત્માની વૃષ્ટિ થઇ, ત્યારે યરૂશાલેમમાં એલામીઓ પણ આવ્યા હતા (પ્રેરિ. ૨, ૯).

પ્રખ્યાત શહેર—શુશાન કે શૂશા. આ શહેર એક વખતે એલામની રાજધાનીનુ શહેર હતુ. સુરિયા પ્રાંતમાં તિગ્રીસ નદીની પૂર્વમા ઇરાની અખાતના મથાળાથી આસરે ૧૫૦ માઇલ દૂર આ શહેર આવેલુ હતુ. હાલનુ "શૂશ" જે સુસ્ટરની વાવ્ય કોણમાં આવેલુ છે તેજ પુરાતન શૂશાન છે. વિદ્વાનોની સમજમાં આ શહેર ઘણુ પુરાતન છે. એલામના રાજા કદોરલાઓમેરની કારકીર્દી પહેલાં આ શહેર બાંધવામાં આવેલું હતું. વળી શહેરનાં ખડિયેરોમાથી જે લેખો મળી આવે છે તે ઉપરથી એમ જણાય છે કે દારીયુસ હિસ્તાસ્પસે તેમા મેહેલ બધાવ્યો અને આર્તાહશાસ્તાએ તે પુરો કરાવ્યો. આ મેહેલને શાસ્ત્રમાં શુશાન મેહેલ કહે છે (દાની. ૮; ૧, ૨). નહેમ્યાહ, એઝરા અને એસ્તેરના દિવસોમાં રાજાનો દરબાર શુશામાં હતો. છેલ્લામા છેલ્લુ મુસલમાનોએ તે જીતી લીધું (ઇ. સ. પૂ. ૬૪૦), ત્યાર પછી તે ક્ષીણાવસ્થામાં આવી પડયુ અને હાલ ત્યાં માત્ર ખંડયેરોનો ઢગલો જોવામા આવે છે, અને તે "શૂશ" નામથી ઓળખાય છે. આ શહેરમા દાનીયેલનુ નામ હજી સુધી યાદ રાખવામાં આવ્યુ છે. ખડિયેરોમાં એક કબર છે તેને દાનીયેલની કબર કહે છે. ત્યા હાલમાં શોધ ખોળ કરવાથી શુશાન મેહેલનો મોટો ઓરડો નિકળી આવ્યો છે. આ ભવ્ય મકાન ૩૪૩ ફુટ લાંબુ અને ૨૪૪ ફુટ પહોળુ છે.

એલામ પ્રાંતમાં ઘણી નદીઓ છે, જેઓમાંની એક એઉલીઅસ કે ઉલાય નામથી ઓળખાય છે. કોસ્પર નામની નદીના પૂર્વ ફાંટાને આ નામ આપવામાં આવ્યુ હતુ. આ નદી પર શુશાન શહેર આવેલું હતુ. આ નદીના કાઠા ઉપર દાનીયેલે ઘેટાં તથા બકરાનુ સદ્દર્શન જોયુ, તેમજ ગાબ્રીએલ પ્રમુખ્ય દૂત સાથે પહેલી વાતચિત થઇ (દાની. ૮; ૨, ૧૬). ઇરાનના બાદશાહોની સમજમાં આ નદીનુ પાણી ઘણુ ઉત્તમ ગણાતુ હતુ, જેથી બીજી નદી કે કુવાનું પાણી તેઓ પીતા નહોતા. જો લડાઇમાં કે બીજા કારણુસર બહારગામ જાય તો આ નદીનુ પાણી તેઓ સાથે લઇ જતા હતા.

## ૭. ઈરાન.

સીમા—શાસ્ત્રમાં જેને ઇરાન કહે છે તેની ઉત્તરે માદાય, પૂર્વે કાર્મોનીઆ, દક્ષિણે ઇરાની અખાત અને પશ્ચિમે આશ્શૂર તથા બાબેલ આવેલાં હતાં.

કેટલાએક લેખકો એલામને ઇરાન સાથે સયુક્ત ગણે છે પણ ઇરાન જેને હેબ્રી શાસ્ત્રમાં 'પેરેસ' કહે છે તે એલામના અગ્નિ ખુણામાં ૩૦૦ માઇલના વિસ્તારમાં આવેલો એક ઉંચ પ્રદેશ હતો. કોરેશ રાજાના વખત સુધી ઇરાન માદાયનુ તાબેદાર રાજ્ય ગણાતુ હતું, પણ કોરેશે તેને ચઢતી સ્થિતિમાં આણી સ્વતત્ર કીધુ (ઇ. સ. પૂ. ૫૮૮), અને તેની હદ ઘણી વધારી દીધી; એટલે કુશથી હિદ સુધીના ૧૨૭ પ્રાંતો પર બાદશાહત ભોગવવા લાગ્યા (એસ્ત.

૧ ; ૧ ). એના સબંધમાં કેટલીક ભવિષ્યવાતો દાની. ૮ ; ૧૦ માં આવે છે. માદાયની સાથે સલાહ કરીને તેઓએ બાબેલનો નાશ કરી નાખ્યો.

**ઐતિહાસિક બિના**—ઇરાનીઓ શેમના પુત્ર એલામના વંશજ હશે ( ઉત્પ. ૧૦ ; ૨૨ ) કોરેશ આ રાજ્યને ચઢતી સ્થિતિમાં લાવનાર હતો. અહાશ્વેરોશ રાજાએ એસ્તેર સાથે લગ્ન કીધું. આર્તાહશાસ્તા રાજાનો પાત્રવાહક નહેમ્યાહ હતો ( નહે. ૨ ; ૧ ). યુનાની મહાન રાજા આલેકસાંદરે ઇરાની રાજ્યનો અંત આણ્યો. હાલનું ઇરાની રાજ્ય ૫,૦૦,૦૦૦ ચોરસ માઇલ છે, જેમાં આસરે એક કરોડ માણસની વસ્તી છે.

ઇરાની બાદશાહત ( ઇ. સ. પૂ. ૫૩૮–૩૩૧ ).—(૧) દાર્યાવેશ ( દાની. ૬ ; ૭). (૨) કોરેશ (દાની. ૬ ; ૨૮. એઝ. ૧. યશા. ૪૪ ; ૪૫). (૩) અહાશ્વેરોશ (એઝ. ૪ ; ૬). (૪) આર્તાહશાસ્તા (એઝ. ૪ ; ૭–૨૪). (૫) દાર્યાવેશ (એઝ. ૫ ; ૬. હાગા. ૧ ; ૧. ઝખ. ૧ ; ૧). (૬) અહાશ્વેરોશ (એસ્ત. ૧ ; ૧૦). (૭) આર્તાહશાસ્તા (એઝ. ૭ ; ૧. નહે. ૨ ; ૧). (૮) દાર્યાવેશ (નહે. ૧૨ , ૨૨).

## II. નૈરૃત્ય અથવા લબાનોન પ્રદેશ.

સામાન્ય દેખાવ—આ પ્રદેશ પર્વતોની બેવડી હારોથી બનેલો દેખાય છે. તેઓના ઉત્તર છેડાને લીબાનસ તથા આંટીલીબાનસ નામ આપેલા છે.

પર્વતની હારો—એમાનુશ પર્વતની એક શાખારૂપ લબાનોન પહાડ છે કે જે ભૂમધ્ય સમુદ્રના અગ્નિ કોણની પાસે તૌરસ પર્વત આગળથી કાટખુણાની માફક સીધો ચાલ્યો જાય છે. લબાનોનની વધારેમાં વધારે ઉંચાઇ ૧૦,૨૦૦ ફુટ છે. ટેકરાઓની હારો ગાલીલના પહાડો સુધી વધે છે. આગળ જતા તેના બે ભાગ થાય છે, અને વચમાં એસ્ડ્રા-એલોનનું મેદાન આવે છે. આ મેદાનની દક્ષિણ બાજુ ઉચ્ચ પ્રદેશરૂપે બની છેક અરબસ્તાનના રણ સુધી જાય છે. ત્યાર પછી સિનાય દ્વિપકલ્પ આગળ ફરી પહાડોનાં શિખર માલમ પડે છે, કે જેઓમાંના એકની ઉંચાઇ ૯૦૦૦ ફુટની છે. આ પ્રમાણે ઉત્તરમાં લબાનોન તથા દક્ષિણમાં સિનાય આવેલા હોવાથી રાક્ષસી પહેરેગીરો માફક દેખાય છે.

લીબાનસની સમાંતર બાજુમાં આંટીલીબાનસની હાર આવે છે. હેર્મોન પર્વતનું સૌથી ઉંચુ શિખર દરિયાની સપાટીથી ૯,૨૦૦ ફુટ ઉંચું છે. આ હારનો ઢળતો ઢોળાવ દક્ષિણ તરફ ગિલઆદ, મોઆબ, અને અદોમના પહાડો સુધી છે, તેમજ પૂર્વ બાજુમા લાલ સમુદ્ર સુધી દેખાય છે.

**વચમાં આવેલું નીચાણ**—આ બે પર્વતોની મોટી હારની વચમાં, એક પ્રખ્યાત નીચાણ આવે છે. આ નીચાણના ભાગના ઉપલા પાસામાં ઓરોન્ટીસ તથા લીઓન્ટીસ નામની બે નદીઓ આડી વહે છે. એક ઉત્તર દિશામાં અને બીજી દક્ષિણ દિશામાં જાય છે. યરદન, મૃતસરોવર તથા વાડી–એલ–આર્બા

મધ્ય ભાગમાં છે, અને લાલ સમુદ્રનો પૂર્વ તરફનો એક ફાંટો દક્ષિણ બાજુમાં આવેલો છે.

યરદનની ખીણ—યરદનની ખીણ, સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ, એટલે ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતાં નીચી છે. પ્રથમ તો ઢાળ જરા થોડો છે, પણ વધતાં વધતા છેક મૃત સરોવરની પાસે જ્યાં નદી મળે છે ત્યા, ૧,૩૦૦ ફુટ નીચુ થાય છે. મૃત સરોવરની દક્ષિણે વાડી-એલ-આર્બા જે ( મૃત સરોવરમાથી નિકળી ) એલાનિટીક અખાતમાં ભળે છે, ત્યાં સુધી ખીણનો વધારો થએલો જોવામાં આવે છે.

વિભાગો—લબાનોન પ્રદેશમાં આવેલા દેશોમાંના કેટલાએક બે પહાડોની વચ્ચે છે; બીજા કેટલાએક પશ્ચિમ બાજુ પર, અને કેટલાક પૂર્વ બાજુ પર છે. બે પહાડોની વચ્ચે નીચાણમાં આવેલાને અર્વાચિન સમયમાં સેલે-સીરીઆ કહે છે, કે જેમાં સીરિયાને લગતાં કેટલાંક નાનાં સસ્થાનો આવેલાં છે. તેઓના સબધમા શાસ્ત્રમાં બહુ વજનદાર વાત નથી. પાછળથી આ સીરી રાજ્યનું મુખ્ય શહેર અત્યોખ થયુ, ત્યારે તો કેટલીએક જાણવા લાયક બિનાઓ નજરે આવે છે. પશ્ચિમ બાજુ પરના વિભાગમાં ફેનિકી, પશ્ચિમ કે ખરૂં પાલેસ્ટાઇન અને પલિસ્તી દેશ આવે છે. પૂર્વ તરફના વિભાગમાં દમસ્કનુ સીરિયા, તથા બીજાં કેટલાંએક નાના સીરી સસ્થાનો, પૂર્વ પાલેસ્તાઇન ( ગિલઆદ તથા બાશાન સહિત ) મોઆબ, આમ્મોન તથા અદોમ દેશ, આવેલા છે.

અરણ્ય તરફ એટલે દક્ષિણ તથા પાલેસ્તાઇનની પૂર્વ બાજુ તરફ અમાલેકી તથા મિધાની રહેતા હતા.

## ૧. સીરિયા અગર અરામ-દમસ્ક.

નામ સબધી—ભૂગોળવિદ્યામાં તો સીરિયા નામ આપેલું છે. હેબ્રી નામ અરામ છે, કે જેનો અર્થ "ઉંચ પ્રદેશ" થાય છે. એ નામ કનાન એટલે "નીચો પ્રદેશ" તેની વિરૂદ્ધમાં છે. સીરિયા ( અગર ખરૂ નામ ત્સીરિયા) ગ્રીક નામ છે. જેમાં એવુ દેખાડવામાં આવે છે કે, ત્સુર અગર તુરનો દેશ. કારણ કે દેશનો આ ભાગ ગ્રીક લોકોના જાણવામાં પહેલો આવ્યો હતો. છેક પ્રાચિન-કાળમાં 'અરામ' એ નામ મેસોપોટામ્યાના એક વિભાગને આપેલુ દેખાય છે જેને પાદ્દાન-અરામ કહે છે. પાછળથી આ દેશને, એટલે ઉત્તરમાં એમાનુસ પર્વતથી માંડીને પૂર્વમાં ફ્રાત નદી સુધી, અને દક્ષિણમા મિસર દેશ, આ સર્વની વચમાં આવેલા દેશને 'સીરિયા' કહેતા હતા; હાલના સમયમા પણ એજ નામ મોજુદ છે.

દિશા—જુના કરારના જમાનામાં જેને સીરિયા કહેતા હતા, તેની નૈઋત્ય બાજુએ લીબાનોન પહાડ અને ઇશાન કોણમાં ફ્રાત નદીનો કિનારો હતો. આ દેશનું મુખ્ય રાજ્યધાનીનું શહેર દમસ્ક હતું.

દમસ્ક—પૂર્વે તરફનાં સૌથી પુરાતન શહેરોમાંનુ એક છે. યરૂશાલેમથી ઉત્તરમા ૧૩૩ માઇલ ઉપર આવેલુ છે. હાલમા તેને "એશ–શામ" કહે છે. આ શહેર એક સુદર તથા મોટા મેદાનમાં આવેલુ છે. તેની ચોતરફનો પ્રદેશ બહુ ફળદ્રુપ છે, શહેરની બન્ને બાજુ તથા મધ્યમા થઇને અબાના નદીના ત્રણ ફાંટા વહે છે, તેથી શહેરની સુદરતામાં નદીએ વધારો કીધો છે. શાસ્ત્રમાં આ શહેર વિષે જે પહેલી વાત આવે છે તે ઇબ્રાહીમના સબધમા છે. કદોર-લાઓમેર તથા તેની સાથેના રાજાઓને ઇબ્રાહીમે હરાવ્યા ત્યારે લખ્યુ છે કે, દમસ્કની ડાબી ગમના હોબાહ લગી ઇબ્રાહીમ તેની પછવાડે ગયો (ઉત્પ. ૧૪; ૧૫). ઇબ્રાહીમનો ચાકર અલીએઝર તે આ શહેરનો વતની હતો (ઉત્પ. ૧૫; ૨) દાઉદે જ્યારે સોબાહના રાજા હદાદએઝેરને હરાવીને ભારે લૂટ મેળવી, ત્યારે દમસ્કના અરામીઓ સોબાહના રાજાની મદદે આવ્યા. દાઉદે તે વખતે અરામીઓના ૨૨ હજાર માણુસને માર્યા અને દમસ્કના અરામમાં થાણું બેસાડ્યાં, અને એમ અરામીઓ દાઉદના તાબેદાર થયા, અને ખડણી આપવા લાગ્યા (૨ શમૂ. ૮, ૫. ૧ કાળ. ૧૮, ૫). સુલેમાનની કારકીર્દીને અતે તે સ્વતત્ર થયુ (૧ રાજા. ૧૧, ૨૪), અને કેટલોક વખત સીરી રાજાઓની મુખ્ય રાજધાની થયુ (૧ રાજા. ૧૫, ૧૮). પછી ઇસ્રાએલના રાજ્ય ઉપર જય મેળવ્યો, અને અરામી તથા ઇસ્રાએલીઓ સાથે મળીને યહુદા વિરૂદ્ધ લડાઇ કીધી, અને તેની પાસેથી ખાડણી લીધી (૨ રાજા ૧૦; ૩૨ ૧૨; ૧૭, ૧૮). ત્યાર પછી આશ્શૂરનો રાજા દમસ્ક પર ચઢી આવ્યો, અને દમસ્ક સર કર્યું, અને ત્યાના રહેવાસીઓને કેદ કરી આશ્શૂર લઇ ગયો (૨ રાજા. ૧૬; ૭–૯. યશા. ૭; ૮). અને ઇ. સ. પૂ. ૬૨૫ માં નિનવેહ માદીઓના હાથમા ગયુ ત્યાં સુધી દમસ્ક આશ્શૂરનુ એક પ્રગણું ગણાતુ હતુ. રૂમીઓ ઇ. સ. પૂ. ૬૪ મા સીરિયા પર ચઢી આવ્યા, અને દમસ્ક રૂમી સરકારનુ મુખ્ય શહેર ગણાયુ. પાઉલ પ્રેરિત આ શહેરમાં ખ્રીસ્તી થયો હતો, એ કારણથી નવા કરારમા દમસ્ક પ્રખ્યાત છે (પ્રેરિ. ૯; ૩). એ સમયે (ઇ. સ. ૩૭ માં) અરબસ્તાનના રાજા અરેતસની હકુમત દમસ્ક પર ચાલતી હતી. પ્રેરિત પાઉલ "પાધરા નામના રસ્તામા" યહુદાના ઘરમાં ઉતર્યો હતો, જ્યાં અનાનિયા તેને જઇ મળ્યો. આ પાધરા નામના રસ્તાને હાલમા "રાણીની શેરી" કહે છે, ને શહેરમાં તે મુખ્ય શેરી ગણાય છે. પ્રેરિત પાઉલ અહીંથી અરબસ્તાન ગયો, ત્યાંથી પાછો અહીં આવ્યો. આ વખતે તેની સતાવણી કરવામા આવી, જેથી એક ટોપલામાં બેસાડી કોટ ઉપરથી ઉતારી મુક્યો.

ઇ. સ. ૬૩૪ મા આ શહેર મુસલમાનોના હાથમાં આવ્યુ, અને ઇ. સ. ૧૫૧૬ માં તુર્ક લોકને તાબે થયુ. અર્વાચીન કાળમાં ઓમ્મીઆદ ખલીફોના હવાલામા છે, અને તુર્કી સરકારનુ આસીઆમા મોટું શહેર ગણાય છે. શહેરની વસ્તી દોઢ લાખ માણસની ગણાય છે, જેમા દસ હજાર માણસ ખ્રીસ્તી છે.

મુખ્ય નદીઓ. અબાનાહ—આ નદી આન્ટીલીબાનસમાંથી દમસ્કની વાયવ્ય કોણમાં ૨૩ મેલ પરથી નિકળીને દક્ષિણમા થોડે દૂર વહીને તેના ત્રણ ફાંટા પડે છે વચલો ફાંટો દમસ્કની વચ્ચે થઇને વહે છે, અને બાકીના શહેરની બન્ને બાજુ થઇ આગળ વધે છે. નદી આગળ વધી મર્સી સરોવર જે શહેરની પૂર્વમાં આવેલુ છે તેમાં બધ થાય છે ( રાજા. ૫; ૧૨ ). આ નદીને હાલમાં 'બરાદા' કહે છે.

ફાર્પાર—અરામ દેશમાં દમસ્કની આ બીજી નદી છે ( ૨ રાજા. ૫; ૧૨). એ નદી તે હાલની "આવાજ" નામની એક નાની નદી છે તે હશે. આ નદી દમસ્કના આખા પરગણાને પાણી પુરૂ પાડે છે. આ નદીને "વાડી-એલ-અજામ" ઇરાનીઓની ખીણ એવુ નામ આપે છે. આ નદી દમસ્કની પૂર્વે "બાહરે-ટહી-જાનેહ" નામના સરોવરને મળે છે. આ નદીના એક ફાંટાને "બારોર" નામ આપે છે. ઇસ્રાએલ દેશનાં જળાશયો કરતાં નાઅમાને દમસ્કની અબાનાહ તથા ફાર્પાર નદીઓ વખાણી હતી.

ધર્મ—અરામ-દમસ્કમાં, મુખ્યત્વે કરીને બઆલ દેવની ભક્તિ થતી હતી, જે સૂર્ય દેવથી ઓળખાય છે; તેમ આસ્તારોથ દેવી, ને ચદ્રિકા દેવીને નામે પ્રખ્યાત હતી. દમસ્કની વેદીનો નમુનો આહાઝ રાજાએ જોઇને પોતાને ત્યા સમારીઆમા તેના જેવી સ્થાપન કરી હતી ( ૨ રાજા. ૧૬; ૧૦ ).

અરામી બાદશાહત—(ઇ સ. પૂ. ૮૭૦-૭૫૦). (૧) રઝોન, ૧ રાજા. ૧૧; ૨૩. (૨) બેનહદાદ ૧ લો. ૧ રાજા. ૧૫; ૧૮-૨૦ ૨ કાળ. ૧૬; ૨-૪. (૩) બેનહદાદ ૨ જો. ૧ રાજા. ૨૦. ૨ રાજા ૫; ૫-૭. (૪) હઝાએલ. ૨ રાજા ૮; ૭-૧૫. (૫) બેનહાદાદ ૩ જો. ૨ રાજા. ૧૩; ૩, ૨૪ (૬) રસીન. ૨ રાજા ૧૫; ૩૦. યશા. ૭, ૧.

---

## ૨. લઘુ સીરિયાને નામે ઓળખાતાં સંસ્થાનો તથા શહેરો.

શાસ્ત્રમા નાનાં નાનાં ઘણા દર્શાવવામાં આવે છે, પરતુ જે મુખ્ય જેવા છે તેમના નામ નીચે પ્રમાણે —

માઅખાહ, સોબાહ, રહોબ, ટોબ, ગશૂર, આર્પાદ, હમાથ, રિબ્લાહ, બઆલ-ગાદ, તાદમોર, તિફ્સાહ, હેલ્બોન, તેઓની સવિસ્તર હકીકત નીચે પ્રમાણે :—

૧. માઅખાહ—એને અરામ ( બેથ ) માઅખાહ કહે છે. આ શહેર યરદન નદીના મૂળ પાસે હેર્મોન પહાડની તળેટીમા આવેલુ હતુ. અહીં એક રાજા હતો કે જેણે દાઉદ વિરૂદ્ધ લડવાને પોતાનાં ૧૦૦૦ માણસો અરામીઓ સાથે મોકલ્યાં હતાં, તેમ પોતે લડવા આવ્યો હતો ( ૨ શમૂ ૧૦; ૬, ૮).

આબેલ-બેથ-માઅખાહ નામનુ એક શહેર વિદ્યાને માટે પ્રવીણ હતુ, કે જે આ સસ્થામાં આવેલું હતું. અહીં આગળ બીક્રીના પુત્ર શેબાએ દાઉદ સામે બળવો ઉઠાવ્યો, ને તે માર્યો ગયો ( ૨ શમૂ. ૨૦; ૧૫ ). હાલમાં ત્યા થોડાં ઝુપડા છે ને તદન દરિદ્રાવસ્થા ભોગવે છે.

૨. સોબાહ—પાલેસ્તાઇનની ઇશાન કોણમા આ નાનું અરામી રાજ્ય આવેલુ હતુ. શાઉલ, દાઉદ તથા સુલેમાને સોબાહ વિરૂદ્ધ લડાઇ કરી હતી ( ૧ શમૂ ૧૪; ૪૭. ૨ શમૂ. ૮; ૩ : ૧૦; ૬ ૨૩, ૩૬. ૧ રાજા. ૧૧; ૨૩. ૧ કાળ ૧૮; ૫, ૯ : ૧૬; ૬. ૨ કાળ. ૮; ૩ ). એવુ દેખાય છે કે દાઉદ રાજાના જમાનામાં સોબાહના રાજા પાસે પુષ્કળ ધનમાલ હતાં.

૩. રહોબ—પાલેસ્તાઇનની ઉત્તરમા દાન શહેરની પાસે આ નાનુ સસ્થાન આવેલું હતુ. તેને બેથ-રહોબ નામ પણ આપવામાં આવેલુ છે. હાલ તે સ્થળમાં એક ખીણુ છે જેને રૂહેઇબ કહે છે. તેની પાસે ભાંગ્યુ તુટયુ "દેઇર-રહબા" નામનું એક ગામડુ છે તે પુરાતન રહોબ હશે એમ ધારવામાં આવે છે. આ શહેર આશેર કુળને આપેલુ હતુ, પરતુ તેઓથી તાબે કરાયલુ જણાતું નથી ( યહોશુ ૧૯; ૨૮. ન્યાયા. ૧, ૩). સીરી રાજાને દાઉદની વિરૂદ્ધ લડવાને અહીંના અરામીઓને પગાર પટ્ટીને રાખેલા જણાય છે ( ૨ શમૂ. ૧૦; ૬, ૮).

૪. ટોબ અગર ઇશ-ટોબ—યરદન નદીની પૂર્વ દિશામાં ગાલીલ સમુદ્રના અગ્નિકોણમાં ૧૩ મૈલ ઉપર આવેલુ એક પ્રગણુ હતુ, એજ ટોબ દેશ હશે, કે જેમા યિફ્તાહ પોતાના ભાઇઓ પાસેથી નાસીને આવ્યો હતો ( ન્યાયા ૧૧; ૩, ૫ ). દાઉદ રાજા વિરૂદ્ધ અહીંથી ૧૨૦૦૦ માણસ મોકલવામાં આવ્યાં હતાં ( ૨ શમૂ. ૧૦; ૬ ). હાલમાં તેને 'તાઇયાબેહ' કહે છે.

૫. ગશૂર—તિબેરીઅસ સરોવર તથા હેર્મોન પહાડની વચ્ચે આવેલા પ્રાતને આ નામ આપવામા આવેલું હતુ. ઇસ્રાએલપુત્રોને માટે નિર્માણ કરેલું હતુ, પરતુ તેમનાથી કબજે લેવાયો નથી ( યહોશુ ૧૩; ૧૩ ). દાઉદના જમાનામાં ત્યા એક "તાલ્માય' નામનો રાજા હતો, તેની દીકરી માઅખાહ સાથે દાઉદે લગ્ન કર્યા હતા ( ૨ શમૂ. ૩; ૩ ૧૩; ૩૭· ૧૫; ૮. ૧ કાળ. ૨; ૨૩ ૩; ૨ ). દાઉદનો દીકરો આબ્શાલોમ પોતાના ભાઇ આમ્નોનને મારી નાખીને આ દેશમાં નાસી ગયો હતો હાલ તેને "લેજા" કહે છે.

૬. આર્પાદ—આ અરામી શહેર હમાથની પાસે આવેલુ છે ( યશા. ૧૦; ૯ : ૩૬; ૧૯ ૩૭; ૧૩. ૨ રા ૧૯, ૧૩ · ૧૮; ૩૪. યિર્મે. ૪૯, ૨૩ ). આશ્શૂરના રાજા તિગ્લાથ પિલેસેર બીજાએ તેને ત્રણ વર્ષ ઘેરો ઘાલી જીત્યુ (ઇ. સ. પૂ. ૭૪૨). હાલમાં આ શહેરને 'તેલ-એરફાદ' કહે છે

૭. હમાથ—સીરીઆના ઉત્તર ભાગમાં આવેલુ એક મુખ્ય શહેર હતું. તે લબાનોન પહાડના પ્રદેશમાં પાલેસ્તાઇનની ઉત્તર સરહદ પર (ગણ. ૧૩ ; ૨૧ : ૩૪, ૮) હેર્મોન પહાડની તળેટીમાં (યહો. ૧૩ ; ૫) દમસ્ક ભણી (ઝખ. ૯ ; ૨. યિર્મે. ૪૯, ૨૦) ઓરોન્ટીસ નદી ઉપર આવેલુ હતુ. આમો. ૬, ૨ માં તેને "મોટુ હમાથ" અને ૨ કાળ. ૮ ; ૩ માં તેને 'હમાથ-સોબાહ' કહે છે. દુનિયાનાં પુરાતન શહેરોમાંનુ તે એક હતુ. જ્યારે ઇસ્રાએલીઓ કનાન દેશમાં પેસીને તેનો કબજો કરવા લાગ્યા, ત્યારે આ શહેર એક અગત્યનુ શહેર ગણાતું હતું. દાઉદ રાજાના વખતમાં 'ટોઇ' કરીને ત્યાંનો રાજા હતો. તેણે જ્યારે સાંભળ્યુ કે, દાઉદ રાજા સોબાહના રાજા હદાદ એઝેરનું સઘળુ સૈન્ય મારીને જીત પામીને આવ્યો છે, ત્યારે તેણે પોતાના પુત્ર યોરામને સોના રૂપાની ભેટ આપીને મુબારકબાદી દેવા મોકલ્યો ( ૨ શમૂ. ૮, ૯, ૧૦ ). રાજા સુલેમાને આ શહેર જીતી લીધુ હતુ (૨ કાળ. ૮ ; ૩) પણ સુલેમાનના મરણ પછી તે પાછું સ્વતન્ત્ર થયુ હતુ. રાજા હિઝકીયાહના વખતમા આશ્શૂરના સાન્હેરીબે તેને જીતી લીધુ ( ૨ શમૂ ૧૮ ; ૩૪) અને મહાન આલેકસાંદરના વખત સુધી તે આશ્શૂરના તાબામાં રહ્યું. યુનાનીઓ આ શહેરને આટીઓકસ એપિફાનસના માનને ખાતર તેને "એપિફાનસ" કહેતા. હાલમા તેને "હમાહ" કહે છે જે એમેસાની ઉત્તરે ૩૨ માઇલ ઉપર ઓરોન્ટીસ નદી ઉપર આવેલ છે. ઇ. સ. ૧૮૧૨ માં ૩૦ હજાર માણસની વસ્તી હતી.

૮ રિબ્લાહ—પાલેસ્તાઇનની ઉત્તર સરહદ પર આવેલું એક પુરાતન શહેર હતુ. બાલબેકની ઇશાન કોણમા ૩૫ માઇલ દૂર અને હુમ્સ સરોવરની દક્ષિણે ૧૨ માઇલ દૂર ઓરોન્ટીસ નદીના પૂર્વ કાઠા પર એક મોટા ફળદ્રુપ મેદાનમાં આવેલુ હતું. આ મેદાન ઘાસ પાણીને માટે બહુ પ્રખ્યાત ગણાતું હતુ. એ કારણ માટે બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર જ્યારે યરૂશાલેમ ઉપર ચઢી આવતો, ત્યારે આ મેદાનમા પોતાનુ મુખ્ય મથક રાખતો હતો. વળી મિસરના રાજા ફારૂન-નકોએ મગિદ્દોમાં યોશીયાહ રાજાને તથા તેના લશ્કરને વિખેરી નાખ્યુ, ત્યારે તેણે પોતાનો મુકામ રિબ્લાહમાં કીધો હતો ( ૨ રા. ૨૩ ; ૨૯-૩૫ ૧૫ ; ૬, ૨૦, ૨૧. યિર્મે ૩૯, ૫. ૩૨ ; ૧૦ ). પાલેસ્તાઇનથી કાર્કેમિશ જવાનો ધોરી માર્ગ ફ્રાત નદી ઉપર હતો. તેમજ નિનવેહ તથા બાબેલનો અને મિસરનો માર્ગ પણ અહીથી હતો, તેથી ફોજને રોકાવવાને અનુકુળ પડે એવી આ જગ્યા હતી. બિચારા યહુદીઓ પર તે વખતમાં કેટલો બધો જુલમ અહી ગુજારવામાં આવ્યો ! ! કેટલાકની આંખો ફોડી, કેટલાકને બેડીઓ પહેરાવી, કેટલાકને બદિવાન કર્યા, અને કેટલાકને કાપી નાખ્યા. ( રાજા સીદકીયાહની આખો ફોડી, ને તેના બે દીકરાનો શિરચ્છેદ કર્યો ( ૨ રાજા. ૨૫ ; ૬, ૭ ). હાલમા ત્યા રિબ્લેહ નામનુ એક નાનુ ગામડુ છે ?

૯. બઆલ-ગાદ—હમાથના પ્રદેશનુ આ બીજું શહેર હતું. "હેર્મોન પર્વતની તળેટીમા લબાનોનની ખીણમાં" આવેલુ હતુ (યહો. ૧૧; ૧૭ ૧૨; ૭) કેટલીક જગ્યામા તેને 'બઆલ-હેર્મોન' કહે છે (ન્યાયા. ૩; ૩ ૧ કાળ. ૫, ૨૩). અહીં સૂર્ય દેવ જે બઆલ નામથી ઓળખાય છે તેની પૂજા થતી. તે કારણથી 'બઆલ-ગાદ' કહેતા હશે. યહોશુઆની જીતનુ સૌથી ઉત્તરનુ નગર તે હતુ. હાલમાં આ શહેરને 'બાનીઆસ' કહે છે. કેટલાએક ધારે છે કે આ શહેર તેજ 'બઆલ-બીક' કે 'હેલીઓપોલીસ' છે. વળી કેટલાકનુ કહેવુ એવુ પણ છે કે, સુલેમાન રાજાએ આ શહેરની શોભામા 'લબાનોનના વનનુ ઘર' બાધીને શોભામાં વધારો કર્યો હતો (૧ રાજા. ૭; ૨·૧૦; ૧૭).

૧૦ તાદમોર કે તામર—(તાડનુ કે ખજુરીનુ શહેર). ગ્રીક લોકો તેને 'પાલમેરા' કહેતા હતા. તે આરબરના અરણ્યમા દમસ્કથી ૧૭૬ મૈલ અને મધ્ય સમુદ્રથી ૧૩૦ મૈલ દૂર આવેલુ હતુ. અને પશ્ચિમ આશિયાના વેપારનું મધ્ય બિન્દુ હતુ. ૨ કાળ. ૮, ૪મા લખ્યુ છે કે, સુલેમાને અરણ્યમા તાદમોર બાંધ્યુ જે સ્થળ પર તે બાધવામા આવ્યુ હતુ, તે દેશ ફળદ્રુપ હતો. શહેરનુ ખંડિયેર હજુ સુધી જોવામાં આવે છે

૧૧. તિફસાહ—ફ્રાત નદીના પશ્ચિમ કિનારા પર આ શહેર બાંધેલું હતુ, અને તાદમોરથી નૈરૃત્ય કોણમા આસરે ૧૦૦ માઇલ દૂર આવેલુ હતું. સુલેમાનના રાજ્યની સીમા પર આવેલુ એ શહેર હતુ (૧ રાજા. ૪, ૨૪). પૂર્વે અને પશ્ચિમના વેપારનુ તે મધ્યબિન્દુ હતુ. ઇસ્રાએલના રાજા મનાહેમે તિફસાહ ઉપર ચઢાઇ કરીને તે જીતી લીધુ હતુ. અને તિફસાહ તથા તેના સર્વે રહેવાસીઓને માર્યા (૨ રા. ૧૫, ૧૬). હાલમાં તેને "ખુરએદ-તાફસાહ" કહે છે.

૧૨. હેલ્બોન—આ જગ્યા સાથે સૂરના મોટા બજારના દ્રાક્ષરસનો વેપાર ચાલતો હતો (હઝ. ૨૭, ૧૮). આ જગ્યાને હાલ "અલેપ્પો" કહે છે, અને અરબ લોક તેને 'હાલેબ' કહે છે. હાલની શોધ પ્રમાણે હાલ્બોનની ખીણમાં આવેલાં ગામડામાંનુ તે એક હતુ, જે આન્ટીલીબાનસ પહાડના પૂર્વ ઢોળાવ ઉપર અબાના નદીની ઉત્તરે આવેલ છે. હાલ ત્યા ખંડિયેર જોવામા આવે છે

સીરી રાજ્યની ઐતિહાસિક બિના—આલેક્સાંદર મોટાના મરણ પછી (ઇ. સ. પૂ ૩૨૩) તેના રાજ્યના ચાર મુખ્ય ભાગ પડ્યા. આલેક્સાંદરના સૈનાપતિઓમાનો એક અંત્યોકસ નામનો હતો. તેના પુત્ર સેલ્યુકસના હાથમાં આશીઆમાનો કેટલોક દેશ હાથ આવ્યો. આ સેલ્યુકસે ઓરોન્ટીસ નદીના કાઠા ઉપર અંત્યોખ શહેર વસાવ્યુ, અને પશ્ચિમ તરફનુ પોતાનુ રાજ્ય જેને સીરિયા કે સીરો-માકેદોનિયા કહેતા હતા તે તેની રાજધાની કર્યું. ત્યાર પછી રૂમીઓએ તેને આશીઆમાના પોતાના મુલકનુ રાજ્યધાનીનુ શહેર ઠરાવ્યુ. ખ્રીસ્તી

મડળીના ઇતિહાસમાં અત્યોખનું નામ પ્રસિદ્ધ થએલું દેખાય છે. વિદેશી ખ્રીસ્તી મડળીનુ પહેલુ સ્થળ અત્યોખ હતુ. અહી આગળ ઇસુની પાછળ ચાલનારા શિષ્યોને "ખ્રીસ્તી" નામ પહેલુજ આપવામાં આવ્યુ. અહીં આગળથી પ્રેરિત પાઉલને મુસાફરીને અર્થે જુદો કરવામાં આવ્યો. અને એ સિવાય બીજા ઘણા જાણવા લાયક બનાવો અહી આગળ બનેલા છે. (એ સબધી અત્યોખ શહેરના વર્ણનમાં જુઓ). ઓરોન્ટીસ નદીના મુખ પાસે સલુકીઆ નામનું અત્યોખનુ એક બદર હતું (પ્રે. કૃ. ૧૩; ૪). આ લઘુ સીરી સસ્થાન ઘણા વખત સુધી અરામ તથા મિસરના રાજાઓ વચ્ચે કજીઆનુ અસ્થિરૂપ હતુ.

## ૩. ફેનીકે દેશ.

વિસ્તાર તથા સરહદ—આ દેશ કાર્મેલની ઉત્તરે લબાનોન પહાડ તથા ભૂમધ્ય સમુદ્રની વચ્ચે પાઘડીપટે આસરે ૧૨૦ માઇલની લબાઇ અને ૨૦ માઇલની પહોળાઇમાં આવેલો છે. તેની સરહદ નક્કી બતાવી શકાય એમ નથી, કારણ કે ઘણીવાર વધઘટ થએલી વાચવામા આવે છે. પરતુ પુરાતન કાળમા તે એક પ્રખ્યાતિ પામેલો દેશ હતો. ફેનીકેના વતનીઓ તેને "કનાન" એટલે નિચાણનો પ્રદેશ કહેતા, કારણ કે એની પડોસમાં અરામ કે સીરિયા દેશ આવેલો છે, જેનો અર્થ ઉચ્ચ પ્રદેશ થાય છે. એમ ધારવામાં આવે છે કે અહીં આગળ તાડવૃક્ષ પુષ્કળ ઉગતાં હતાં, તે પરથી ગ્રીક કે યુનાની લોકો તેને "ફોઇનીક્ષ" એટલે ખજુરી કે તાડનો દેશ કહેતા હતા. પહેલાના સમયમાં સીદોનની ઉત્તરમાં બે માઇલથી માંડીને તૂરની દક્ષિણે છ માઇલ સુધીમાં આવેલા પ્રદેશને ફેનીકે નામ આપવામાં આવ્યુ હતુ, પણ પાછળથી આ મોટા ભાગને પણ એજ નામ આપવામાં આવ્યુ. નજદીકમાં પહાડો હોવાથી પાણી પુષ્કળ છે તેથી જમીન બહુ ફળદ્રુપ છે. ખ્રીસ્તના વખતમા તેને સુરફેનીકી કહેતા હતા. આ ફેનીકીઓ હામના વશજ છે (માત્થી ૧૫, ૨૨-૨૪. માર્ક ૭; ૨૬). તેમના મોટા શહેર સીદોન પરથી તેમને કોઇ વખત સીદોનીઓ પણ કહે છે (૧ રાજા. ૫; ૬). મિસરીઓમાં આ દેશને 'કેફ્ટ' કહે છે, અને દેશના રહીશોને "કેફ્તા" કહે છે. હવે કાફ્તોર તે નામ નીલ નદીના ડેલ્ટાને આપવામાં આવેલુ હતુ, અને એમ હોય કે પલિસ્તીઓની સાથે આ કોમ સબધ ધરાવતી હતી, કેમકે પલિસ્તીઓનુ અસલ વતન કાફ્તોર હતુ (સરખાવો પુન. ૨, ૨૩. યિર્મે. ૪૭; ૪. આમો. ૯, ૭). આ નાના મુલકમાં રહેનાર કોમ સેંકડો વર્ષ લગી દુનિયાની મશહૂર કોમ સાથે સબધ રાખતી હતી, કેમકે તેઓ વહાણુ બનાવવામાં તથા દરિયાઇ મુસાફરીઓ કરવામાં કુશળ હતા. તેમના રાજા હીરામ તથા દાઉદ વચ્ચે ઘણી મિત્રાચારી હતી, અને સુલેમાન રાજાને મદિર બાંધવામાં હીરામે ઘણી સારી મદદ આપી હતી. હાલમાં આ દેશની લંબાઇ ૮૦ માઇલ અને પહોળાઇ ૧૨ માઇલ છે.

આ દેશના મુખ્ય શહેર—(૧) આર્વાદ. (૨) ગબાલ. (૩) સીદોન. (૪) સારફાત કે સારેપ્તા. (૫) સૂર અગર તૂર. ઘણુકરીને બધાં શહેરો દરિયા કિનારા ઉપર આવેલાં છે

૧. આર્વાદ—એલીયુથેરસ નામની નદીના મુખ પાસે એક નાનો ટાપુ હતો, તે ટાપુમાં આ શહેર વસાવેલું હતુ. અહીંના વતનીઓને આરવાદી કહે છે, કે જેઓ કનાનના છોકરાંઓમાના એકના વશજો છે (ઉત્પ. ૧૦, ૧૮). અહીંના રહીશો ખારવાનુ કામ કરવામા વખણાતા હતા (હઝકી. ૨૭; ૮, ૧૧). હાલમાં તેને "રૂઆદ" કહે છે.

૨ ગબાલ—અહીના રહીશોને ગબાલીઓ કહેતા હતા. પ્રાચીન સમયે તે ઇસ્રાએલીઓની સરહદ તરીકે ગણાતુ હતું (યહોશુ ૧૩, ૫). બાધકામને માટે ત્યાંના રહીશો વખણાતા હતા (૧ રાજા. ૫; ૧૮), તેમજ ખારવાના કામમાં પણ નિપૂણ હતા (હઝ. ૨૭; ૯). યુનાની લોકો આ શહેરને "બીબલોસ" કહેતા હતા. ગીત. ૮૩, ૭મા ગબાલ નામનુ એક શહેર કહે છે, પરતુ તે ગબાલ ને અહી જણાવેલુ ગબાલ એક હશે કે કેમ તે સબધી શક છે, કારણ કે બીજુ અદોમમાં આવેલુ હતુ; હાલમા આ શહેરને "જેબાલ" કહે છે.

૩. સીદોન—કનાનનો જ્યેષ્ટ પુત્ર સીદોન કે જે નુહનો પૌત્ર હતો, તેના નામ પરથી આ શહેરનુ નામ પડ્યુ છે. તૂરની ઉત્તરમાં આસરે ૨૫ માઇલ દૂર ભૂમધ્ય સમુદ્રના કિનારા ઉપર આ શહેર આવેલુ હતુ. ફેનીકીઓ પ્રથમ તેમા વસતા હતા. પાલેસ્તાઇનની વહેચણીમા તે આશેરના ભાગમા આવ્યુ હતુ, પરતુ તેઓ તેને જીતી શક્યા નથી (ન્યાય. ૧; ૩૧), એથી ઉલટુ ઇસ્રાએલીઓને તેઓએ ઘણુા વખત સુધી દબાવ્યા હતા (ન્યાયા ૧૦, ૧૨) દાઉદ રાજાના વખતથી તેની કીર્તિ ઓછી થવા લાગી, અને તેના બદલામા સૂરની ખ્યાતિ વધી (યશા. ૨૩; ૧૨). સુલેમાન રાજાએ સીદોનીઓ સાથે લગ્ન સબધ બાધ્યો હતો (૧ રાજા. ૧૧; ૧, ૩૩). સુલેમાનનુ મદિર તથા ઝરૂબ્બાબેલનુ મદિર બાંધવામાં સૂર તથા સીદોનથી મદદ મળી હતી. અહીના રાજા એથબઆલની પુત્રી ઇઝેબેલ સાથે અહાબ રાજાએ લગ્ન કર્યુ હતુ (૧ રાજા. ૧૬, ૩૧). આ શહેરમા ચાલતા વેપાર રોજગારને માટે ને વિશેષે કરીને કાચ બનાવવા માટે બહુ પ્રખ્યાત થએલું હતુ. યહોશુ. ૧૧; ૮ ૧૯, ૨૮માં તેને "મોટું સીદોન" નામ આપેલુ છે. હોમર નામનો પ્રખ્યાત ગ્રીક કવી તેને વિષે લખે છે. વળી જર્કસીસનાં વેગી વહાણો ત્યા બનતા હતાં, અને તે કાળની જાણીતી દુનિયામાં સફર કરનારા તરીકે ઓળખાતા હતા. આ પ્રમાણે તેની ખ્યાતિના સમયમાં તેના નાશ સબધી ઘણાં ભવિષ્યવચનો કહેવામાં આવ્યાં (યશા. ૨૩; ૨, ૪, ૧૨. યિર્મે. ૨૫; ૨૨. ૨૭; ૩. ૪૭; ૪ હઝ. ૨૭; ૮ ૨૮;

૨૧, ૨૨ ૨૩; ૩૦. યોએ. ૩, ૪). રાજા અહાશ્વેરોશ જ્યારે યુનાની-ઓની સામે લડ્યો ત્યારે સીદોનનાં વહાણોમા પોતે મુસાફરી કરતો હતો અને બધા અમલદારોમાં સીદોનના રાજાને તે વધારે માન આપતો હતો. જ્યાં સુધી સીદોન ઇરાનના બાદશાહને તાબે રહ્યુ ત્યા સુધી તેની રોનક જારી રહી હતી, પણ જ્યારે તેઓ ઇરાનની બાદશાહતની સામે થયા ત્યારથી તેમની પડતી આવી. કોઇ ખાસ જુલમને લીધે ત્યાંનો રાજા ઇરાનથી અલગ થવા લાગ્યો (ઇ. સ. પૂ ૩૫૧) તેથી ઇરાનીઓએ સીદોનના સૌથી પ્રખ્યાત ૬૦૦ આગેવાનોને કતલ કર્યા અને શહેર પર ચઢાઇ કરી, પણ સીદોનનો રાજા શત્રુ સામે થવાને અશક્ત હોવાથી તેણે શહેરને આખી વસ્તી સાથે બાળી મૂક્યુ. એવુ કહેવાય છે કે, ૪૦ હજાર માણસોનો એ રીતે નાશ થયો; તો પણ ૧૮ વરસ પછી શહેર ફરીથી આબાદ થયુ અને તેઓ ખુશીથી બાદશાહ સિકદરને તાબે થયા ત્યાર પછી રૂમીઓના વખત સુધી શહેરની હાલત એવી રહી. તુર્ક લોકોના હુમલાની બીકથી ઇ. સ. ૧૫૯૪મા ત્યાનુ બદર પત્થર નાખીને પુરી દીધુ, તેથી હાલ વહાણો ત્યાં જઇ શકતાં નથી. હાલમાં આસરે ૫૦૦૦ માણસની વસ્તી ત્યાં છે, ને 'સાઇદે" નામથી ઓળખાય છે. આપણા તારનાર ઇસુના જમાનામાં આ તરફના રહેવાસીઓ તેની વાત સાભળવા આવ્યા હતા અને ખ્રીસ્ત પોતે પણ ત્યાં એક વખત ગયો હતો અને સુરફૈનિકી કુળની સ્ત્રીની દીકરીને સાજી કરી હતી (માર્ક. ૩; ૮. લુક ૬, ૧૭. માત્થી ૧૫; ૨૧. માર્ક. ૭; ૨૪. લુક ૪, ૨૬). વળી અહી પાઉલનો એક મિત્ર રહેતો હતો, તેને ત્યાં પાઉલ રૂમ જતાં ઉતર્યો હતો (પ્રેરિ. ૨૭, ૩).

૪. સારફાથ કે સારેપ્તા—તૂરની ઉત્તરમાં ૧૨ માઇલ ઉપર આવેલું હતું એને સીદોનનુ નગર કહે છે (લુક ૪; ૨૬). દુકાળ વખતે એલીયાહ ભવિષ્ય-વાદી અહીની વિધવાને ત્યા રહ્યો હતો. અહીં આગળ માટલીનો મેંદો તથા તેલ વધાર્યા અને વિધવાના દીકરાને પુન સજીવન કર્યો (૧ રા. ૧૭; ૯-૨૩). અસલ નગર નાશ પામ્યુ છે, પરતુ હાલ ત્યાં આગળ એક નાનુ ગામડુ છે, જે "સુરાફેન્ડ" નામથી ઓળખાય છે. ઓબાદ્યાહે તેને વિષે આ પ્રમાણે ભવિષ્ય ભાખ્યુ હતુ કે "ઇસ્રાએલપુત્રો સારફાથ સુધીનો કબજો લેશે (ઓબા. ૨૦).

૫. સૂર—આ શહેરને હેબ્રી ભાષામાં "ત્સોર"; અગ્રેજીમાં "ટાયર" અને ગુજરાતીમાં સૂર, સોર અને તૂર કહે છે. આ શહેર ફેનીકીઓનુ એક પ્રખ્યાત નગર હતુ. આકરેથી ઉત્તરમાં ૨૩ માઇલ ઉપર અને સીદોનની દક્ષિણમાં ૨૦ માઇલ ઉપર આવેલુ હતું. પુરાતન વખતમાં આખી દુનિયાનુ વેપાર રોજગારનું મુખ્ય મથક આ શહેર ગણાતુ હતુ, જે વિષે કહેવામાં આવ્યુ છે કે, "મુગટ પહેરાવનાર સૂર, જેના વેપારીઓ સરદાર હોય છે, અને જેના સોદાગરો પૃથ્વીના માનવતા હોય છે" (યશા. ૨૩, ૮). ઘણા દૂર દેશો સુધી સફર કરીને

એટલે ભૂમધ્ય સમુદ્રમાં ફરતાં ઇજીઅન સમુદ્રના કાંઠા પર આવેલાં સરથાનો તથા ટાપુઓ, આફ્રિકા ખંડના ઉત્તર કિનારા પરના કાર્થેજ, તેમ સિસિલી, સ્પેન સુધી ફરતા; અને નીલ, જાંબુઆં કિમતી વસ્ત્રો, સુગધી દ્રવ્ય, હાથીદાંત. સોનુ, રૂપુ ધાતુઓ, મૂલ્યવાન પાષાણો ઇત્યા. લાવતા હતા (હઝકી ૨૭). દાઉદ અને સુલેમાનના વખતમાં સૂરના રહેવાસીઓને ઇસ્રાએલીઓ વચ્ચે મિત્રાચારી ચાલતી હતી. આ શહેર પૂર્ણ વૈભવમાં હતુ તે સમયે યશાયાહ તથા હઝકીએલે તેના નાશ વિષે ભવિષ્ય કહ્યું. નબૂખાદનેસ્સારે તેને જીતીને સર કર્યુ (હઝકી. ૨૬; ૭-૧૩). ૭૦ વરસ પછી કિનારાથી આસરે અર્ધા માઇલ દૂર એક નાનો ટાપુ આવેલો હતો તે પર ફરી બાંધવામાં આવ્યું (યશા. ૨૩, ૨૫). ઇ. સ પૂ. ૩૩૨ માં સીકદર મોટાએ તેનો નાશ કર્યો કે જેમાં હઝકીએલની ભવિષ્યવાત પુરી થઇ (હઝકી. ૨૬; ૧૨, ૨૧). ત્યાર પછી ક્રુઝેડના સમયમાં તે પ્રખ્યાત સ્થળ થયુ હતુ, તો પણ તેનો આગલો વૈભવ નષ્ટ થઇ ગયો. ખ્રીસ્ત ઇસુએ આ શહેરની મુલાકાત લીધી હતી (માર્ક ૭; ૨૪ ૩૦). છેલ્લી મુસાફરી વખતે પ્રેરિત પાઉલ અહીં આગળ ઉતર્યો હતો (પ્રેરિ. ૨૧; ૪). હાલમાં ત્યા આગળ ૩૫૦૦ માણસની વસ્તી છે અને એસ-સૂર નામથી ઓળખાય છે, અને હઝકીએલના કહેવા મુજબ "આજે એ નગરમાં માછીઓ જાળ પાથરે છે" (હઝ. ૨૮)

ધર્મ—જોકે ધધા વેપારની બાબતમા ફેનીકીઓ કુશળ ગણાતા હતા, પરતુ ધર્મની બાબતમાં ખરેખર મૂર્તિપૂજક હતા. તેઓ મુખ્યત્વે કરીને બઆલ (કે સૂર્યદેવ) તથા આસ્તારોથ દેવી (ચદ્રીકા દેવી) ને માનતા હતા. ગ્રીક લોકો તેને આફ્રોદીતા તથા રૂમી લોકો વીનસ દેવી તરીકે માનતા હતા. ફેનીકે દેશમાં મદિરો, વેદીઓ પુષ્કળ અને ભપકાબધ બાધેલા હતા. એ દેવદેવીઓના યાજકો અને ભવિષ્યવાદીઓના ઘણા વર્ગ હતા (૨ રા. ૧૦, ૧૯). આહાબ રાજાની રાણી ઇઝેબેલ જે એથબઆલની પુત્રી હતી તેણે ઇસ્રાએલ દેશમા યહોવાહની સેવાને ઠેકાણે બઆલની પૂજા ચલાવી હતી. પરતુ સત્ય દેવની ખાતરી કરતી વખતે એલીયાહ ભવિષ્યવાદીની મારફતે, યહોવાહથી હાર પામી ગયા. હાલમાં બઆલ દેવનુ નામ, ફેનીકીઓના વશજોમાં હસ્દ્રુ-બાલ, હાની-બાલ ઇત્યાદિ નામોમાં જોવામાં આવે છે.

---

## ૪. પાલેસ્તાઇન દેશ.

આ દેશને શાસ્ત્રમાં આપેલાં જુદા જુદા નામ—હાલ જેને પાલેસ્તાઇન કહે છે, તેને શાસ્ત્રમાં નીચે પ્રમાણે નામ આપેલાં છે —

૧. કનાન દેશ—ઉત્પ. ૧૨; ૫. કારણ કે હામના ચોથા પુત્ર કનાનના વશજો અહી રહેતા હતા. કનાનનો અર્થ "નીચો પ્રદેશ" થાય છે, કારણ કે તેની બાજુમાં લિબાનન તથા ગિલઆદનો ઉચ્ચ પ્રદેશ આવેલા હતાં.

૨. વચનનો દેશ—હેબ્રી. ૧૧, ૯ કારણ કે આ દેશ આપવા વિષે ઇબ્રાહીમ તથા તેના સતાનને વચન આપવામા આવેલુ હતુ.

૩. હેબ્રીઓનો દેશ—ઉત્પ. ૪૦; ૧૫. આ નામની ઉત્પત્તિ વિષે ત્રણ વાતો ચાલે છે —

(૧) ઇબ્રાહીમનો પૂર્વજ શેમવશી હેબેર નામનો હતો (ઉત્પ. ૧૦; ૨૪), અને તેના નામ ઉપરથી આ કોમનુ નામ હેબ્રી ઉતર્યું હશે ઉત્પ. ૧૦, ૨૧.

(૨) હેબ્રી આ શબ્દનુ "ઉતરીને આવવુ" એવો અર્થ થાય છે. એ કારણથી જે માણુસ ઉતરીને પેલી ગમથી કે પેલે પારના દેશથી આવ્યો તે. હવે ઇબ્રાહીમ ફ્રાત નદી ઓળગીને ખાલ્દી દેશમાથી આવ્યો, માટે તેને અને તેના વશજોને આ નામ આપવામા આવ્યુ.

(૩) 'આબ્હાર' = પેલી ગમથી આવવુ. પણ "એબ્હાર" પરદેશી કે મુસાફર, અને એ અર્થ ઇબ્રાહીમને હેબ્રી કહેવામાં આવ્યો હોય, કેમકે ઇબ્રાહીમ પર મુલકમાથી આવનાર પરદેશી તથા મુસાફર જેવો હતો (હેબ્રી. ૧૧; ૧૩).

૪. ઇસ્રાએલનો દેશ—૧ શમૂ. ૧૩, ૧૯. કારણ કે યાકુબ જેનુ નામ ઇસ્રાએલ હતુ તેના વશજનો વારસો હતુ

૫. યહુદાહનો દેશ—યશા. ૧૯; ૧૭. કારણ કે બદિપ્રવાસ પછીના જમાનામા યહુદાહ કુળ વિશેષ પ્રખ્યાત ગણાતુ હતુ. કોઇ વખત આખા પાલેસ્તાઈનને એ નામ લગાડે છે. પ્રે. કૃ. ૨૮, ૨૧.

૬. યહોવાહનો દેશ—હોશી. ૯, ૩. કારણ કે ખાસ રીતે યહોવાહ પોતેજ આ દેશનો સર્વોપરી હતો.

૭. પવિત્ર દેશ—ઝખ. ૨; ૧૨. કારણ કે આ દેશમાં પવિત્ર ઇશ્વરે પોતાનુ ખાસ પ્રકટીકરણ કર્યું.

૮. પલેશેથ—નિર્ગ. ૧૫, ૧૪. પલેશેથવાસીઓ દક્ષિણ ભાગમાં રહેતા હતા તે ઉપરથી આ નામ અપાયુ. પલેશેથ એટલે 'નૈઋત્યકોણમાંનો ભાગ"

૯. ગૌરવી દેશ—(દાની. ૧૧; ૪૧) "તે ગૌરવી દેશમાં પણ પ્રવેશ કરશે" એમ ભવિષ્ય ભાખતાં કહે છે

૧૦. દેશ "THE LAND"—રૂથ. ૧; ૧. લુક ૪; ૨૫·૪૩; ૪૪. યાકુ. ૫, ૧૭.

પુરાતન કાળમા પલિસ્તીઓના દેશને, એટલે પાલેસ્તાઇનના નૈઋત્ય ભાગને આ નામ આપવામા આવ્યુ હતું (નિર્ગ. ૧૫, ૧૪. યશા. ૧૪; ૨૯, ૩૧.

યોએ. ૩ ; ૪). ત્યાર પછી ઇબ્રાહીમ જ્યારે આ દેશમાં પ્રવાસી થયો ત્યારે એજ દેશને હેબ્રીમાં "પલેશેથ=પ્રવાસીઓનો મુલક, એવુ નામ અપાયુ ( ગીત. ૬૮; ૮ ૮૩ ; ૭ · ૮૪ ; ૪ · ૧૦૮ ; ૯ ). પલેશેથને ગ્રીકમા "પાલેસ્ટીના" કહે છે. અને ગ્રીક તથા રૂમી લોકોએ આગળ જતા આખા દેશને એજ "પાલેસ્ટાઇન" નામ આપ્યુ.

સરહદ તથા વિસ્તાર–શાસ્ત્રમા સરહદ સબધી જે વાત લખવામા આવી છે તે·–

(૧) વચનની ભૂમિ—નિર્ગ. ૨૩ ; ૩૧. "લાલ સમુદ્રથી તે પલિસ્તીઓના ( ભમધ્ય ) સમુદ્ર સુધી ને ( સિનાયના ) અરણ્યથી તે (ફ્રાત) નદી સુધી હુ તારી સરહદ ઠરાવીશ."

ઉત્પ. ૧૫ ; ૧૮. "મિસરની નદીથી તે ફ્રાત નામની મહા નદી લગી આ દેશ મેં તારા વશને આપ્યો છે."

ઇબ્રાહીમને આપેલુ વચન કેટલેક અશે સુલેમાનના જમાનામા પુરૂ થએલુ છે તો પણ પુરેપુરૂ નહિ

(૨) પ્રાપ્ત કરેલી ભૂમિ—(૧) દાનથી બેરશેબા સુધી. ન્યાયા. ૨૦; ૧. ૧ શમૂ ૩, ૨૦. ૨ શમૂ ૩, ૧૦ ૧૭; ૧૧ : ૨૪ ૨, ૧૫. ૧ કાળ ૨૧, ૨. ૧ રાજા. ૪; ૨૫. ૨ કાળ ૩૦, ૫. (૨) હામ્માથના નાકાથી તે મિસરના નાળા સુધી. ગણ ૧૩; ૨૧ · ૩૪, ૮. ૧ રાજા. ૮, ૬૫. ૨ રાજા. ૧૪; ૨૫. ૧ કાળ ૧૩, ૫ ૨ કાળ. ૭, ૮

એટલે —આ દેશની ઉત્તરે ફેનિકે દેશ, લિબાનોન પર્વત તથા સોરિયા આવેલા હતા. પૂર્વ સીરી, મોઆબ, આમ્મોન તથા સીરીનુ રણ હતા દક્ષિણે અદોમ દેશ તથા અરબસ્તાનનુ રણ હતા, અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર, (પલિસ્તી દેશ, ફેનીકે દેશ ) હતા.

ક્ષેત્રફળ—પાલેસ્ટાઇન તે વચનના દેશનો એક ભાગ હતો. ઉત્તરથી દક્ષિણ સુધી વધારેમાં વધારે લંબાઇ આસરે ૧૮૦ માઇલ છે. પૂર્વથી પશ્ચિમ સુધીની પહોળાઇ સરેરાસ ગણતાં ૮૦ માઇલ સુધી છે. ક્ષેત્રફળ ૧૧ હજાર ચોરસ માઇલ છે દાઉદ રાજાના સમયમા તેની વસ્તી ૫૦ લાખની હતી હાલમાં ૨૦ લાખ સુધીની છે.

## પાલેસ્તાઇનના કુદરતી વિભાગ.

આ પાલેસ્તાઇન દેશ, તે પહાડોનો દેશ, ખીણોનો દેશ, મેદાનોનો દેશ, ઝરણનો દેશ, અને અરણ્યનો દેશ છે ( ગણ. ૧૩, ૨૦. પરો. ૧૧ ; ૧૬ · ૧૨ ; ૮ ).

ઉત્તરમાં પર્વતો ટોચ સુધી લીલા ઘાસવાળા છે, ખીણો ફળદ્રુપ છે ને બાગ બગીચા પુષ્કળ છે. દક્ષિણમા પહાડો ઉજ્જડ તથા વેરાન છે, ખીણો ખેડાયલી નથી, પત્થર પુષ્કળ છે, મધ્યમા મોટી ખીણ છે કે જેમાં થઇને યરદન નદી વહે છે. કુદરતી રીતે ચાર વિભાગ પાડી શકાય —

૧. પશ્ચિમમાંનુ મેદાન.
૨. મધ્યમાં આવેલો ઉચ્ચ પ્રદેશ.
૩ યરદન નદીની ખીણ.
૪. યરદનની પૂર્વ તરફનો દેશ.

૧. પશ્ચિમમાંનુ મેદાન—એમાં સરખી લંબાઇના બે ભાગ આવે છે. (૧) દક્ષિણનો અર્ધો ભાગ. (૨) ઉત્તરનો અર્ધો ભાગ.

(૧) દક્ષિણનો અર્ધો ભાગ એટલે પાલેસ્તાઇન કે પલેશેથ કે શેફેલાહ.—આ સુદર દેશમાં ખેડાણ થાય એવી ખીણો છે, કારણ કે નદીના પ્રવાહમાં જે રેતીનો ભાગ તે ઉપર ઘસડી આવેલા કળી ચુનાના પહાડો પુષ્કળ છે. આ મેદાન ઘણે ભાગે ઉજ્જડ સપાટ મેદાન છે. કેટલેક સ્થળે ખેતરોનો ફળદ્રુપ ભાગ આવે છે. કદાપિ આ પ્રદેશની સારી ફળદ્રુપતાને કારણે પલિસ્તીઓ પરાક્રમી થએલા હતા. આ ભાગ મેળવવાને ઇસ્રાએલપુત્રો નિરતર પ્રયત્ન કરતા, અને વારવાર પલિસ્તીઓ તથા ઇસ્રાએલીઓ વચ્ચે લડાઇઓ થતી હતી.

(૨) ઉત્તરનો અર્ધો ભાગ તેને શારોનનુ મેદાન કહે છે. ફળદ્રુપતાને લીધે તથા ઘાસ ચારાને લીધે આ જગ્યા પ્રખ્યાત છે. ૧ કાળ. ૨૭, ૨૯ યશા. ૩૩; ૯ · ૩૫, ૨. જુઓ.

આશ્શૂર, બાબેલ અને મિસર તેઓને જવા આવવાનો ધોરી માર્ગ તે શેફેલાહ તથા શારોનમા થઇને હતો. આશ્શૂરીઓ આ રસ્તે થઇને કૂચ કરતા હતા. વળી વેપારીઓના કાફલાઓ અહી થઇને ચાલતા. આ રસ્તે થઇને સુલેમાનના સમયમા મદિર બાધવાનો સરસામાન લવાતો હતો. કાર્મેલ પહાડથી ઉત્તરના અદરના ભાગમાં ઇજરેઇલનુ મેદાન તથા મગીદ્દોની ખીણ, જેને એસ્ડ્રૅાઇલનું મેદાન એવુ નામ આપે છે, તે આવેલુ છે.

૨. મધ્યમાં આવેલો ઉચ્ચ કે પહાડી પ્રદેશ.—તેમાં પાંચ મુખ્ય વિભાગ છે.

(૧) લબાનોન પહાડ, એની પશ્ચિમ હારને લિબાનસ તથા પૂર્વ હારને આન્ટી લિબાનસ કહે છે. બન્ને હારની વચ્ચે લબાનોનની ખીણ આવેલી છે, યહોશુ. ૧૧; ૧૭. તેમાં થઇને લીઓન્ટીસ નદી વહે છે.

(૨) ગાલીલનો ઉચ્ચ પ્રદેશ, તેને નાફતાલીના પહાડો પણ કહે છે. યહોશુ. ૨૦ ; ૭.

(૩) સમરૂનના પહાડો કે એફ્રાઇમના પહાડો—અનેક પહાડોની અનિયમિત હારો છે, તેમાં ફળદ્રુપ મેદાનો નજરે આવે છે.

(૪) યહુદાહના પહાડો—આ ઉંચ્ચસમ ભૂદેશના મધ્યમાં "યરૂશાલેમ" નગર આવે છે.

(૫) યહુદાહનુ અરણ્ય—યરૂશાલેમની પૂર્વ તથા દક્ષિણ બાજુમાં આવે છે.

૩. યરદનની ખીણ—યરદનના મૂળથી માંડીને મૃતસરોવર સુધીની ભૂમિ નીચી ને નીચી થતી જાય છે, એ બહુજ અજાયબ જેવુ છે. યરદનનો અર્થ "નીચે ઉતરનાર" એવો થાય છે. આ ખીણની લંબાઇ ૧૫૦ માઇલ છે. યરદનના મૂળ આગળ ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૧૭૦૦ ફુટ ઉંચાઇ છે. ત્યારે મૃતસરોવરનો ઉત્તરનો કાંઠો સમુદ્રની સપાટીથી ૧૩૧૨ ફુટ નીચો છે. અને મૃતસરોવર સમુદ્રની સપાટી કરતાં ૧૩૦૮ ફુટ નીચુ છે. એટલે આ ખીણ દરિયાની સપાટીની નીચે લગભગ ૨૬૦૦ ફુટ છે. પૃથ્વીના પેટમાં ચીરો પાડ્યો હોય તેવો આભાસ આપે છે. ખીણની પહોળાઇ ઉત્તરમાં પાચ માઇલ અને દક્ષિણમાં ૧૨ માઇલ છે. આ ખીણમાં યરદન નદી ઉપરાંત ત્રણ સરોવર સમાયલાં છે. એટલે (૧) મહેરેમનાં પાણી. (૨) ગાલીલ સરોવર. (૩) મૃતસરોવર.

અરાબાહ, મૃત સરોવરની દક્ષિણે એક ખડકવાળો રસ્તો છે. કેટલાએક કહે છે કે, એજ આકાબિનની ચઢણ છે, અથવા જેને વિંછુનો ઘાટ કહે છે તે હશે. અહી થઇને સીનના અરણ્યમાં જવાય છે. અરાબાહની દક્ષિણ હદ લાલ સમુદ્રની ઉત્તરે આવેલા અકાબાના અખાત સુધી છે. મિસરમાંથી નિકળ્યા બાદ, ઇસ્રાએલપુત્રોએ છેલ્લે વરસે જે મુસાફરી કરી તે આ મેદાનમાં થઇ.

૪. યરદનની પૂર્વ તરફનો દેશ—યરદનની પૂર્વ બાજુએ, ઉભા ખડકો કોટરૂપે કે દીવાલરૂપે આવેલા છે તેના વિભાગ કરનાર મુખ્યત્વે કરીને ત્રણ નદી છે. (૧) યાર્મુખ. (૨) યબુક. (૩) આર્નોન. આ ત્રણ પડેલા ભાગને મુખ્યત્વે કરી નીચે પ્રમાણે નામ આપેલા છે —

(૧) બાશાનના પહાડો—આ ભાગ ત્રિકોણાકારમા ઉંચ્ચ પ્રદેશ છે એમાં જ્વાળામુખીમાંથી નિકળતા ટુકડાઓ આમતેમ નજરે પડે છે. આ લાવા જેવા પદાર્થને લીધે ભૂકી થાય છે, જેમા ઢોરનાં ચરણ સારાં છે

(૨) ગિલઆદના પહાડો—આ ભાગ ગાલીલ સરોવરની દક્ષિણથી તે મૃત સમુદ્રના ઉત્તર ભાગ સુધી છે. દેખાવ સુદર તથા

મનહર છે. કોઇ કોઇ જગ્યાઓ બહુજ ઉમદા દેખાય છે. દરેક સ્થળમાં હરિયાળી જોવામાં આવે છે. ગિલઆદની દક્ષિણે સપાટ પ્રદેશ આવેલો છે, તેને મિઝાર નામ આપેલુ છે.

(૩) અબારીમના પહાડો—(પસાર થવાના પહાડ) જેના પર થઇને ઇસ્રાએલપુત્રો વચનના દેશમાં જતી વખતે પસાર થયા હતા. આ ભાગમાં સારાં ઘાસનાં બીડ હતાં કે જ્યાં ઘેટાં બકરાંનાં ટોળેટોળાં ચરતાં હતાં.

ખનીજ પદાર્થ—આખા પાલેસ્તાઇનમાં મુખ્યત્વે કરીને ચાક વિશેષ જોવામાં આવે છે. ઘણુ કરીને બધા ટેકરાઓ ચાકનાજ છે. પછી ઓછા વધતા પ્રમાણમાં હશે. એક જાતના ભૂરા કાળા પત્થર થાય છે, જેને "બેઝાલ્ટ" કહે છે તેઓ બાશાનમાં યરદનના મૂળ પાસે તથા એસ્ડ્રાએલોનના મેદાનમાં મળી આવે છે. યરદનની ઉંડી ખાણની કરાડ પણ તેની બનેલી દેખાય છે. શારોનના મેદાનમાં જે ખડક છે, તે રેતીના બનેલા દેખાય છે. શિલાજીત તથા મીઠાના ખડક મૃત સરોવરની પાસે છે.

આબોહવા—શિઆળો માફકસર છે. શિતોષ્ણ માપ પ્રમાણ યરૂશાલેમમાં ૪૯ ડીગ્રી અને ઉનાળામાં ૭૮ ડીગ્રી છે. મધ્ય ઉનાળામાં ગરમી સખત હોય છે પરતુ વાયવ્ય કોણના પવનને વિષે ગરમી ઓછી દાખવે છે. ફેબ્રુઆરી, માર્ચ તથા એપ્રીલમાં પૂર્વ તરફથી પવન આવે છે, ત્યારે તો અરણ્યની રેતી તથા ગરમી બહુ ત્રાસદાયક લાગે છે. યરૂશાલેમમાં સરાસરી વરસાદ ૬૧ ઇંચ પડે છે. ચોમાસુ નવેમ્બરથી માર્ચ સુધી ચાલે છે પરતુ વચમાં ડિસેમ્બર-જાન્યુઆરીમાં વરસાદ બધ પડે છે, તેથી ચોમાસાના બે ભાગ થાય છે. આ કારણથી એકને "આગલો વરસાદ" અને બીજાને "પાછલો વરસાદ" (યોએ. ૨ ; ૨૩) કહે છે. ઉનાળામા ઝાકળ પુષ્કળ પડે છે ને પાછલી રાત્ર ટાઢ ઘણી હોય છે.

ઝાડ—આલોનવૃક્ષ, એલાહવૃક્ષ, એરેજવૃક્ષ, સત્તાબર, પ્લેઇન.

રોપેલાં ઝાડ તથા છોડ.—દ્રાક્ષવેલા, જૈતુન, અજીર, કેળ, તાડવૃક્ષ, શેરડી, નારગી ઇત્યાદિ. દક્ષિણ ભાગમાં દ્રાક્ષ પુરકળ છે. એરકોલમાંની દ્રાક્ષો હજુ સુધી વખણાય છે, ગણ. ૧૩ ; ૨૩. જૈતુનનાં ઝાડ આખા પાલેસ્તાઇનમાં સામાન્ય છે. અજીરનાં ઝાડ પણ સામાન્ય છે, પણ તાડનાં વૃક્ષ હાલમાં ભાગ્યેજ માલમ પડે છે. એરેજવૃક્ષ લિબાનન પહાડ પર થાય છે. આલોનવૃક્ષ તથા એલાહવૃક્ષ બાસાન તથા ઉત્તર ગાલીલમાં થાય છે. દક્ષિણ ભાગમાં દ્રાક્ષાઓ પુષ્કળ થાય છે. બદામનાં ઝાડ, સફરજન, દેવદારવૃક્ષ અને ગુલરનાં ઝાડ પણ મળી આવે છે.

ધાન્ય—ઘઉં તથા જવ.

ફુલઝાડ—લગભગ બે હજારથી માંડીને અઢી હજાર જાત સુધીનાં થાય છે.

જંગલી જનાવર—લિબાનનમા રીંછ, દીપડા, શિયાળ ( કોલ્હુ ) વરૂ, ડુક્કર, હરણ, સાબર ઇત્યાદિ છે. શાસ્ત્રમાં સિંહની વાત આવે છે ખરી, અને પૂર્વ કાળમાં ત્યાં હતા, પણ હાલમા સિંહ નથી. યરદનના કાંઠા પર સિંહનાં હાડકાં મળી આવે છે.

પાળેલાં જનાવર—ઉંટ, ગધેડા, ખચ્ચર, ઘોડા, ભેંસ, બળદ, લાંબી પુછડીવાળા ઘેટા.

પક્ષીઓ—ગીધ, ગરૂડ, બાજ, કલીલ, ઘુવડ, બુલબુલ, કાગડા, તીતર, બગલા, ચલ્લીઓ, સ્ટારલીન, જૅ, કકુ, હેરોન, ચામચેણુ તે ઉપરાત ગરોળી, દેડકાં, માછલીઓ.

ઐતિહાસિક બિના—સાપ્રત કાળમા પાલેસ્તાઇન દેશનો ઘણો ભાગ નિરસ તથા નિષ્ફળ દેખાય છે, પરતુ પહેલાના સમયમા જ્યારે ટેકરાઓને ખેડવાલાયક બનાવતા અને ફળદ્રુપ ઝાડો રોપતા ત્યારે તેનો દેખાવ બહુ મનોરજક તથા રસાળ લાગતો હતો. દેશના દક્ષિણ તથા મધ્ય ભાગમાંના ટેકરાઓની પ્રૌઢતા અને વિસ્મયાવહ થોડાંજ છે. પરતુ ઉત્તર અને પૂર્વ તરફના ભાગમાં લિબાનાન, હેર્મોન અને બાશાનનો દેખાવ સુદર અને ઉચ્ચ પ્રદેશનો આભાસ આપનારો છે.

સમુદ્ર કિનારો સીધી લીટીના જેવો, મનને બહુ આનદ ન મળે તેવો છે. માત્ર એકજ અખાત જાણવા જેવા છે, જેને એકર અગર તાલેમાઇસ કહે છે. તે હાલના પાલેસ્તાઇનના ઇતિહાસમા "સૅન્ટ-જોન-દી-એકર" ને લીધે પ્રખ્યાત છે. પણ શાસ્ત્રના ઇતિહાસમાં વાત નથી. કાર્મેલ નામની એક ભૂશિર છે બદરોમા પ્રખ્યાત જેવાં સ્થળ-કાઇસારીઆ-તે એક વખત રૂમી રાજ્યનુ મુખ્ય સ્થળ હતું પણ હાલ તુટી ગયુ છે—તે સિવાય જોપ્પા, અગર જાફા કે યાફા કહે છે અને હાલમા પણ છે (યહો ૧૯; ૪૬. ૨ કાળ. ૨, ૧૬. યુના. ૧; ૩. પ્રેરિ ૯; ૩૬ ૧૦; ૫ ૧૧; ૫).

પાલેસ્તાઇનના અસલ રહેવાસીઓ, જેમના સબધમા કઇક વાત મળી આવે છે, તેઓ હામના પુત્ર કનાનના વશજ હતા. એટલે હિત્તીઓ, ગિર્ગાશીઓ, કનાનીઓ, અમોરીઓ, પરિઝ્ઝીઓ, હિવ્વીઓ, યબૂસીઓ ( ઉત્પ. ૧૦, ૧૭, ૧૮ ૧૫; ૨૦, ૨૧ ). ઇસ્રાએલપુત્રોને એવો હુકમ મળ્યો હતો કે, તમારે એ સર્વનો નાશ કરવો. મૂળ રહેવાસીઓમાના કેટલાએક રાક્ષસી કદના હતા, જેઓને અનાકિમ, રફાઇમ, એમીમ, હોરીમ અને ઝમઝુમીમ કહેતા ( પુન. ૨ ) એઓમાંના કેટલાંક યરદનની પૂર્વ તરફ નાસી ગયા, જેઓમા ઓગ જે બાશાનનો રાજા તે રફાઇમ કુળનો હતો ( પુન. ૩, ૧૧ ) અને ગાથનો ગોલ્યાથ અનાકીમનો હતો.

ઇસ્રાએલપુત્રોએ મૂળ પ્રજાનો સપૂર્ણ નાશ કરી નાખ્યો નહિ તેથી કેટલીએક દેશજાતિ (કનાની) ઇસ્રાએલીઓ સામે લડવાને સમર્થ થઇ (ન્યાયા. ૪; ૨) તેમજ પલિસ્તીઓ તથા સીદોનીઓને કાઢી શક્યા નહિ.

બદિપ્રવાસના કાળ સુધી ઇસ્રાએલીઓ પાલેસ્તાઇનમાં રહ્યા, એટલામાં કેટલીએક જાતો ઉમેરાઇ. બદિપ્રવાસ પછી ઇસ્રાએલીઓ સાથે બીજી કેટલીએક જાતિઓ મિશ્ર થઇ ગઇ.

પાલેસ્તાઇન દેશ એક પછી એક ઇરાની, ગ્રીક, રૂમી અને તુર્કના હાથમાં ગયો છે. ક્રુઝેડના સમયમા થોડો વખત ખ્રીસ્તીઓના કબજામાં આવ્યો. હાલમા તુર્કી રાજ્યની સત્તામાં છે. વસ્તીનો મોટો ભાગ મુસલમાન લોકનો છે. થોડા યહુદીઓ પણ રહે છે. લિબાનન આગળ જુના કાળના ખ્રીસ્તીઓ રહે છે, જેઓને 'મારોની' કહે છે. તેઓ આઠમા સૈકાના "જોન મારોન" નામના મઠવાસીના અનુસારીઓ છે.

---

## (અ). પાલેસ્તાઇન– પુરાતન સમયમાં.

આ દેશ ઇસ્રાએલપુત્રોના હાથમા આવ્યો ત્યારે વચમા યરદન નદી ઉત્તર દક્ષિણ આવવાને કારણે દેશના બે મુખ્ય ભાગ પડ્યા. (૧) યરદનની પૂર્વે ગમનો દેશ, જેને "યરદનને પેલે પારનો દેશ" એવુ નામ પણ આપવામાં આવે છે. (૨) યરદનની પશ્ચિમ ગમનો દેશ.

*a.* પૂર્વે તરફના ભાગમા—(૧) દક્ષિણમાં રેઉબેન. (૨) મધ્યમાં ગાદ. (૩) ઉત્તરમાં મનાશ્શેહ (અર્ધકુળ).

*b.* પશ્ચિમ તરફના ભાગમાં—(૧) દક્ષિણમાં, શિમઓન, યહુદા, બિન્યામીન, દાન.
(૨) મધ્યમાં, યિસ્સાખાર, મનાશ્શેહ (અર્ધકુળ), એફ્રાઇમ.
(૩) ઉત્તરમાં, આશેર, નાફતાલી, ઝબુલૂન.

યુસફના વશજોનાં બે કુળ ગણાયાં: એટલે એફ્રાઇમનું કુળ તથા મનાશ્શેહનુ કુળ (ઉત્પ. ૪૮; ૨) લેવીપુત્રોને ખાસ પ્રદેશ મળ્યો નહિ; પણ વિવિધ ગોત્રોમાંથી ૪૮ નગર અપાયાં જેમાંનાં છ આશ્રય નગર હતાં (એટલે કેદેશ, શખેમ, હેબ્રોન, બેસેર, રામોથ, ગોલાન (યહોશુ. ૨૦; ૭, ૮), રેઉબેન, ગાદ તથા મનાશ્શેહના અર્ધકુળે યરદનની પૂર્વે ગમનો ભાગ માગી લીધો (ગણ. ૩૨), તેથી યરદનનો પશ્ચિમ ભાગ બાકીનાં સાડાનવ કુળને મળ્યો. સુલેમાનના મરણ પછી યહુદાહ તથા બિન્યામીન મળીને યહુદાહનુ રાજ્ય થયુ. અને બાકીનાં દસ ગોત્ર મળીને ઇસ્રાએલનું રાજ્ય થયુ.

## (ग) પૂર્વ પાલેસ્તાઇન.

સ્થિતિ અને વિસ્તાર—યરદનની ખીણની પૂર્વ બાજુ પર પર્વતોની ઉંચી દીવાલ છે, જે યરદનના મૂળથી માંડીને મૃતસરોવર સુધી લબાય છે. સપાટીમાં હોવાથી કોટની માફક જણાય છે. આ હકીકત ઉપરથી તેમજ તેના જાણુઆ દેખાવ પરથી વારવાર "મોઆબનો કાળો કોટ" એવુ નામ આપવામાં આવે છે. જ્યારે પર્વતોનો આ ઉંચો કોટ પુરો થાય છે ત્યારે બહોળો ઉચ્ચ પ્રદેશ જણાય છે, જેમાં ચઢઉતરના મેદાન તથા લીલા ઘાસથી આચ્છાદિત એવો માલમ પડે છે. ઉત્તરના વિભાગમા જુદી જુદી જાતની પુષ્કળ ઝાડી આવેલી છે. આ મેદાનના ત્રણ જગ્યાએથી ઉંડા ભાગ થએલા છે, જેમાં થઇને ત્રણ નદીઓ વહે છે; એટલે યાર્મુક, યબ્બુક તથા આર્નોન. તેઓ યરદનની ખીણને તથા મૃતસરોવરને મળે છે. આ ઉચ્ચ પ્રદેશનાં મેદાનો પૂર્વમાં સપાટ મેદાનો સાથે મળી જાય છે. તેમાંનો કેટલોક ભાગ ફળદ્રુપ ને બાકીનો ઉજ્જડ રણ છે. ગાલીલ સરોવરથી માંડીને મૃતસમુદ્ર સુધી ઉંચા પહાડોના બનેલા પ્રદેશને ગિલઆદનો દેશ કહે છે. બાશાનનુ રાજ્ય પણ આ બાજુ પર હતુ, પરતુ ઉત્તર તથા પશ્ચિમમાં વિશેષ હતું. આ સ્થળમાં ઢોરોને માટે પુષ્કળ ઘાસ ચારો ઉગતો હતો જેથી રેઉબેન તથા ગાદપુત્રોએ, પોતાની સાથે ઢોરઢાકનો જથો હોવાથી, આ દેશની માગણી કરી (ગણ. ૩૨; ૨-૬). પશ્ચિમ પાલેસ્તાઇન તથા આ દેશની વચમા યરદનની ઉંડી ખીણ આવેલી હતી. દેશ એકાન્ત સ્થળ જેવો લાગતો હતો, જેથી ભયના વખતમાં તેમજ વિશ્રાંતિ લેવાના હેતુથી પણ માણસો વારંવાર અહીં આવતાં હતાં. આબ્શાલોમના બળવા સમયે દાઉદ સહિસલામતિને માટે અહીં આવેલો હતો. આપણા પ્રભુ ઇસુના સમયમાં આ દેશનો મોટો ભાગજે 'પેરીઆ' નામથી ઓળખાતો હતો, ત્યાં ખ્રીસ્ત પોતે વારવાર એકાન્તમાં વિસામો લેવા આવતો હતો.

યરદનની પૂર્વ બાજુ પર જે પ્રખ્યાત પર્વતો આવતા હતા તેઓનાં નામ—

હેર્મોન, ગિલઆદ, બાશાન, અબારીમ તેનાં શિખરો નબો, પીસ્ગાહ, પેઓર, બામોથ, બઆલ હતાં.

મુખ્ય મેદાનો—ગોલાનનું મેદાન, હૌરાનનું મેદાન, આર્ગોબનુ મેદાન, યરદનનુ મેદાન, મોઆબનુ મેદાન.

મુખ્ય નદીઓ—યાર્મુખ, યાબ્બુક, આર્નોન.

## પૂર્વ પાલેસ્તાઇનના પહાડ.

૧. હેર્મોન પહાડ—પાલેસ્ટાઇનની ઉત્તર સરહદ ઉપર આવેલા આન્ટી-લિબાનસ પર્વતના ઇશાન કોણ તરફના શિખરને હેર્મોન પર્વત કહે છે. આ શિખર ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૯,૨૦૦ ફુટ ઉંચુ છે તેથી પાલેસ્તાઇન દેશની

ઉત્તર સીમા થાય છે (પુન. ૩ ; ૮ ·૪; ૪૮. યહો. ૧૧; ૩, ૧૭:૧૩; ૧૧· ૧૨, ૧). આ પર્વત પાલેસ્તાઇનના કોઇ પણ દૂરના ભાગથી જોવામાં આવે છે, કેમકે તે બરફથી ઢંકાયલો રહે છે, અને ચૂનાના પત્થરોથી બનેલો છે. ગાલીલ સમુદ્રથી ઉત્તરમાં આ પર્વત ૪૦ માઇલ ઉપર આવેલો છે. સીદોનીઓ આ પર્વતને 'સીર્યોન' (પ્રકાશિત) કહેતા (પુન. ૩ ; ૯. ગીત. ૨૯ ; ૬) અને અમોરીઓ તેને "સનીર" (ખડખડનાર) કહે છે (પુન. ૩; ૯). વળી ન્યાયા. ૩ ; ૩ તથા ૧ કાળ. ૫ ; ૨૩ માં તેને "બઆલ હેર્મોન" તથા પુન. ૪ ; ૪૮માં તેને "સીયોન" પર્વત કહે છે. બઆલ-હેર્મોન નામ તેને આપવામાં આવ્યું છે તે ઉપરથી એમ દેખાય છે કે, આ પર્વત ઉપર બઆલ દેવતાની પૂજા થતી હશે. વળી તેને લગતાં કેટલાક પુરાતન ખંડિયેરો પણ જોવામાં આવે છે. આ પર્વતને લગતાં ત્રણ શિખરો છે, જેમાંના એક ઉપર આપણા પ્રભુ ઇસુનું રૂપાંતર થયુ હતું એમ ધારવામાં આવે છે. આ ત્રણે શિખર એક બીજાથી પા પા માઇલને અતરે આવેલાં છે. આ પર્વતનુ હાલનુ નામ "યાબેલ-એશ-શેખ" એટલે બરફવાળો પહાડ અથવા શેખની સફેત દાઢી. સીરીયામાં આ પહાડ એક પ્રખ્યાત પહાડ ગણાય છે. આ પર્વત એરેજવૃક્ષને માટે પ્રખ્યાત હતો ; ત્યાંથી પુરાતન વખતમાં સૂરના લોકો વહાણુ બનાવવાનાં લાકડા મગાવતા હતા (હઝકી. ૨૭; ૬). આ પર્વત ઉપર દાઉદને કોઇ ખાસ આશીર્વાદ મળ્યો હશે, કેમકે તે દાઉદને વહાલો પર્વત હતો (ગીત ૪૨ ; ૬).

૨. ગિલઆદ પહાડ—આ પહાડની હાર, યરદન નદીની પૂર્વ તરફ, ગેન્નેસારેત સરોવરથી માંડીને મૃત સરોવર સુધી આવેલી છે. તેના સૌથી ઉચા શિખરને હાલમાં "યાબેલ-હોશા" એટલે હોશીઆનો પર્વત કહે છે. એવુ કહેવામા આવે છે કે, હોશીઆહ ભવિષ્યવાદીની કબર આ પહાડના શિખર ઉપર છે. એની પડોસમાં રામોથે ગિલઆદ છે. "ગિલઆદ" એટલે સાક્ષ્યનો ઢગલો, કારણ કે અહીં આગળ લાબાન સાથે કરાર કરતી વેળાએ યાકુબે પત્થરોનો ઢગલો કીધો હતો (ઉત્પ ૩૧; ૪૭). અહીં શેરીલોબાન સારૂં થાય છે (યિર્મે. ૪૬, ૧૧). કોઇ કોઇ વાર યરદનની પૂર્વે તરફના આખા પ્રદેશને ગિલઆદ નામ આપવામાં આવે છે.

૩. બાશાનના પર્વત—આ તો પહાડોની હારનો એક ભાગ છે. બાશાનના પૂર્વ તરફના ભાગને સીરી રણથી જુદો પાડે છે. તેને કેટલીક વખત "યાબેલ-હૂરાન" એટલે હુરાનના પર્વત કહે છે. મિ. ગ્રેહામ નામનો એક પ્રખ્યાત માણુસ કે જેણે આ પ્રદેશ જાતે કરીને જોયો છે તે કહે છે કે, આ પર્વતોમાના એકને "શેકવેત-અલ-ખુદર" નામે ઓળખે છે જે ૫૦૦૦ ફુટની ઉચાઇમાં છે. કદાચ એજ ગીત. ૬૮; ૧૫માં દર્શાવેલો બાશાનનો ઉંચો પર્વત હશે. ગિલઆદ તથા બાશાન બન્ને જ્યારે શાસ્ત્રમાં વપરાય છે, ત્યારે

ઘણુ કરીને યરદનની પૂર્વ તરફની ઉંચાઇ બતાવે છે. આ પહાડો ત્રિકોણાકારમાં આવેલા છે, એમાં જ્વાળામુખીમાંથી નિકળેલા ટુકડાઓ આમનેમ નજરે પડે છે આ લાવા જેવા પદાર્થને કારણે, ઢોરને ચરવાનાં બીડ સારાં થાય છે. બાશાન સબધી શાસ્ત્રમાં નીચેનાં વાક્યોમાં હકીકત છે. ગણુ. ૨૧; ૩૩. પુન. ૩; ૧, ૧૪. ગીત. ૬૮, ૧૫, ૨૨ ૧૩૫, ૧૦ ૧૩૬, ૨૦.

૪. અબારીમ પર્વત—(પસાર થવાનો પર્વત) એના પર થઇને ઇસ્રાએલપુત્રો વચનના દેશમાં જતી વખતે પસાર થયા હતા. આ ભાગમાં સારા ઘાસનાં બીડ હતાં, કે જ્યા ઘેટા બકરાંના ટોળે ટોળાં ચરતા હતા. યરદનની પૂર્વ બાજુમા સાકળની માફક છે. આ પર્વતમાં નીચેના ચાર શિખરો આવે છે:—

(૧) પિસ્ગાહ—રેઉબેનના ભાગમાં આવેલા મોઆબના એક પહાડનુ શિખર હતુ. અહીં આગળ બાલાકે બલઆમને બોલાવ્યો હતો, એ માટે કે ઇસ્રાએલપુત્રોને શ્રાપ દે (ગણુ. ૨૧; ૨૦ ૨૩; ૧૪). આ પર્વત ઉપર ચઢીને મુસાએ વચનનો દેશ જોયો હતો (પુન. ૩, ૨૭ ૩૪ ૧).

(૨) નબો—આ શિખર પરથી વચનનો દેશ જોયા પછી મુસા મરણ પામ્યો (પુન. ૩૪; ૧). હાલ તે હેશ્બોનની નૈઋત્ય કોણમા આસરે પાચ માઇલ દૂર મૃત સમુદ્રના પૂર્વ કિનારા પર "યાબેલ-નબાહ" નામથી ઓળખાય છે, તેની ઉચાઇ આસરે ૨,૬૪૩ ફુટ છે. આ નબો શિખર ઉપર પુરાતન વખતમા નબો દેવતાનુ સ્થાન હતું, અને એમ હોય તો એ કારણથી આ શિખરનુ નામ નબો પડયુ હોય.

(૩) પેઓર—પિસ્ગાહથી ઉત્તરમાં યસીમોનની સામે થોડે દૂર છે. પહાડ તથા યરદનના મેદાનની વચમા છે. અહી આગળ ઇસ્રાએલપુત્રોએ છાવણી કરી હતી (ગણ ૩૩, ૨૮). અહીં રહીને બલામે પોતાની નજર ઉચી કરીને ઇસ્રાએલને તેમનાં કુળો પ્રમાણે રહેતા જોયા, ને તેમને શ્રાપને બદલે આશીર્વાદ આપ્યો (ગણુ. ૨૪; ૧-૯).

(૪) બામોથ-બઆલ—બઆલના ઉચ્ચસ્થાનો યરદન નદીની પૂર્વમાં આવેલા આર્નોન નદી ઉપર આ એક ઉંચી જગ્યા હતી. અહી બલઆમે પહેલી વાર ચઢીને ઇસ્રાએલપુત્રોના સૌથી છેવાડા ભાગ સુધી દૃષ્ટિ ફેરવી હતી (ગણુ ૨૨, ૪૧)

## પૂર્વ પાલેસ્તાઈનનાં મેદાનો.

૧. ગોલાનનું મેદાન—આ ફળદ્રુપ મેદાન હેર્મોન પહાડથી માંડીને યાર્મુખ નદી સુધી જાય છે. મુસાફરો તેના સબંધમાં થોડુજ જાણે છે, દંતકથા પ્રમાણે અયુબ મહાન ભક્તનું રહેઠાણ અહી આગળ હતુ, પરતુ એમા થોડીજ સત્યતા છે, હાલમાં આ મેદાનને "જોલાન" કહે છે.

૨. હૌરાનનું મેદાન—આ મેદાન ગોલાનથી પૂર્વમાં આવે છે. આ મેદાનમાં એન–નુક્રાહ અગર ખરૂં હૌરાન અને આર્ગોબ અગર એલ–લેયાહનો સમાવેશ થાય છે, ખરૂં હૌરાન આર્ગોબની દક્ષિણમાં આવે છે, તેને "દમરકનો કોઠાર" કહે છે, કારણ કે તે બહુજ રસાળ છે.

૩. આર્ગોબ અગર એલ–લેયાહ—આ ખડકવાળું મેદાન છે, તેમાં કઠણ કાળા પાણાની ખાણો છે. ઓગ રાજાના દિવસોમાં "આર્ગોબમાં કોટવાળાં તથા પિત્તળની ભુંગળોવાળાં ૬૦ નગરો હતાં" (૧ રાજા. ૪; ૧૩). આ પ્રખ્યાત મેદાન ઘણે ભાગે ઇસ્રાએલીઓના જમાના જેવુ હાલમાં પણ છે, અને પ્રાચીન નગરોમાંનાં કેટલાંક હૈયાતીમાં છે.

૪. યરદનનું મેદાન—ગાલીલ સરોવરથી માંડીને મૃતસરોવર સુધી જે ઉડી ખીણ છે તે ખીણ ઉત્તરમાં તો પાંચ માઇલની પહોળાઇમાં છે, પરતુ દક્ષિણમાં એટલે મૃતસરોવર આગળ પહોંચતાં તે એટલી પહોળી થએલી છે કે તેનુ એક મેદાન થઇ ગયુ છે. તેને કોઇવાર શિટ્ટીમ અગર આબેલ-શિટ્ટીમ પણ કહે છે. વળી કોઇવાર "મોઆબનાં ક્ષેત્ર" એવુ નામ પણ આપે છે, (આર્બોથ-મોઆબ કે મોઆબનુ મેદાન એ નામ પણ છે). પ્રાચિન જમાનામાં આ મેદાન મોઆબને તાબે હતુ. પરતુ ઇસ્રાએલીઓ આ દેશમાં આવ્યા, તે પહેલાં થોડીજ મુદત ઉપર શિહોનને તાબે થયું હતું. હજુ સુધી તેને "આર્બોથ-મોઆબ" કહે છે. અહીં આગળ મુસાના મરણ સુધી ઇસ્રાએલપુત્રોએ છાવણી રાખી હતી. (ગણ. ૨૨; ૧).

૫. મોઆબનું મેદાન—આ મેદાન, મોઆબનું મુખ્ય શહેર જે હેશ્બોન ત્યાંથી માંડીને રાબ્બાહ જે આમ્મોનીઓની રાજ્યધાની (ગણ. ૨૧; ૨૦) ત્યાં સુધી હતું કેટલીક વાર તેને "મેદબાનું મેદાન" પણ કહે છે (ગણ. ૨૧; ૩૦).

## પૂર્વ પાલેસ્તાઇનની નદીઓ અગર નાળાં.

૧. યાર્મુખ—આ નાળા સબધી શાસ્ત્રમાં હકીકત આવતી નથી. હૌરાન તથા જોલાન મેદાનો મધ્યે થઇને, અને આગળ જતાં એક મનહર ખીણમાં થઇ, ગેન્નસારેત સરોવરની દક્ષિણ બાજુમાં યરદન નદીને મળે છે.

૨. યાબ્બોક—ગિલઆદ પહાડમાંથી નિકળી યરદન નદીમાં આવી મળે છે. પહેલા આ નાળુ અમોરી તથા આમ્મોની પ્રદેશની સરહદ તરીકે ગણાતું

હતું. ત્યાર પછી મનાસ્સાહ તથા ગાદની સરહદ પણ ગણાતું હતું. ખ્રીસ્તના જમાનામાં પેરીઆ પ્રાંતની ઉત્તર સરહદસૂચક છે. આ નાળાના કિનારા આગળ, કદાચ યરદન નદીને મળે છે, ત્યાં આગળ યાકૂબે યહોવાહના દૂતની સાથે કુસ્તી કીધી, અને "ઇસ્રાએલ" નામ મેળવ્યુ (ઉત્પ. ૩૨ ; ૨૨). હાલમાં તેને "ઝેરકા" કહે છે.

૩. આર્નોન—ગિલઆદ પહાડમાથી નિકળી મૃતસરોવરમા પડે છે. આ નાળુ ઉનાળાના દિવસોમાં સુકાઇ જાય છે. ભવિષ્યવાદી નદીના ઓવારા વિષે યશા. ૧૬ ; ૨ માં વાત કરે છે. આ નદી પૂર્વ પાલેસ્તાઇનની દક્ષિણ સરહદ તરીકે છે, તેમજ મોઆબ તથા આમ્મોનની મધ્યમાં આવેલુ હતુ (ગણ ૨૧ ; ૧૩). દેશની વહેંચણ થયા બાદ રેઉબેન તથા મોઆબપુત્રો વચ્ચેની સરહદ ગણાતી હતી. "આર્નોનથી હેર્મોન પર્વત સુધી પૂર્વમા, અને દાનથી બેરશેબા સુધી પશ્ચિમમાં" સમાન ગણાય છે. આ નદીના કિનારા ઉપર મુસાના જમાનામાં ઇસ્રાએલપુત્રોએ આમ્મોની રાજા સીહોનને મારી નાખ્યો હતો (ગણ ૨૧ , ૨૪). રૂમી લોકના વખતમાં જ્યારે નાળાં અને નહેરો દુરસ્ત કરવામાં આવ્યાં, ત્યારે આ નદી ઉપર એક પુલ બાંધેલો હતો, તે તુટેલી હાલતમાં જોવામાં આવે છે. હાલ આ નદીને એલ-મોજેબ કહે છે.

૪. લેઓન્ટીસ— લબાનોનની ખીણમાં થઇને વહે છે. ગીત. ૮૪ ; ૬ માં તેને "રૂદનનુ નીચાણ" કહે છે, અગર બાકાની ખીણ એવુ નામ પણ આપે છે.

## પૂર્વ પાલેસ્તાઇનના વિભાગ.

યરદનની પૂર્વ બાજુમાં અઢી કુળ, એટલે મનાશ્શેહનુ અર્ધકુળ, અને ગાદ તથા રેઉબેનના કુળ રહેતા હતા. મનાશ્શેહના અર્ધકુળને બાશાનના રાજા ઓગનો મુલક, અને ગિલઆદનો અર્ધભાગ, એટલે દક્ષિણમા લગભગ યાબ્બોક નાળા સુધીનો દેશ મળ્યો હતો. ગાદને બાકીનો ગિલઆદ અને યાબ્બોક નાળાથી મૃતસમુદ્ર સુધીનો ભાગ મળ્યો હતો. અને રેઉબેન કુળને સીહોનનુ રાજ્ય તથા દક્ષિણમાં સરહદ તરીકે આર્નોન નદી સુધીનો ભાગ મળ્યો હતો.

### (૧) મનાશ્શેહનું અર્ધ કુળ.

આ કુળના કબજામાં જે મુલક આવ્યો તે લગભગ ૬૦–૭૦ માઇલ પહોળો અને આસરે તેટલોજ લાંબો હતો. તેની ઉત્તરે સીરીઆ તથા હેર્મોન પર્વત, દક્ષિણે યાબ્બોક નાળુ તથા ગાદનો ભાગ, પૂર્વે અરબસ્તાનનુ અરણ્ય અને પશ્ચિમે કિન્નેરેથ સરોવર આવેલાં હતાં. આ ભાગ સહુથી ફળદ્રુપ હતો. યહો. ૧૩ ; ૩૦, ૩૧ માં "સઘળુ બાશાન અને અડધો ગિલઆદ" એવું નામ આપે છે, કારણ કે આ ભાગમાં બાશાનનો મુલક, ઇશાન કોણમાં આગોબનો, વાયવ્ય

કોણુમાં ગોલાન તથા ગેશૂર, નૈઋત્યમાં અર્ધો ગિલઆદ અને અગ્નિકોણુમાં હોરાનનો ભાગ આવેલા હતા :—આ ભાગમાં આવેલાં મુખ્ય નગરો—ગોલાન, યાબેશ-ગિલઆદ, એડ્રેઇ, આશ્તરોથ-કારનાઇમ, કનાથ, સાલખાહ, બોસરાહ, બેથ-ગામૂલ ( યહો. ૧૩ ; ૨૯-૩૧ જુઓ ).

૧. ગોલાન—યરદન નદીને પેલે પાર પૂર્વમાં જે ત્રણુ આશ્રયનગર આવેલાં હતાં તેમાંનુ એક ગોલાન હતું. આ શહેર ગાલીલ સમુદ્રથી ઇશાન કોણુમાં બાર માઇલ ઉપર મનાશ્શેહના બાશાનમાં આવેલું હતુ ( પુન. ૪ ; ૨૩. યહો. ૨૦ ; ૮ ). વળી આ શહેર લેવીઓને આપવામાં આવ્યું હતુ (યહો. ૨૧ ; ૨૭ ). આ શહેર વિષે કઇ વધારે બ્યાન કરવામાં આવ્યુ નથી, પણુ ઇસ્રાએલીઓના બદિપ્રવાસ પછી આ બાશાનના ચાર ભાગ પડ્યા, તેમાનો એક ગોલાન પ્રાંત હતો, જેને હાલ "જોલાન" કહે છે.

૨. યાબેશ-ગિલઆદ—બેથ-શાનની સામે ગિલઆદ પહાડની એક લીલી ટેકરી ઉપર આ શહેર આવેલુ હતુ. આ ભાગમાં આવેલા બીજાં બધા શહેરો કરતાં આ શહેર નામવાર ગણાતું હતુ. જ્યારે ઇસ્રાએલીઓએ આ શહેરના રહેવાસીઓને બિન્યામીનીપુત્રો સામે લડવાને બોલાવ્યા, ત્યારે તેઓએ ના પાડી હતી ( ન્યાયા. ૨૧ ; ૮-૧૪ ). તેથી ત્યાંની ૪૦૦ કુંવારીઓ સિવાય સઘળાંનો વિનાશ કરવામાં આવ્યો હતો. પછીથી બિન્યામીનપુત્રો સાથે સલાહ થતાં રિમ્મોન ગઢમાંના બિન્યામીનપુત્રોને પેલી ૪૦૦ કુંવારીઓ પરણાવી આપી ને એમ છતાં જે પુરૂષ લગ્ન કર્યા સિવાય વધ્યા, તેઓને શીલોહની દીકરીઓને દીધી ( ન્યાયા. ૨૧ ). ત્યાર પછી ૩૦૦ વરસ બાદ આ શહેર પર આમ્મોની રાજા નાહાશ ચઢી આવ્યો, તેને શાઉલે અજાયબ બહાદુરીથી તથા ચાલાકીથી નસાડીને કાઢયો. ત્યાર પછી ૪૦ વરસ બાદ જ્યારે શાઉલ તથા તેના ત્રણુ દીકરા પલિસ્તીઓ સામે લડતા માર્યા ગયા અને તેમનાં શબને અપમાન પહોંચાડવા બેથ-શાનના કોટ ઉપર લટકાવ્યાં, ત્યારે યાબેશ-ગિલઆદના બહાદુર પુરૂષો ઉઠીને રાતની રાતમાં પેલાં મુડદાંને ઉતારી લાવ્યા, ને માન સહિત પોતે દાટયાં ( ૧ શમૂ. ૩૧ ; ૧૧-૧૩ ). જ્યારે મજકુર ખબર દાઉદને મળી ત્યારે યાબેશ ગિલઆદના લોકોને ધન્યવાદ આપ્યો ( ૨ શમૂ. ૨ , ૪, ૫ ). હાલનાં "એદ-દેઇર" નામનાં ખંડિયેર જે 'પેલા'થી દક્ષિણે આસરે છ માઇલ ઉપર આવેલ છે તેને પુરાતન યાબેશ-ગિલઆદ કહે છે.

૩. એડ્રેઇ—બાશાનના રાજ્યનુ મુખ્ય શહેરોમાંનુ એક હતુ (યહો. ૧૨ ; ૪, ૫). અહીં બાશાનનો રાજા ઓગ ઇસ્રાએલપુત્રોથી હાર્યો ગયો ( ગણુ. ૨૧ ; ૩૩-૩૫). આ શહેર થોડા વખત સુધી મનાશ્શેહના કબજામાં રહ્યું, પણુ ત્યાર પછી બારવટીઆ અને લુટારાનુ રહેઠાણુ થયું ( યહો. ૧૩ ; ૩૧ ). ઉપલી લડાઇ ઇ. સ. પૂ. ૧૪૫૨ માં થઇ, ત્યાર પછી આ શહેરનુ નામ શાસ્ત્રમાં બે વખત

આવે છે (પુન. ૫; ૪. યહો. ૧૨; ૪). પણ ઇતિહાસ પરથી માલમ પડે છે કે ૨૦૦૦ વર્ષ સુધી એટલે ઇ સ. ૬૦૦ સુધી આ શહેર મશહૂર હતું. એડેઇનાં અસલ મકાનો હાલ જોવામાં આવે છે. તેનાં બારીબારણાં, ભીતો, છાપરાં સર્વ પત્થરનાં બાંધેલાં છે. ઇ. સ. ૧૮૫૪માં આ શહેરમાં ૫૦ ઘર મોજુદ જોવામાં આવ્યાં હતાં.

૪. આશ્તરોથ-કારનાઇમ—એટલે "બે શિંગવાળી આશ્તરોથ" અગર "નવ ચંદ્રકાળા." ઇબ્રાહીમના સમયમાં કદારલાઓમેર રાજાએ અહીના રફાઇમ (રાક્ષસી) લોકોને હરાવી કાઢયા (ઉત્પ. ૧૪; ૫, ૬). લેવીઓને આ શહેર આપવામાં આવ્યુ હતુ (૧ કાળ. ૬; ૭૧). દાઉદના યોદ્ધાઓમાંનો એક આ શહેરનો હતો (૧ કાળ. ૧૧; ૪૪). આ શહેર ક્યાં હતું તે સાફ માલમ નથી, પણ કદાચ હાલનું હોરાનનુ મુખ્ય શહેર બુસરાહ તે પુરાતન આશ્તારોથ હશે. યહોશુ. ૨૧; ૨૭માં તેને બએશ્તરાહ કહે છે. આશ્તારોથ દેવીનું ભજન વિશેષ ચાલતુ હતુ તે કારણથી આ શહેરને પણ એજ નામ આપવામાં આવ્યુ હશે.

૫. કનાથ કે કેનાથ—આર્ગોબનાં ૬૦ નગરોમાંનું એક હતુ. મનાશ્શેહના પુત્ર નોબાહે આ નગર જીતી લીધુ, અને પોતાના નામ પરથી તેનુ નામ 'નોબાહ' પાડયુ (ગણુ. ૩૨, ૪૨). મિદ્યાની લોકોની પૂઠે લાગતાં ગિદઓન અહીં આગળ આવ્યો હતો (ન્યાયા. ૮; ૧૧). હાલમાં તેને "કુનાવત" કહે છે, જે બસરાથી ૩૦ માઇલ ઉત્તરમાં આવેલુ છે.

૬. સાલખાહ—મનાશ્શેહના અર્ધ ભાગનું બાશાનમાં આવેલુ એક શહેર હતુ (પુન. ૩; ૧૦. યહોશુ. ૧૨; ૫: ૧૩; ૧૧. ૧ કાળ. ૫; ૧૧). હાલ તે "સાલખાદ" નામથી ઓળખાય છે. યરદન નદીની પૂર્વમાં ૫૬ માઇલ ઉપર તે આવેલ છે.

૭. બોસરાહ—"સપાટ પ્રદેશ" પર આવેલું મોઆબીઓનુ તે શહેર હતુ (યિર્મે. ૪૮; ૨૪). પાછળથી આ શહેર વૈભવમાં તથા અગત્યતામાં બહુ પ્રખ્યાત થએલું છે. મૃત સમુદ્રની પૂર્વમાં હાલ જે "બુઝરાહ" આવેલું છે, તેજ પ્રાચીન મોઆબી બોસરાહ હશે. ભવિષ્યવાદીના કહેવા પ્રમાણે હાલ બોસરાહ પર આવેલુ શાસન નજરે પડે છે, કેમકે હાલ પડી ગએલાં ખડિયેરોમાં કેવળ ૨૦ ઘરમાં વસ્તી દેખાય છે.

૮. બેથ-ગામૂલ—ભવિષ્યમાં તેના થનાર નાશ સબંધીની હકીકતના સબંધમાં તેનું નામ આપેલું છે. ચોતરફ ઉંચો કોટ હતો, અને લગભગ યરૂશાલેમ જેટલુ ઘેરાવામાં હતું, રસ્તાઓ ફરસબંદિના હતા. શહેરમાં ખુલ્લા ચોક હતા, તેમજ કેટલાંક મોટાં જાહેરાંત મકાનો પણ હતાં. કાળા પત્થરની

મજબુત બાંધણીના ઘર હતાં, પરતુ પ્રાચીન વૈભવ હાલમાં નષ્ટ થએલો છે (યિર્મે. ૪૮ ; ૨૩).

( છેલ્લાં ત્રણ શહેર એટલે સાલખાહ, બોસરાહ તથા બેથ–ગામૂલ, બાશાનના રાજા ઓગની પાસેથી જીતી લઇને મનાશ્શેહને આપવામાં આવ્યાં હતા, છતાં તે મોઆબના કબજામાં રહ્યાં હતાં ).

## ૨. ગાદ કુળનો ભાગ.

સરહદ—ઉત્તરમાં મનાશ્શેહનો ભાગ, પૂર્વમાં આમ્મોનપુત્રોનો ભાગ, દક્ષિણમાં રેઉબેન કુળનો ભાગ અને પશ્ચિમમાં યરદન નદી આવેલાં હતાં. એ પ્રમાણે યરદન નદીની આખી ખીણ ઠેઠ ગાલીલ સમુદ્ર સુધી આ ભાગમાં આવેલી હતી. ગિલ્આદનો અડધો ભાગ તેમાં સમાયલો હતો, તેથી આખા પ્રદેશને, એટલે ગાદના ભાગને ગિલઆદ નામ આપવામા આવતું હતુ (પુન. ૩ ; ૧૨ ). આ દેશ ફળદ્રુપ છે, ઝાડી પુષ્કળ છે, ને ઘાસ ચારો સારો થાય છે. તેમાં સમાયલાં મુખ્ય નગરો —માહનાઇમ, પનીએલ, સુક્કોથ, રામોથ–ગિલઆદ, યાઝેર, બેથ–નિમ્રાહ, આબેલ–સિટ્ટીમ, બેથ–હારામ, સોઆર.

૧. માહનાઇમ—(બે સૈન્ય) યાકુબ જ્યારે પાદ્દાનારામથી પાછો આવતો હતો (ઉત્પ. ૩૨ ; ૨ ) ત્યારે યાબ્બોક નાળાની પાસે કે જ્યા દેવના દૂતોનું દર્શન દીઠુ અને પોતાના ટોળાના બે ભાગ પાડ્યા તે જગ્યાનું નામ યાકુબે માહનાઇમ પાડયુ હતું. આગળ જતાં તે જગ્યાએ એક શહેર બાંધવામાં આવ્યું, અને તે શહેરને તે જગ્યાનું નામ એટલે માહનાઇમ આપવામાં આવ્યુ. તે બાશાનની દક્ષિણ સીમા ઉપર આવેલું હતું (યહોશુ. ૧૩ , ૨૬, ૩૦). આગળ જતાં તે શહેર લેવીઓને આપવામાં આવ્યુ (યહોશુ. ૨૧ ; ૩૮ ). અહી શાઉલના પુત્ર ઇશ-બોશેથે રાજ્ય કીધુ કે જે વખતે દાઉદ રાજા હેબ્રોનમાં રાજ્ય કરતો હતો (૨ શમૂ. ૨ , ૮ ). આ શહેરમાં ઇશ-બોશેથને તેના બે અગરક્ષકોએ મારી નાખ્યો, અને તેનુ માથુ કાપીને દાઉદ પાસે લઇ ગયા. દાઉદે તેમને અપમાન સહિત મારી નાખ્યા (૨ શમૂ. ૪ ; ૫–૭). દાઉદ જ્યારે આબ્શાલોમથી નાસતો હતો, ત્યારે તેણે માહનાઇમમાં મુખ્ય મથક રાખ્યુ હતુ. અહી શોબી, માખીર અને બાર્ઝિલ્લાએ દાઉદને સારી મદદ આપી હતી (૨ શમૂ. ૧૭ ; ૨૮). અહી દાઉદને આબ્શાલોમના મરણના માઠા સમાચાર મળ્યા હતા. હાલ આ શહેરની જગ્યા ઉપર "મુખુમાહ" નામે ખંડિયેર જોવામાં આવે છે, જે પ્રાચિન માહનાઇમ હશે.

૨. પનીએલ અગર પનુએલ—તેનો અર્થ 'દેવનુ મ્હોં' એવો થાય છે. યરદન નદીની પૂર્વમાં અને યાબ્બોક નાળાની ઉત્તરમાં આ જગ્યા આવેલી હતી. અહીં આગળ યાકુબે યહોવાહના દૂત સાથે કુસ્તી કરી હતી, અને "ઇસ્રાએલ"

નામ મેળવ્યુ (ઉત્પ. ૩૨ ; ૨૪-૩૦ ). યાકૂબે કહ્યું કે "મેં દેવને મ્હોડેમ્હોડ જોયો છે' તેથી તે જગ્યાનું નામ 'પનીએલ' પાડયુ. ત્યાર પછી આ જગ્યા ઉપર એક શહેર બધાયું (ન્યા. ૮, ૮. ૧ રા ૧૨, ૨૫). આ શહેરનાં માણુસોએ ગિદઓન તથા તેના સૈન્યને મદદ આપી નહિ, માટે મિદ્યાનીઓને મારીને પાછા ફરતાં શહેરની કતલ કરી, અને શહેરના કિલ્લો તોડી પાડ્યો. (ન્યા. ૮, ૧-૨૧). ત્યાર પછી યરોબઆમે તે શહેર ફરી બાંધ્યુ (૧ રા. ૧૨ ; ૨૫).

૩. સુક્કોથ—પાદાનારામથી યાકૂબ જ્યારે પાછો આવ્યો ત્યારે પોતાના ભાઇ એસાવની મુલાકાત પછી તે અહીં રોકાયો હતો, અને પોતાને માટે તથા પોતાનાં ઢોરઢાંકને માટે માંડવા બંધાવ્યા ; એ કારણુ માટે તે જગ્યાનું નામ સુક્કોથ (એટલે માંડવા) પાડયુ ( ઉત્પ. ૩૩, ૧૭ ). હાલ "ટેલ-દાર-આલા" નામનો એક ટેકરો એ નામથી ઓળખાય છે. આ સુક્કોથ યરદનની પૂર્વમાં યાબ્બોક નાળાની દક્ષિણુમા આવેલુ હતુ ( યહો. ૧૩, ૨૭ ). જ્યારે ગિદઓન અને તેનાં ત્રણુસો માણુસોએ આ શહેરના લોકોની મદદ માગી ત્યારે મદદ નહિ આપતા ઉલટું અપમાન કર્યું. માટે પાછા વળતાં તેણે સુક્કોથના સરદારો તથા વડીલોને જગલના કાટા તથા ચણી બોરડીથી શિક્ષા કરી હતી (ન્યા. ૮, ૫-૧૬). વળી આ જગ્યા પર સુલેમાન રાજાએ મદિરના સઘળા પિત્તળનાં પવિત્ર પાત્રો ઢાળવાને એક કારખાનુ બધાવ્યુ હતુ (૧ રા. ૭; ૪૬ ).

૪. રામોથ-ગિલઆદ—દેશના મધ્યભાગમાં આવેલુ હતું, અને યરદન નદીની પૂર્વમાં ઠરાવેલાં ત્રણ આશ્રયનગરોમાંનુ એક હતુ. યિફતાહ ન્યાયાધીશનુ વતન હતુ ( ન્યા. ૧૧, ૨૯ ). અહીં આગળ અરામ તથા ઇસ્રાએલીઓ વચ્ચે ભારે લડાઇઓ થઇ તેને માટે પ્રખ્યાત છે. પહેલી લડાઇ ઇસ્રાએલના રાજા આહાબ તથા યહુદાહના રાજા યહોશાફાટની સરદારી હેઠળ થઇ હતી, જેમાં આહાબ માર્યો ગયો ( ૧ રા ૨૨ ; ૪, ૩૨ ). બીજી લડાઇ યોરામની સરદારી હેઠળ થઇ, જેમાં યોરામ ઘાએલ થયો ( ૨ રા. ૯ ; ૧૪, ૨૮. ૨ કાળ. ૨૨, ૫). અહીં આગળ યેહુનો અભિષેક કરાયો ( ૨ રા. ૯; ૬ ). હાલમાં તેને "એસ-સાલ્ટ" કહે છે.

૫. યાઝેર—અમોરીઓનુ શહેર હતું. મુસાએ આ સ્થળ તેમની પાસેથી લઇ લીધુ અને ગાદ કુળને આપવામા આવ્યુ ( ગણુ. ૩૨ ; ૧, ૩, ૩૫. યહો. ૧૩ ; ૨૫ ). ત્યાર પછી મરારીના પુત્રોને આપવામાં આવ્યુ (યહો. ૨૧, ૩૯). દાઉદ રાજાના સમયમાં તે શહેર હેબ્રોનીઓના હાથમાં આવ્યુ. આ હેબ્રોનીઓ કોહાથના વશના હતા ( ૧ કાળ. ૨૬ ; ૩૧ ). આ શહેરમાં દ્રાક્ષ ઘણી પાકતી હતી પણ યહોવાહના શાપથી તે જગ્યા ઉજડ થઇ, તે એટલે સુધી કે "યાઝેરનું રૂદન" એવી વાત કહેવતરૂપે ફેલાઇ ( યશા. ૧૬, ૮, ૯ ). વિદ્વાનો

આમાનની પશ્ચિમે ૧૨ માઇલ ઉપર "સાર કે સૈઇર" નામનાં ખંડિયેરને પુરાતન યાઝેર ધારે છે. એ શિવાય દેશમાં એક નાનુ સરોવર હતું જેને યાઝેર કહેતા હતા.

૬. નિમ્રાહ કે બેથ-નિમ્રાહ—(ગણ. ૩૨; ૩, ૩૬). અહી પાણીના ઝરા પુષ્કળ હતા (યહો. ૧૩; ૨૭. યશા. ૧૫; ૬). હાલ યરેખોની પાસે "નાહાર-નિમરીન" નામનો યરદન નદીનો એક આરો એ નામથી ઓળખાય છે.

૭. આબેલ-શિટ્ટીમ—આ શહેર યરદનની ખીણ મધ્યે આવેલુ હતું. ઘણી વખતે તેને શિટ્ટીમ પણ કહે છે (ગણ. ૨૫; ૧. યહો. ૨; ૧. મીખા. ૬; ૫). અહી બાવળનાં ઝાડ પુષ્કળ થતાં હતાં, તેથી તેને એ નામ આપવામાં આવ્યુ હતુ. કનાનમાં દાખલ થતાં પહેલાં ઇસ્રાએલીઓનો આ સ્થળે ૪૨ મો મુકામ હતો (ગણ. ૩૩; ૪૯).

૮. હારામ અગર બેથ-હારામ—યરેખોની સામે યરદન નદીની પૂર્વગમ ત્રણ માઇલ દૂર યરદનના મેદાનમા આ શહેર આવેલું હતુ (યહો. ૧૩; ૨૭). સદોમ ગમોરાહના નાશ વખતે આ ગામનો કઇક ભાગ મૃત સરોવરથી ઢંકાયો હતો. હાલમા તેને "બૈત-હારાન" કહે છે.

૯. સોઆર—મૃત સમુદ્રની પૂર્વમાં આવેલુ હતુ. લોટ તથા તેની દીકરીઓ સદોમથી નાસીને આ શહેરમાં ગયાં હતાં (ઉત્પ ૧૯, ૨૨, ૨૩. પુન. ૩૪; ૩). તેનુ પુરાતન નામ 'બેલા' હતુ (ઉત્પ. ૧૪, ૨-૮). હાલ આ શહેરનુ ખંડિયેર કેરાકના કોતરના મુખ પાસે જોવામાં આવે છે. ૨ રા. ૩ માં કીર-મોઆબ વિષે જે વાત આવે છે તે હાલનુ 'ટેલ-એશ શાઘુર' હશે.

## (૩) રેઉબેન કુળનો ભાગ.

આ કુળનો ભાગ અમોરીઓના રાજા સીહોનના રાજ્યનો દક્ષિણ ભાગ હતો. અગર આર્નોન નાળાથી યાબ્બોક નાળા સુધીનો દેશ હતો. આ ભાગ એક વખતે મોઆબ તથા આમ્મોનને તાબે હતો. એમાં અબારીમ પહાડ તથા કેટલીક ફળદ્રુપ જમીન છે. દાથાન તથા અબીરામ એ બે મોટા પુરૂષો આ કુળમાં પેદા થયા હતા. આખરે આ કુળે પોતાના દેવની વિરૂદ્ધ ઉલ્લંઘન કીધુ, જેથી આશ્શૂરનો રાજા તેઓને બંદિપ્રવાસમાં લઇ ગયો (૧ કાળ ૫; ૨૬). આ ભાગમાં આવેલાં પ્રખ્યાત શહેરો—બેસેર, હેશ્બોન, યાહાસ, એલ-આલેહ, નબો, બઆલ-મેઓન, સિબ્માહ, અરોએર, બેથ-યશીમોથ, બેથ-પેઓર, મેદબા, દીબોન અગર દીબોન-ગાદ.

૧. બેસેર—યરદન નદીની પૂર્વમાં જે ત્રણ આશ્રયનગર હતાં તેમાંનું એક આ હતુ, અને રેઉબેનના ભાગમાં આવેલુ હતુ (પુન. ૪; ૪૩. યહો. ૨૦; ૮: ૨૧; ૩૬. ૧ કાળ. ૬; ૭૮). હાલ "બુરાસીન" નામનું એક ગામ જે હેશ્બોનથી ઉત્તરમાં બાર માઇલ ઉપર આવેલુ છે તેને વિદ્વાનો પુરાતન બેસેર ધારે છે.

૨. હેશ્બોન—લગભગ મધ્યમાં આવેલું છે. પહેલાં આ શહેર મોઆબનું પાટનગર હતુ (ગણુ. ૨૧; ૨૫, ૨૬). પરતુ અમોરી રાજા સીહોને તેને જીતી લઇ પોતાની રાજ્યધાની બનાવી (યહો. ૯; ૧૦). ઇસ્રાએલીઓ જ્યારે કનાન દેશ તરફ જતા હતા, ત્યારે અમોરી રાજાએ પોતાના દેશમાં થઇને તેઓને જવા નહિ દીધા માટે મુસાએ તેમની સામા લડાઇ કરીને તેના સઘળા પ્રાંતો તેના તાબાનાં નગરો સુદ્ધા લઇ લીધાં (ગણુ. ૨૧; ૨૩–૨૬). ત્યાર પછી આ શહેર રેઉબેનના ભાગમાં આવ્યુ (ગણુ. ૩૨, ૨૭). તે લેવીઓને આપેલું હતું (યહો. ૨૧, ૩૯). આ શહેરમાં ઘણા હોજ હતા, જેમાંનો એક કિલ્લા નીચે શહેરની દક્ષિણ તરફ બાથરાબ્બીમ ભાગળની પાસે આવેલ હતો, જેનું બ્યાન સુ. ગી. ૭; ૪ માં આવે છે. આ શહેરનાં પુરાતન ખંડિયેર મૃત સમુદ્રને ઉત્તર છેડે યરદન નદીની પૂર્વમા ૨૦ માઇલ દૂર હાલ જોવામાં આવે છે. ખડકમાંથી ખણી કાઢેલા કુવા તથા ટાંકા હજુ સુધી દેખાય છે.

૩. યાહાસ—અમોરીઓના દેશમાં મોઆબની સરહદ પર આર્નોન નદીની ઉત્તરે આ શહેર આવેલુ હતુ (ગણુ. ૨૧, ૨૩). અહી આગળ અમોરીઓનો રાજા સીહોન ઇસ્રાએલપુત્રો સાથે લડતાં માર્યો ગયો રેઉબેન કુળમાંથી મરારી-પુત્રોના કુટુંબને આપવામા આવ્યુ (યહો. ૧૩; ૧૮ ૨૧; ૩૬). ત્યાર પછી આ શહેર મોઆબીઓના હાથમાં ગયુ. મોઆબીઓની દુષ્ટતાને કારણે તેમના મુલકનાં તમામ શહેરો પર ભારે આફત આવી પડી, અને યાહાશ શહેર તથા તેની આસપાસના મુલકમાં રોવા કુટવા શિવાય બીજુ કઇ સભળાતુ નહિ (યશા. ૧૫; ૪. યિર્મે ૪૮; ૨૧, ૩૪). હાલમાં આ શહેરનુ કઇ નામ નિશાન નથી.

(૪) એલઆલેહ—રેઉબેનના ભાગમાં આવેલી ચારાની જગ્યા હતી (ગણુ. ૩૩; ૩, ૩૭) પણ તેઓના કબજામાં આ જગ્યા ક્યાં સુધી રહી તે માલમ નથી. યશાયાહ અને યિર્મેયાહના વખત પછી તેનુ નામ દેવામાં આવતું નથી (યશા. ૧૫; ૪· ૧૬; ૯. યિર્મે. ૪૮, ૩૪). હાલ તે ગામ તદ્દન નાશ પામ્યુ છે, અને તેના ખંડિયેરને 'એલ–આઅલ' કહે છે. હેશ્બોનથી એક માઇલ દૂર તેના પુરાતન ખંડિયેરો જોવામાં આવે છે.

(૫) નબો—આ શહેર રેઉબેનપુત્રોએ જીતી લઇને ફરી વસાવ્યુ હતું (ગણુ. ૩૨; ૮, ૩૮ ૧ કાળ. ૫; ૮). આ શહેર હેશ્બોનથી દક્ષિણે આઠ માઇલ ઉપર આવેલુ હતુ (સરખાવો યશા. ૧૫; ૨ યિર્મે. ૪૮; ૧, ૨૨).

(૬) બઆલ-મેઓન—રેઉબેનના ભાગમાં આવેલું હતુ (ગણુ. ૩૨; ૩૮). તેને યિર્મે ૪૮; ૨૩ માં "બેથ-મેઓન" તથા યહો. ૧૩, ૧૭ માં "બેથ–બઆલ-મેઓન" કહે છે. એવુ ધારવામાં આવે છે કે એલીશાની જન્મભૂમિ તે હતી. હાલમા તેને "માઇન" કહે છે, જે હેશ્બોનથી આસરે ત્રણ માઇલ ઉપર અગ્નિકોણમાં આવેલુ છે.

(૭) સિબ્માહ—મોઆબ દેશનુ રેઉબેનના ભાગમાં આવેલું શહેર હતું. (યહો. ૧૩ ; ૧૯). તેને 'સબામ' પણ કહે છે (ગણ. ૩૨ ; ૩, ૩૮). સિબ્માહ દ્રાક્ષને માટે પ્રસિદ્ધ હતું (યશા. ૧૬; ૮, ૯. યિર્મે. ૪૮; ૩૨). તેના ખંડિએરને 'સુમીએહ' કહે છે. ત્યાં ખડકો ખોદીને દ્રાક્ષકુંડ બાંધવામાં આવ્યા હતા એવુ ખંડિયેરો જોતાં જણાય છે. સુમીએહ હેશ્બોનની પૂર્વમાં આસરે પાંચ માઇલ ઉપર આવેલ છે.

(૮) અરોએર—આર્નોન નદીની ઉત્તર ગમ (પુન. ૪; ૪૮. ન્યાયા. ૧૧; ૨૬. ૨ રાજા ૧૦; ૩૩). સીહોન રાજ્યની દક્ષિણ સરહદ પર આ શહેર આવેલુ હતું. મોઆબી પુત્રોએ રેઉબેનીઓ પાસેથી પાછું પડાવી લીધુ (યિર્મે. ૪૮; ૪૯). હાલમાં તેને 'અરાઇટ' કહે છે જે મૃત સમુદ્રની પશ્ચિમે ૧૨ માઇલ ઉપર આવેલ છે.

(૯) બેથ-યશીમોથ—મોઆબ દેશમાં યરદનની પૂર્વે આબેલ-શિટ્ટીમની પાસે આ ગામ આવેલુ હતું. ઇસ્રાએલીઓએ યરદન નદી ઓળંગી તે પહેલાં આ જગ્યાએ મુકામ કીધો હતો (ગણ. ૩૩; ૪૯). તે અમોરીઓના રાજા સીહોનના સસ્થાનમાં આવેલું હતું (યહો. ૧૨, ૩. હઝકી. ૨૫; ૯).

(૧૦) બેથ-પેઓર—મૃત સમુદ્રને પૂર્વ કાંઠે મોઆબ દેશમાં આ જગ્યા આવેલી હતી અને રેઉબેનના ભાગમાં હતી (યહો. ૧૩, ૨૦. પુન. ૩; ૨૯: ૪; ૪૬). આ જગ્યાની પાસે મુસાનુ મરણ થયું, તથા યહોવાહે તેને દફનાવ્યો (પુન. ૩૪; ૬).

(૧૧) મેદબા—પુરાતન મોઆબી શહેર હતુ (ગણ. ૨૧; ૩૦) ને રેઉબેનના ભાગમાં આવેલુ હતુ (યહો. ૧૩; ૧૬). આ શહેર આગળ આમ્મોન-પુત્રો અને તેમના ભાડુતી લશ્કરને દાઉદના સેનાપતિ યોઆબે સખત હાર ખવડાવી હતી (૧ કાળ. ૧૯; ૭-૧૫). યશાયાહના વખતમાં મોઆબીઓએ આમ્મોનીઓ પાસેથી આ શહેર ફરી જીતી લીધુ (યશા. ૧૫; ૨). આ પુરાતન પ્રસિદ્ધ શહેરનુ ખંડિયેર મૃત સમુદ્રની પૂર્વમા ૧૪ માઇલ ઉપર "માદેબ" નામથી ઓળખાય છે.

(૧૨) દીબોન અગર દીબોન-ગાદ—આ તો મોઆબનુ શહેર હતું. તેને દીબોન ગાદ કહેવાનુ કારણ એ કે, દીબોન તથા ગાદથી બધાવવામાં આવ્યું હતુ (યશા. ૧૫; ૯). હાલનુ દીબોન આર્નોનની ઉત્તરે ત્રણ માઇલ ઉપર અને મૃત સમુદ્રની પૂર્વમાં બાર માઇલ ઉપર આવેલું છે.

(*b*) પશ્ચિમ પાલેસ્તાઇન.

પશ્ચિમ પાલેસ્તાઇનના કુદરતી રીતેજ ત્રણ મુખ્ય વિભાગ દેખાઇ આવે છે – ૧. ઉત્તર વિભાગ. ૨. મધ્ય વિભાગ. ૩. દક્ષિણ વિભાગ. પહેલો

વિભાગ છેક ઉત્તરમાં, બીજો મધ્યમાં, અને ત્રીજો દક્ષિણમાં છે. ઉત્તર તથા મધ્ય વિભાગ આ બેની વચ્ચે કાર્મેલ પર્વત તથા બીજા નાના ડુંગરા આવે છે, અને મધ્ય તથા દક્ષિણ વિભાગ આ બેની વચમા ઉંડાં કોતર આવેલાં છે.

## ૧. ઉત્તર વિભાગ.

સરહદ તથા ક્ષેત્રફળ—આ વિભાગની ઉત્તરે લબાનોન પહાડ, પૂર્વે યરદન નદી અને ગાલીલ સરોવર, દક્ષિણે કાર્મેલ પર્વત તથા સમારીઆના ટેકરાઓ, પશ્ચિમે ફેનીકે દેશ અને ભૂમધ્ય સમુદ્ર આવેલા છે. આ વિભાગની લંબાઇ ૬૦ માઇલ અને સરાસરી પહોળાઇ ૩૦ માઇલ છે.

મુખ્ય પર્વતો—(૧) લબાનોન. (૨) કાર્મેલ. (૩) તાબોર (૪) હેર્મોન. (૫) ગિલ્બોઆ.

મુખ્ય નદીઓ—(૧) યરદન. (૨) કીશોન. (૩) બેલુસ.

સરોવર—મેરોમ, અને ગેન્નેસારેત.

મેદાનો—(૧) હુલેહ (૨) ગેન્નેસારેત. (૩) એસ્ડ્રાએલોન. (૪) એક્કર.

## ઉત્તર વિભાગમાં આવેલા પર્વતો.

૧. લબાનોન—સફેદ. પાલેસ્તાઇનની ઉત્તરમાં સૌથી ઉંચા અને પ્રખ્યાત પહાડોની હારને લબાનોન કે "સીરિયાનો શ્વેત પર્વત" એવુ નામ આપવામાં આવ્યુ છે. કાકેસસ પર્વતથી દક્ષિણમાં આ પહાડોની બે હારો બની છે. પૂર્વ હારને આન્ટી-લિબાનસ અને પશ્ચિમ હારને લિબાનસ કહે છે. બન્ને હારની વચમા એક મોટી ખીણ બનેલી છે (યહોશુ. ૧૧; ૧૭) જે પાંચથી આઠ માઇલ સુધી પહોળી છે. તે ખીણને હાલમાં "એલ-બુકાઆ" કહે છે આ ખીણનો પ્રદેશ બહુ ફળદ્રુપ છે. (ા) લિબાનસ જે પશ્ચિમ તરફની પહાડોની હાર, તેને યાબેલ-એસ શારકી" કહે છે. પહાડોની આ હાર, લીઓન્ટેસ નદી જે લબાનોનની ખીણમાથી નિકળી ભૂમધ્ય સમુદ્ર તરફ પશ્ચિમમા વળે છે, ત્યાંથી શરૂ થઇ ઇશાનકોણમાં આગળ વધી 'એમેસા'ના મેદાન કે હમાથના નાકા સુધી તેનો વિસ્તાર છે (ગણ. ૩૪, ૮. ૧ રાજા ૮, ૬૫). અને એમ લબાનોન જે પશ્ચિમ હાર તેની કુલ લબાઇ ૬૦ માઇલની છે. આ પશ્ચિમ હાર કે લિબાનસ પર્વતની સરાસરી ઉંચાઇ ૬૦૦૦ થી ૮૦૦૦ ફુટની ગણવામાં આવે છે. તેનુ એક "યાબેલ-મુખમેલ" નામનુ શિખર છે, તેની ઉચાઇ ૧૦,૨૦૦ ફુટની છે. અને બીજુ એક "સાન્નીન" નામનું છે, તેની ઉંચાઇ ૯૦૦૦ ફુટ છે. સૌથી ઉચ્ચુ શિખર નિરતર હીમ અને બરફથી ઢકાયલુ રહે છે. શિકારી જગલી જનાવરો ત્યાં વસતા હતાં (૨ રાજા. ૧૪; ૯. સ. ગી. ૪; ૮). આ પર્વત નીચેનાં કારણોથી શાસ્ત્રમા પ્રખ્યાત ગણાય છે —

(૧) ત્યાંના દ્રાક્ષરસને કારણે. હોશી. ૧૪; ૭.
(૨) ખુશ્બોદાર છોડવાને કારણે સુ. ગી. ૪; ૧૧.
(૩) નિર્મળ પાણીનાં વહેળીયાંને કારણે. સુ.ગી. ૪; ૧૫. યિર્મે. ૧૮, ૧૪.
(૪) મુખ્યત્વે કરીને એરેજવૃક્ષોને કારણે. ૧ રાજા. ૭; ૨ ૨ રાજા. ૧૪; ૯. ગી. ૯૨; ૧૨ સુ. ગી. ૫; ૧૫.

પહેલાંના વખતમાં આખા લબાનોન પર એરેજવૃક્ષો ઉગતાં હતાં પણ હાલમાં તો ફેનીકે દેશના ઉત્તર ભાગ તરફ દરિયાની સપાટીથી આસરે ૬૩૦૦ ફુટની ઉંચાઇએ થાય છે. ત્યા આગળનાં જુનાં તથા નવાં ઝાડોની સખ્યા લગભગ ૪૦૦ તથા ૫૦૦ની વચ્ચે છે. તેઓમાંના આશરે ૧૨ ઝાડ આદી પિતાઓના સમયનાં કહેવાય છે, એટલે ૩૫૦૦ વર્ષના જુનાં ઝાડ છે, એવુ કેટલાએક ધારે છે. અહીંથી મંદિરને માટે લાકડાં લઇ જવામાં આવ્યાં હતાં (૧ રા. ૫, ૧૩-૧૮) આ પર્વતના અસલ વતનીઓ ગબાલીઓ (યહો. ૧૩, ૫) તથા હિવ્વીઓ (ન્યા. ૩, ૩) હતા, અને તેમના ઉપર સીદોનીઓનો અમલ હતો (૧ રા. ૫, ૨-૬). આ પહાડોમાં લોઢુ તથા કોલસા કેટલાક પ્રમાણમા છે (સરખાવો પુન. ૮; ૯. ૩૩; ૨૫). વળી પહાડ સફેદ પત્થરનો બનેલો છે, તેથી દૂરથી તે ઘણો સુદર દેખાય છે.

૧. પહાડોની પૂર્વ હારને આન્ટી લિબાનસ, એટલે "ઉગમણી તરફનો લબાનોન" કહે છે (યહો. ૧૩; ૫). એમેસાના મેદાન કે હમાથના નાકાથી માંડીને દક્ષિણમાં ગાલીલના પહાડો સુધી આ હાર જાય છે. આ પહાડોની ઉંચાઇ આસરે ૧૦,૦૦૦ ફુટની છે. તેમાં સૌથી ઉચું શિખર હેર્મોન છે (સુ. ગી. ૭, ૪).

૨ કાર્મેલ—એસ્ડ્રાએલોનના મેદાનથી ભૂમધ્ય સમુદ્ર સુધી આસરે ૧૨ માઇલના અતરમાં આ પહાડ આવેલો છે. પહાડનો પૂર્વ છેડો ૧,૭૨૮ ફુટ ઉંચો અને પશ્ચિમ છેડો એકરના અખાત ઉપર સમુદ્રની સપાટીથી ૬૦૦ ફુટની ઉંચાઇ ઉપર આવેલો છે. કાર્મેલ એ નામનો અર્થ "મૃગયાવન બાગ અગર ફળદ્રુપ ક્ષેત્ર" થાય છે, અને એને મળતી સજ્ઞા શાસ્ત્રમાં મળે છે (યશા. ૩૫; ૨). પૂર્વ છેડાને "એલ-મુખ-રાકાહ" એટલે બાળવાની જગ્યા એવુ નામ આપવામાં આવ્યુ છે, કેમકે એલીયાહે બઆલના ૪૫૦ ભવિષ્યવાદીઓને આ જગ્યા પર મારી નાખ્યા હતા, અને આજ જગ્યાએ યહોવાહના અગ્નિએ એલીયાહનાં ચઢાવેલાં દહનીયાર્પણને ભસ્મ કીધાં હતાં (૧ રા. ૧૮). વળી આ જગ્યાએ રાજાનાં ૫૦ માણસોને બાળી મુકવામાં આવ્યાં હતાં. વળી આ સ્થળે શૂનામ્મી સ્ત્રી પોતાના દીકરાના મરણને લીધે એલીશાનો શોધ કરતી આવી હતી (૨ રા. ૪; ૨૫-૩૭). પૂર્વ છેડા કરતાં પશ્ચિમ છેડો ઉજડ તથા પહાડી દેખાય છે.

ગીતોના ગીતમાં પોતાની પ્રિયાનુ શિર કાર્મેલ પહાડ સાથે સરખાવ્યુ છે (સુ. ગી. ૭, ૫). પહાડમાં પુષ્કળ ચારાની જગ્યા હોવાથી તેને બાશાનની સાથે ગણવામાં આવ્યો છે (યશા. ૩૩; ૯ યિર્મે. ૫૦; ૧૯. આમો. ૧; ૨). કાર્મેલ ઉપરના સુકાઇ જતા ફુલ ફળાદિને રાષ્ટ્રીય નાશને લાગુ પાડે છે ( આમો. ૧; ૨. યશા. ૩૩; ૯. નાહુ. ૧; ૪). નદીનાળાંને કારણે તેમાં પુષ્કળ પાણી છે, જેથી ત્યાંની જમીન બહુ ફળદ્રુપ ગણાય છે. પાલેસ્ટાઇન દેશમાં આ પહાડ ઘણો ખુબસુરત ગણાતો હતો, અને બધા મુસાફરો આ પહાડની સુદરતાની તારીફ કરે છે. આ પહાડની અદર કેટલીએક ગુફાઓ ખડકમાં ખોદી કાઢેલી છે, અને તેમાં પુરાતન વખતમાં ભટકતી દેશજાતિ રહેતી હતી. એલીયાહ તથા એલીશા ઉપલી ગુફાઓમાંની એકમાં રહેતા હતા ( આમો. ૯; ૩ ). કાર્મેલ પર્વતની સમુદ્ર પાસેની ધાર ઉપર હાલમાં એક મઠ બાંધેલો છે જેને 'એલીયાહ' નામ આપેલુ છે. યહુદાહની દક્ષિણમાં કાર્મેલ નામનુ એક સ્થળ હતુ જ્યા આગળ નાબાલ રહેતો હતો (૧ શમૂ ૨૫; ૫). હાલમા એ સ્થળ "કુરમુલ" નામથી ઓળખાય છે.

૩. તાબોર—આ પ્રખ્યાત પહાડ એસ્ડ્રાએલોનના મેદાનની ઉત્તરે અને કાર્મેલ પર્વતને અગ્નિકોણે શકુ આકારે આવેલો છે તે આસરે ૧૮૪૩ ફુટ ઉચો છે. હાલમાં તેને 'જબલ-એત-તુર' કહે છે. ઇસ્સાખાર તથા ઝબુલૂનની સરહદ આ પહાડની બનેલી હતી (યહો. ૧૯; ૧૨). અહીં બારાક તથા દબોરાહે ઇસ્રાએલના લડવૈયા એકઠા કરીને સીસરા વિરૂદ્ધ છાવણી કીધી હતી (ન્યાયા. ૪, ૬). તેની સુદરતાનો શ્રેષ્ઠાલંકાર કાવ્યમાં કરેલો છે ( ગીત. ૮૯; ૧૨. યિર્મે. ૪૬; ૧૮). એવી પુરાતન દતકથા ચાલે છે કે જે પહાડ ઉપર આપણા પ્રભુ ઇસુનું રૂપાંતર થયુ તે આ પહાડ છે. પરતુ આ વાત અસભવિત છે. હેર્મોન પર્વત ઉપર તેનુ રૂપાંતર થયુ એમ માનવામાં આવે છે. પહાડ નીચેથી મથાળા સુધી જૈતુન, ગુલર અને બીજાં કેટલાંએક ઝાડો તથા ફળોથી ભરપૂર છે. પહાડ ઉપર ચઢી જોનારને ઘણી ખુશી ઉપજે એવી જગ્યા છે. પહાડની પશ્ચિમે કાર્મેલ પહાડ, ને તેથી આગળ ભૂમધ્ય સમુદ્ર; ઉત્તરે લબાનોન અને હેર્મોન પહાડનું બરફથી ઢંકાયલું શિખર દેખાય છે પૂર્વમાં ગાલીલ સમુદ્ર અને યરદન નદી તથા બાશાનના પહાડ, એ સર્વે શિખર ઉપરથી દેખાય છે. વળી આ પહાડ પરથી ગિલ્બોઆ પહાડ, એન-દોર કે જ્યાં પેલી ભૂત વિદ્યા જાણનારી સ્ત્રી રહેતી હતી તે તથા બેથ-શાન નજરે પડે છે. ત્યાં અનેકો ઇતિહાસ જોનારના મનમાં તાજો થાય છે. પહાડ ઉપર ઇ. સ. પૂ. ૨૨૦-ઇ સ. ૬૦ સુધી એક શહેર આવેલું હતું, કે જેનાં ખંડિયેરો હાલ જોવામાં આવે છે. કેટલાએકનું ધારવું એવું છે કે, આ પર્વત ઉપર પહેલાંના સમયમાં એક દેવાલય હતુ કે જ્યાં આનંદનો મેળાવડો થતો હતો. મૂર્તિપૂજાના સમયમાં તેને બદલીને ખાસ મૂર્તિભક્તિને માટે જુદો પાડ્યો ( હોશી. ૫; ૧ ).

૪. નાનો હેર્મોન—તાબોરથી દક્ષિણમાં બે કે ત્રણ માઇલ ઉપર આવેલા નાના ડુંગરાને હાલ એ નામ આપવામાં આવેલુ છે. શાસ્ત્રમાં આ નામની કશી હકીકત આપવામાં આવેલી નથી, પરતુ તેની પાસે કેટલાંએક પ્રખ્યાત ગામ આવેલાં હતાં. જેવા કે, એન-દોર, નાઇન નગર, શૂનેમ ઇત્યાદિ. મોટો હેર્મોન જે યરદન નદીની પૂર્વમાં આવે છે તે, અને આ પહાડને ભેળસેળ કરવા નહિ.

૫. ગિલ્બોઆ—નાના હેર્મોનથી દક્ષિણે આસરે ત્રણ માઇલ ઉપર આ પર્વત આવે છે. પૂર્વ પશ્ચિમ ૧૦ માઇલ લાંબો છે, અને મેદાનની સપાટીથી આસરે ૧,૭૦૦ ફુટ ઉંચો છે, તે યિસ્સાખારના ભાગમાં આવેલો હતો. આ પર્વતને કારણે એસ્ડાએલોનની નૈઋત્ય બાજુ બને છે. આ પહાડ પલિસ્તીઓની સાથેની લડાઇમાં શાઉલની જે ભારે હાર થઇ તેને માટે પ્રખ્યાત છે. શાઉલ પોતે તથા તેના ત્રણ દીકરા આ જગ્યાએ માર્યા ગયા ( ૧ શમૂ. ૨૮; ૪ ૩૧; ૧, ૮. ૨ શમૂ ૧; ૬, ૨૧ ૨૧; ૧૨. ૧ કાળ. ૧૦; ૧, ૮). જ્યારે આ ખબર દાઉદ રાજાને મળી ત્યારે તેણે ચિત્તવેધક શબ્દોમાં વિલાપ કીધો (૨ શમૂ ૧; ૧૯–૨૭) હાલમાં આ પહાડને "જેબેલ-ફુકુઆ" કહે છે, અને દાઉદના આપેલા શાપ પ્રમાણે હાલ તે વેરાન છે (૨ શમૂ. ૧; ૨૧).

## ઉત્તર વિભાગમાં આવેલી નદી તથા નાળાં.

૧. યરદન નદી— યરદન એ હેબ્રી નામ છે, જેનો અર્થ 'નીચે વહેનાર' એવો થાય છે. અરબ લોકો તેને "નહેર-એસ-શેરીઆહ" (પાણીનો પ્રદેશ) એવું નામ આપે છે. દેશના મધ્ય ભાગમાં ઉત્તરથી દક્ષિણમાં વહે છે. પાલેસ્તાઇન દેશમાં નદી એવુ નામ માત્ર યરદનનેજ આપવુ ઘટે છે, કેમકે બાકી જે છે તે માત્ર નાળાં કે વહેળીયાં છે. તેઓ માત્ર શિઆળામાં વહે છે અને ઉનાળાના દિવસોમાં સુકાઇ જાય છે નદી જો કે બહુ મોટી નથી તો પણ આખી દુનિયામાં પ્રખ્યાત થએલી છે. આ નદીનાં ત્રણ મુખ્ય ઝરણ છે. (૧) હાસ્બાની. (૨) લેદ્દાન. (૩) બનીઆસ. પહેલો ઝરો ૪૦ માઇલ જેટલો લાંબો છે. બીજો પહોળો છે. ત્રીજો મનોરંજક તથા સુંદર છે. પાલેસ્તાઇનની છેક ઉત્તર સરહદ પર જ્યાં દાન શહેર આવેલું છે, ત્યાં હેર્મોન પહાડની પશ્ચિમ તળેટીમાથી "લેદ્દાન" નિકળે છે, અને કાઇસારીઆ ફીલીપી તથા બનીઆસનાં ખંડિયેરો પાસે ચુનાના પત્થરોની એક ઉભી પહાડની ધાર આવેલી છે ત્યાંથી બનીઆસ નીકળે છે, અને દાનની દક્ષિણે આસરે પાંચ માઇલ ઉપર લેદ્દાનને મળે છે. સગમ પછી આસરે એક માઇલ ઉપર હાસ્બાની મળે છે, અને ત્યાંથી આ પ્રવાહ નદીનું રૂપ ધારણ કરે છે. આ જગ્યાએ નદી ૪૫ ફુટ પહોળી બને છે, અને ત્યાર પછી મેદાનની સપાટીથી ૧૨—૨૦ ફુટના નીચાણમાં આવેલ નાળામાં પડે છે ત્યાંથી નદી વાંકોચુકો માર્ગ લઇ ૭ માઇલ દૂર આવેલ "હુલેહ" (મેરોમ) સરોવરમાં પડે છે. નદીનું ઉપલુ

પાત્ર ૧,૧૦૦ ફુટના ઢોળાવનુ છે. બનીઆસ આગળ સમુદ્રની સપાટીથી નદી ૧,૦૮૦ ફુટની ઉંચાઇમાં આવેલી હતી, ત્યારે મેરોમ સરોવર કે જેમાં નદી પડે છે ત્યાં આગળ તે સમુદ્રની સરખી સપાટીમાં બને છે. પછી મેરોમ સરોવરમાંથી નિકળીને આ નદી બાર માઇલ દૂર દક્ષિણમાં આવેલ ગાલીલ સમુદ્રને મળે છે. મેરોમ સરોવરથી માંડીને ગાલીલ સમુદ્ર સુધીની આખી યરદન ખીણ ઉજડ અને બિલકુલ વસ્તીહીન છે. ગાલીલ સમુદ્રથી નિકળીને આ નદી ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૬૦૨ ફુટના નીચાણમાં દક્ષિણ તરફ આગળ માર્ગ લઇ જોસભેર વહેતાં મૃત સમુદ્રમાંપડે છે. આ નીચાણના પ્રદેશને શાસ્ત્રમા 'યરદનનો પ્રદેશ' ( માત્થી ૩ , ૫ ) કહે છે. ગાલીલ સમુદ્રથી મૃત સમુદ્ર સુધાની નદીની સીધી લમ્બાઇ ૬૫ માઇલની છે, પણ વાકાચુકા માર્ગની લમ્બાઇ આસરે ૨૦૦ માઇલની છે. અને જ્યા તે નદી મૃત સમુદ્રમાં પડે છે ત્યા તેના મળ કરતા ૨૨૯૨ ફુટનુ નીચાણ છે આ ઉપરથી વાંચનાર સહેજ સમજી શકશે કે નદી કેટલા જોસમા વહેતી હશે. નદીના બન્ને કાંઠા પહાડની કરાડના બનેલા છે યહો. ૩ , ૧૫ માં એ પ્રમાણે લખેલુ છે કે, "કાપણીની આખી ઋતુમા યરદન પોતાના કાંઠાઓ ઉપર થઇને છલી જતી હતી." કાપણી પહેલા વરસાદ ભાગ્યેજ રહી જતો હતો તેથી આ સમયને અસાધારણ કહી શકાય. કાંઠા ઉપર ઉચાં ઝાડ, સરકટ અને નાના છોડવા પુષ્કળ થાય છે કે જેમા જગલી પ્રાણીઓને સતાઇ રહેવાની જગ્યા મળે છે. પણ નદી જ્યારે ચારે કાઠે ભરપુર થાય છે ત્યારે એવા સિહાદિ જગલી પ્રાણીઓને પોતાની બોડમાથી નિકળવુ પડે છે, એ સબધીની હકીકત યિર્મે ૪૯ , ૧૯ અને ૧૨ , ૫ માં આવે છે આ યરદન નદી નીચેની બાબતોથી શાસ્ત્રમા પ્રખ્યાત છે —

(૧) યરદનના પ્રદેશમા લોટે પોતાના કાકા ઇબ્રાહીમથી જુદો પડી વાસો કીધો (ઉત્પ. ૧૩ , ૧૦)

(૨) યાકુબે બે વખત આ નદી ઓળંગી હતી ( ઉત્પ ૩૨ , ૧૦ ).

(૩) ઇસ્રાએલીઓ "યરેખોની સામે" આ નદીમાં ખુશ્કી માર્ગે પાર ઉતર્યા હતા (યહો. ૩ , ૧૭. ગીત. ૧૧૪ , ૩).

(૪) એલીયાહ તથા એલીશાએ આ નદીના ચમત્કારિક રીતે બે ભાગ કર્યા અને કોરી જમીન પર ચાલીને પાર ગયા હતા ( ૨ રા. ૨ , ૮, ૧૪).

(૫) નાઅમાનનો કોઢ આ નદીમાં સ્નાન કરવાથી મટયો ( ૨ રાજા. ૫, ૧૦ ).

(૬) અહી આગળ યોહાન બાપ્તિસ્મા કરનાર "યરૂશાલેમના તથા યહુદાહના સર્વ લોક તથા યરદનની ચારોગમના લોકનુ"

બાપ્તિસ્મા કરતો હતો ( માત્થી ૩, ૫, ૬. માર્ક ૧, ૫. લુક ૩, ૩ ).

(૭) "અને તે દહાડાઓમાં એમ થયુ કે ઇસુ ગાલીલના નાઝારેથથી આવ્યો, ને યર્દનમા યોહાનથી બાપ્તિસ્મા પામ્યો (માત્થી ૩; ૧૬ માર્ક ૧; ૯).

જે સ્થળે ઉપરના બનાવ બન્યા, તે ઘણુ કરીને ગાલીલ પ્રાંતની હદ મુક્યા પછીના પ્રવાહ આગળ બનેલા બનાવ છે. વાર્ષિક પાસ્ખા પર્વના સમયમા જે મુસાફરો યરૂશાલેમ આવતા તેઓમાંના કેટલાએક ધાર્મિકો યરદન નદી સુધી આવતા હતા. યરદનના પાણી બધી જગ્યાએ ઉડા નથી, કેટલેક સ્થળે પગપાળે જઇ શકાય તેવા છે. જુઓ ન્યા. ૩; ૨૮, ૨૯ ૭; ૨૪· ૧૨; ૬. મૃત સમુદ્ર તરફનો ઉતરતો ઢોળાવ ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતા ૧૩૦૦ ફુટ નીચો છે. અને પાસેના ઉંચા પહાડોમાં જે સૌથી ઉચો ત્યાથી ગણુતાં ૩૫૦૦ ફુટ નીચો થાય છે. યરદનની ખીણુ ગાઢ અધકારવાળી, ઉડી તથા ભયંકર લાગે છે, જેથી પાલેસ્તાઇનના પૂર્વ પશ્ચિમના બે ભાગ સહેજ નજરે આવે છે. કદાચ એજ કારણુને લીધે યરદન નદીને પાર જવાના અર્થમા મરણનો લાક્ષણિક અર્થ સમાયલો હશે.

૨ કીશોન—આ નદી ગિલ્બોઆ પર્વતની તળેટી આગળથી નિકળી એસ્ડ્રાએલોનના મોટા મેદાનમા પસાર થઇ ભૂમધ્ય સમુદ્રના એકરના ઉપસાગરમાં પડે છે ઉનાળાના સમયમા સમુદ્રથી થોડા માઇલ સુધી પાણી હોય છે, બાકીની સુકાઇ જાય છે, પરતુ વરસાદના દિવસોમા પહાડો ઉપરથી ઘણુ પાણી ઉતરવાથી નદી ઓળંગવી બહુ મુશ્કેલ થાય છે. નદીના મુખ આગળ બહુ સુદર ખજુરીનાં ઝાડ આવેલા હતા. આ નદી આસરે સાત માઇલ લાંબી છે તોપણ વરસાદના દિવસોમા આસરે ૩૦ માઇલ લબાઇની બને છે. હાલમા આ નદી "નહેર–એલ–મોકાત્તાહ" નામથી ઓળખાય છે, જેનો અર્થ કતલ કરવાની નદી એવો થાય છે; તેની સાથે ૧ રાજા. ૧૮; ૪૦ સરખાવો. દબોરાહના જયગીતમાં આ નદીને "પ્રાચીન નદી" કહે છે (ન્યાયા. ૫, ૨૧). આ નદીના જુદાં જુદાં નામ શાસ્ત્રમાં આવે છે. "મગિદ્દોનાં પાણી" ન્યાયા ૫, ૧૯. "કીશોનનુ નાળુ" ગીત ૮૩, ૯. આ જગ્યામા સીસરાએ પોતાનુ સૈન્ય એકઠુ કર્યું હતુ, તથા અહી તેના સૈન્યનો મોટો નાશ થયો હતો (ન્યાયા ૪, ૭, ૧૩ ૫, ૨૧). વળી બઆલના ૪૫૦ પુજારાઓને એલીયાહે અહીં આગળ મારી નાખ્યા હતા (૧ રાજા. ૧૮, ૪૦. ગીત. ૮૩; ૯).

૩ બેલુસ—આ એક નાનુ નાળુ છે, આસરે ૭ માઇલ લબાઇનુ હશે. એક ટેકરામાથી નિકળે છે અને એકર ઉપસાગરના ઉત્તર ભાગમા પડે છે.

## ઉત્તર વિભાગમાં આવેલાં સરોવર.

૧ મેરોમ—પાલેસ્તાઇનના ઉત્તર ભાગમાં ત્રિકોણાકારનુ એક સરોવર કે જેમાંના હેર્મોન પહાડ તથા ગાલીલ પહાડમાંથી નાની મોટી નદીઓ નિકળે છે, અને તે સરોવરમાથી ત્યાર પછી એક ધોધ નિકળી યરદન નામ ધરી દક્ષિણમાં માર્ગે લઇ ગેન્નેસારેત સરોવર તરફ જાય છે. ઋતુ પ્રમાણે આ સરોવરના કદમાં ફેરફાર થાય છે, તોપણ સરેરાસ સાડા ચાર માઇલ લાંબુ અને સાડા ત્રણ માઇલ પહોળુ છે. આ સરોવરની પશ્ચિમે કાદેશ-નાફતાલીના ડુગરો અને પૂર્વમાં બાશાનના ડુગરો, ઉત્તરે હેર્મોન પહાડ અને દક્ષિણે ડુગરોવાળી ખડબચડી અને ગાળાવાળી જગ્યા આવેલી છે. પાલેસ્ટાઇન દેશમાં જે જંગલી જાનવરો છે તેઓનુ મુખ્ય સ્થળ આ છે. અહી આગળ યહોશુઆએ કનાની રાજા યાબીન ઉપર મોટી જીત મેળવી હતી (યહો. ૧૧ ; ૫-૭). એ ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૧૨૦ ફુટ ઉંચાઇમા છે. તેની આજુબાજુની જમીન બીનાસવાળી અને નેતરના છોડોથી ભરપુર જોવામાં આવે છે. આ સરોવરને હાલમાં "એલ-કુલેહ" કહે છે.

૨. ગાલીલ—પવિત્ર શાસ્ત્રમાં તેને બીજાં ત્રણ નામ આપેલાં છે. (૧) કિન્નેરેથ (ગણુ. ૩૪; ૧૧). (૨) ગેન્નેસારેત (લુક. ૫; ૧). (૩) તીબેરીઅસ (યોહા. ૬, ૧ ૨૧, ૧). હાલમાં આરબ લોકો તેને "બાર-તબારીયાહ" કહે છે. મેરોમ સરોવરથી બાર માઇલ દક્ષિણમાં છે, તેમા યરદનનુ પાણી ભળે છે તેની આકૃતિ અડાકૃતિ છે. ઉત્તર દક્ષિણ ૧૩ માઇલ લાંબુ અને પૂર્વ પશ્ચિમ સાત માઇલ પહોળુ છે સરોવરની પશ્ચિમ બાજુએ ગાલીલના મોટા મોટા ટેકરાઓ છે. પૂર્વ બાજુમાં ગાડરેના દેશના ઉંચા ટેકરા છે, અને ઉત્તર બાજુમાં હેર્મોન પહાડ છે. તેની સપાટી ભૂમધ્ય સમુદ્ર કરતાં ૬૮૨ ફુટ નીચે છે. તેની ઉંડાઇ એસીથી એકસો સાઠ ફુટ સુધીની છે. તેની ચોતરફ ઉચા ટેકરાઓ છે જેઓમાના કેટલાએક ૨૦૦૦ ફુટની ઉચાઇમાં છે. આ સરોવરને કાંઠે અગર પાસે કેટલાંએક શહેરો આવેલા હતાં, જેમકે બેથસાયદા, ખોરાજીન, કાપરનાહુમ, માગદાલા, તીબેરીઅસ, હિપ્પોસ, ગમાલા, કેરસા; પરતુ હાલમાં બધા નાશ પામી ગએલાં છે. આ સરોવરનુ પાણી બહુ નિર્મળ અને એમા માછલીઓ પુષ્કળ છે. આપણા પ્રભુ ઇસુની જાહેર ધર્મ સેવાની વાત આ સમુદ્ર સાથે જોડાયલી છે.—

૧. આ સરોવરને કાંઠે ઉભા રહીને પ્રથમ ચાર શિષ્યોને તેડું કર્યું. (માત્થી ૪; ૧૮. માર્ક ૧; ૧૬).
૨. ઇસુ પાણી ઉપર ચાલ્યો (માત્થી. ૧૫, ૨૫).
૩. પીતર પાણી ઉપર ચાલ્યો (માત્થી. ૧૫, ૨૯)

૪. માછલાંનો મોટો સમૂહ પકડાયો (લુક ૫ ; ૧–૯).
૫. તોફાન શાંત પાડયુ (લુક ૮ ; ૨૨–૨૪).
૬. પુનરૂત્થાન પછી ખ્રીસ્તનું દર્શન તથા ચમત્કાર (યોહા. ૨૧ ; ૧–૧૪).

દક્ષિણમાથી આવતા પવનને લીધે અને બીજા કારણથી સમુદ્ર બહુ તોફાની છે. અગાઉ તેને કાંઠે ઘણાં ગામ હોવાથી માછી લોકો હોડીમાં બેસી માછલીઓ પકડતા હતા. પણ શહેરો નાશ પામ્યા પછી બાકી રહેનારા થોડાઘણા લોકો હાથથી જાળ નાખી માછલીઓ પકડે છે.

## ઉત્તર વિભાગમાં આવેલાં મેદાનો.

૧. હુલેહ—યરદન નદીના મૂળ પાસે બનીઆસ છે ત્યાંથી માંડીને મેરોમ સરોવર સુધી આ મેદાન આવેલું છે. જો કે આ મેદાનનુ નામ શાસ્ત્રમાં આપેલું નથી, પરતુ અહી આગળ બનેલી કેટલીક જાણવા લાયક બિનાઓ શાસ્ત્રમાં વર્ણવેલી છે. સદોમ તથા ગમોરાહ વિરૂદ્ધ ચઢી આવીને જે રાજાઓ લોટને પકડી ગયા હતા, તેમને ઇબ્રાહીમે દાન શહેરની પાસે આ મેદાનમાં હરાવ્યા હતા, અને પોતાના ભત્રીજાને છોડાવ્યો હતો (ઉત્પ. ૧૪ ; ૧૪). અહી આગળ કનાની રાજા યાબીનનો પરાજય યહોશુઆએ કર્યો હતો (યહો. ૧૧ ; ૭). અહીં આગળ દાન કુળના લોકોએ લાઇસનો કબજો લીધો (યહો. ૧૮ ; ૨૭). બિખ્રીના દીકરા શેબાએ અહી આગળ બળવો ઉઠાવ્યો હતો (૨ શમૂ. ૨૦ ; ૨૪).

૨ ગેન્નેસારેત—ગન્નેસારેત સરોવરને વાયવ્ય કોણે બીજના ચદ્રના આકારમાં આ મેદાન આવેલું છે. તે આસરે ત્રણ ચાર માઇલની લબાઇમાં છે, અને એકથી અઢી માઇલ પહોળું છે. યોસેફસ પ્રખ્યાત ઇતિહાસકર્ત્તા આ મેદાન સબધી એમ લખે છે કે, "અહીની ફળદ્રુપતા અનુપમ હતી," પણ હાલમાં નથી. આ તો સુવાર્તામાં વર્ણવેલો "ગેન્નેસારેત દેશ" છે (માત્થી ૧૪ ; ૩૪). ઇસુ આ મેદાનનો બહુ ભોમીઓ હતો, અને પોતાનાં ભાષણોમાં ઉપમારૂપે કામમા આવે એવી ઘણી બાબતો અહીથી મેળવી હતી.

૩. એસ્ડ્રાએલોન—આ મોટુ મેદાન કાર્મેલ પહાડથી માંડીને યરદન નદી સુધીમાં આવેલુ છે; ત્રિકોણાકાતના રૂપમા છે; આસરે ૧૮ થી ૧૫ માઇલના વિસ્તારમાં છે. 'એસ્ડ્રાએલોન' એ ગ્રીક નામ છે. શાસ્ત્રમા તેને યિઝ્રએલનું મેદાન અગર મગિદ્દોની ખીણ નામ આપે છે. ચોતરફ પહાડ છે, વચમાં કીશોન નાળુ વહે છે, તેથી દેશ બહુ આબાદ અને ફળદ્રુપ છે. તાબોર, નાનો હેર્મોન તથા ગિલ્બોઆ પહાડો, તેને યરદનની ખીણથી જુદુ પાડે છે. આ મેદાનમાં ઘણાં શહેરો આવેલાં હતાં. આ જગ્યાને 'દેશજાતિઓની રણક્ષેત્રભૂમિ' એવું નામ આપવામા આવ્યુ છે, કારણ કે અહી આગળ ઘણી લડાઇઓ થએલી હતી :—

(૧) દબોરાહ તથા બારાકે સીસરાની ફોજને હરાવી (ન્યા. ૪, ૧૪).
(૨) ગિદઓને અમાલેકી તથા મિદ્યાનીઓને હરાવ્યા (ન્યા. ૬; ૩૩).
(૩) શાઉલના સમયમાં પલિસ્તીઓ ઇસ્રાએલ વિરૂદ્ધ ગિલ્બોઆ પર્વત આગળ ચઢી આવ્યા, ને શાઉલ તથા તેના ત્રણ પુત્રોનો અંત આણ્યો (શમૂ. ૨૯; ૧: ૩૧; ૧, ૬).

૪. યોશીયાહ રાજા મિસરના રાજા ફારૂન-નકોહ સામે લડતાં અહીં માર્યો ગયો. (૨ રા. ૨૩, ૨૯). વળી એવું જણાવવામાં આવે છે કે, જેને પ્રકટીકરણમાં "હારમાગેદોન" જેનો અર્થ મગિદ્દોનો પહાડ થાય છે, તેનું લાક્ષણિક ઉપમારૂપ નામ વપરાયલું છે (પ્રક. ૧૬, ૧૬), કારણ કે આ સ્થળે ઘણી દેશજાતિઓએ ભારે લડાઇઓ કરી હતી.

## ઉત્તર વિભાગમાં આવેલાં કુળ તથા તેઓનાં શહેરો.

આ વિભાગમાં ચાર કુળ અસલમાં રહેલાં હતા; એટલે આશેર, નાફ્તાલી, ઝબુલૂન, અને યિસ્સાખાર. તેઓની સાથે દાન કુળના લોકોએ છેક ઉત્તરમાં લાઇસ નામનું શહેર જીતીને પોતાનું વતન કરેલું હતું, તેને જો સાથે ગણીએ તો પાંચ થાય.

### દાન શહેર.

દાન શહેરને પહેલા લાઇશ કહેતા હતા દાનપુત્રોએ આ શહેર કેવી રીતે જીતી લીધું, તે સંબંધીની સવિસ્તર હકીકત ન્યાયા. ૧૮ મા છે. લાઇશ ઉપર હુમલો કરવામાં દાનપુત્રોને લગતી જે ભવિષ્યવાત પુન. ૩૨; ૨૨ માં આવે છે, તે બરાબર પૂર્ણ થએલી જોવામા આવે છે. એટલે "દાન બાશાનથી કુદી નિકળતો સિંહનો બચ્ચો છે." પૂર્વના જે રાજાઓને ઇબ્રાહીમે હરાવ્યા હતા (ઉત્પ. ૧૪; ૧૪) તેની પાસેંજ દાન આવેલું હતું. ઇસ્રાએલપુત્રોમાં મૂર્તિ-પૂજા પહેલવહેલી છચોક રીતે કરવામાં આવી તે આ ઠેકાણું છે (ન્યા. ૧૮; ૩૦). પાછળથી યરોબઆમે અહીં આગળ એક સોનાનો વાછરડો મૂર્તિપૂજાને સારૂ ઉભો કીધો હતો (૧ રા ૧૨; ૨૯). બેન-હદાદ રાજાએ આ શહેરનો સંપૂર્ણ નાશ કીધો (૧ રા ૧૫, ૨૦). નવા કરારના જમાનામા તેની પાસેં કાઇસારીઆ-ફિલિપ્પી નામનું શહેર હતું.

પાલેસ્તાઇનની ઉત્તર દક્ષિણ હદ જણાવવી હોય તો સાધારણ રીતે લોકોમા એવું બોલવામાં આવતું કે, દાનથી બેર-શેબા સુધી. દાનથી બેર-શેબા સુધીનું અંતર ૧૪૪ માઇલનું હતું. દાનનો નાશ પામેલો ભાગ જે હાલમાં જોવામા આવે છે તેને "ટેલ-એલ-કાદી" એટલે ન્યાયની ટેકરી એવું નામ આપે છે તે અર્ધગોળાકારમા છે.

## આશેર કુળનો ભાગ.

આશેરનો ભાગ બહુ ફળદ્રુપ તથા સુંદર હતો અને ભૂમધ્ય સમુદ્રના કાંઠા પર આવેલો હતો. આ કુળના લોકો કનાનીઓને કાઢી શક્યા નહિ. એમના દેશની ફળદ્રુપતાને લગતુ ભવિષ્ય યાકુબે આશીર્વાદ આપતા કહ્યું હતુ (ઉત્પ. ૪૯ ; ૨૦). આ દેશમાં ઉગતાં પુષ્કળ જૈતુનોને કારણે મુસાએ ખાસ ઉદાહરણ વાપરેલું છે કે, “તે પોતાનો પગ તેલમાં બોળો.” અને લબાનોનમાંથી નિકળતી ધાતુના સંબંધમા કહ્યું કે, “તારી ભુંગળો પિત્તળ તથા લોઢુ થશે” (પુન. ૩૩ ; ૨૪, ૨૫). દબોરાહે તેના બીકણ સ્વભાવને કારણે કહ્યું કે, “પોતાની ખાડીઓની પાસે રહ્યો” (ન્યા. ૫, ૧૭). આ કુળની એક પ્રખ્યાત બાઇ નામે આન્ના ભવિષ્યવાદિણ, જે આશેરના કુળની ફાનુએલની દીકરી હતી તેણી મંદિરમા તારનારની રાહ જોતી હતી (લુક ૨ ; ૩૬).

આ ભાગમા આવેલાં શહેરો :—આક્રો, આખ્ઝીબ, રહોબ, કાબ્બૂલ, સીદોન.

૧. આક્રો—પહેલાં તે ફેનીકેનું શહેર તથા બંદર હતુ અને આશેરના ભાગમાં આવ્યુ હતુ, પણ તેઓથી તે કદી જીતી લેવાયુ નહિ (ન્યા. ૧ ; ૩૧). મિસરના રાજા ટોલેમીએ જીતીને ફરી બધાવ્યુ અને પોતાનુ નામ આપ્યું, એટલે તાલેમાઇસ. યરૂશાલેમ તરફ જતાં પ્રેરિત પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમાં અહી આગળ એક દિવસ રોકાયલો હતો (પ્રે. કૃ. ૨૧, ૭). નેપોલીઅન ૧ લાએ તેને “પાલેસ્તાઇનની કુચી” એવું નામ આપ્યું છે. અહી આગળ ક્રુઝેડની લડાઇઓ થવાથી પ્રખ્યાત થએલું છે. ઇ. સ. ૧૨૯૧ માં આ શહેર મુસલમાન લોકોના હાથમા આવ્યુ. હાલ તે તુર્કી બાદશાહતનુ શહેર છે, અને ‘એકર અગર આકરા’ નામથી ઓળખાય છે આસરે ૧૦,૦૦૦ માણુસની વસ્તી હાલમાં છે.

૨. આખ્ઝીબ—ફેનીકીઓનું શહેર હતુ, અને આશેરપુત્રોના ભાગમાં આવ્યુ હતુ, તો પણ ફેનીકીઓને કાઢી મુકી શકયા નહિ (યહોશુ. ૧૯ ; ૨૯. ન્યાયા ૧, ૩૧). હાલમાં આ શહેર “એસ-ઝીબ” નામથી ઓળખાય છે, કે જે આક્રોની ઉત્તરે આસરે ૧૦ માઇલ ઉપર ભૂમધ્ય સમુદ્રના કિનારા પર આવેલુ છે.

૩ રહોબ અગર બેથ-રહોબ—દાન શહેરની પાસે છે (ન્યાયા ૧૮ ; ૨૮) ત્યાં સુધી ૧૨ જાસુસો આવેલા હતા (ગણ. ૧૩, ૨૧).

૪. કાબ્બૂલ—સૂરના રાજા હીરામને જે વીસ નગર સુલેમાન રાજાએ આપેલા હતાં, તેઓમાંનુ એક શહેર હશે (યહોશુ. ૧૯, ૨૭). હાલનુ કાબ્બૂલ આક્રોથી પૂર્વમાં આઠ માઇલ દૂર આવેલુ છે.

૫. સીદોન—આ પ્રખ્યાત શહેર, દેશની વહેચણ વખતે આશેરના ભાગમાં આવ્યુ, પણ તેને પોતાને તાબે કરી શક્યા નથી.

## નાફ્તાલી કુળનો ભાગ.

નાફ્તાલીના કબજામાં આવેલો ભાગ ટેકરાઓ તથા ખીણોથી ભરપુર છે. આ વતનભૂમિની સીમા—પૂર્વે યરદન નદી, ગાલીલ સમુદ્ર અને મેરોમ સરોવર; ઉત્તરે સીરિયા; પશ્ચિમે આશેરનો મુલક, અને દક્ષિણે યિસ્સાખાર તથા ઝબુલૂનનો મુલક હતો. આ ભાગ દેખાવમાં અચંબો પમાડનાર તથા મૃગયાવન સમાન ભાસે છે. ફળદ્રુપ દેશ છે, હાલમાં પણ પાલેસ્તાઇનમાં ખેડાણવાળો સૌથી સારો ભાગ એજ છે. એનો દક્ષિણ ભાગ એટલે ગાલીલ સમુદ્રને કાંઠે આવેલો ભાગ કનાનના બગીચારૂપ હતો. અહીં જંગલી પ્રાણીઓનો નિવાસ છે. યાકુબ તેને "છુટી મુકેલી સાબરી" (ઉત્પ. ૪૯; ૨૧) કહે છે. અહીંના લોકોએ કનાનીઓને જીતવામાં બહુ બહાદુરી દેખાડી. બારાકના સમયમાં ઝબુલૂન સાથે જોડાઇને, સીસરાને પુરી હાર ખવડાવી હતી પ્રભુ ઇસુની કરેલી ધર્મસેવાનો ઘણોખરો ભાગ આ કુળની જગ્યાની સાથે સબંધ રાખે છે, તેનાં કહેલા દૃષ્ટાંતો અને કરેલા ચમત્કારોમાંના ઘણાખરા આ પ્રાંતમાં બન્યા છે, અને એ પ્રમાણે નાફ્તાલી "અનુગ્રહથી તૃપ્ત" (પુન. ૩૩; ૨૩) થશે, એ વાત પુરી થઇ. આ ભાગમાં આવેલાં શહેરો હાસોર, કાદેશ, ઇયોન, કિન્નેરેથ, આબેલ-બેથ-માઅખાહ, અને લાશ્શારોન.

૧. હાસોર—મેરોમ સરોવરની ઉત્તરે પહાડી મુલકમા કનાનીઓના એક મજબૂત કિલ્લારૂપ આ શહેર હતુ. હાસોરનો રાજા યાબીન પોતાની સાથે કેટલાએક રાજાઓને તથા સપીલી કોમોને લઇને આ જગ્યાએ મોટી લડાઇ લડ્યો હતો. તેનુ સૈન્ય જો કે સંખ્યામાં સમુદ્રના કાંઠાની રેતી જેટલુ ઘણુ તથા બહુ ઘોડા અને રથો હતા, તોપણ યહોશુઆએ તેઓને સખત હાર ખવાડી, ને તેઓમાના એકેને જીવતો જવા દીધો નહિ. વળી યહોશુઆએ હાસોર અગ્નિથી બાળી નાખ્યુ. એમ દેખાય છે કે આ શહેર કનાનીઓએ ફરી બાંધ્યુ, અને યાબીન નામનો બીજો રાજા ગાદીએ બેઠો. તેનો પ્રસિદ્ધ સેનાપતિ સીસરા હતો, જેને દબોરાહ તથા બારાકે સખત હાર ખવાડી (ન્યા. ૪). સુલેમાન રાજાએ આ નગર ફરી બાંધ્યુ (૧ રા. ૯; ૧૫). પણ ત્યાર પછી ૨૫૦ વરસ બાદ જ્યારે આશ્શૂરનો રાજા તિગ્લાથ પિલેસેર આ દેશ ઉપર ચઢી આવ્યો, ત્યારે પહેલામાં પહેલુ તેણે હાસોર શહેર લીધુ, અને ત્યાંના રહેવાસીઓને પકડીને આશ્શૂરમાં લઇ ગયેઃ (૨ રા. ૧૫; ૨૯) હાલમાં તે "ખુરબેત-હારાહ" નામથી ઓળખાય છે.

૨. કાદેશ અગર કાદેશ-નાફ્તાલી—અસલના વખતમાં આ શહેર કનાનીઓની રાજ્યધાનીનુ શહેર હતુ (યહો. ૧૨; ૨૨); નાફ્તાલીનુ કિલ્લાદાર નગર હતું ને આશ્રય નગરોમાંનું એક હતુ (યહો. ૧૯; ૩૭. ન્યા. ૪; ૬).

શૂરવીર બારાક અહીં રહેતો હતો ( ન્યા. ૪ ; ૬ ). અહીં સીસરા સામે લડવાને બારાક તથા દબોરાહે ફોજ એકઠી કરી હતી ( ન્યા. ૪ ; ૬ ・ ૯ ; ૧૦ ). ઇસ્રાએલના રાજા પેકાહના વખતમાં આશ્શૂરનો રાજા તિગ્લાથ-પિલેસેર ચઢી આવ્યો, અને તે વખતે આ શહેરના રહેવાસીઓને કેદ કરી આશ્શૂર લઇ ગયો ( ૨ રા. ૧૫ ; ૨૯ ). હાલ એલહુલેહ નામના સરોવર પાસે ચાર માઇલ ઉપર " કુદેશ " નામનું એક ગામ છે, જે પ્રાચીન કાદેશ હશે.

૩. ઇયોન—ઇસ્રાએલના રાજા આસાની સાથે સપ કરતાં અરામના રાજા બેન-હદાદે ચઢાઇ કરી યહુદાહના રાજા બાઅશાની પાસેથી આ શહેર લીધુ (૧ રાજા ૧૫ ; ૨૦) અને ત્યાર પછી ઇસ્રાએલના રાજા પેકાહના વખતમાં આશ્શૂરના રાજા તિગ્લાથ-પિલેસેરે નાફ્તાલીનો આખો દેશ લેતાં ઇયોન પણ લીધુ ( ૨ રાજા ૧૫ ; ૨૯. ૨ કાળ. ૧૬ ; ૪). હાલ આ શહેર "એલ-ખીઆમ" નામથી ઓળખાય છે.

૪. કિન્નેરેથ—નાફ્તાલીનાં કોટવાળાં નગરોમાંનું એક હતું ( યહો. ૧૯ ; ૩૫ સાથે પુન. ૩ ; ૧૭ સરખાવો ). કિન્નેરેથ તે એકવચનનો શબ્દ છે અને તેનું બહુવચન કિન્નેરોથ છે. તેની પાસે આવેલા શહેર ગેન્નેસારેત કે સમુદ્રને, અને તે પરગણાને પુરાતન વખતમાં આ શહેરના નામ પરથી કિન્નેરેથ કહેતા હતા (ગણ. ૩૪ ; ૧૧. યહો. ૧૩ ; ૨૭). વળી ઘણું કરીને છેક પાસે આવેલા ઉત્તરના તિબેરીઅસ પરગણાને કે જે પાછળથી ગનેસરેત કહેવાયુ, તેને પણ કિન્નેરોથ નામ આપવામા આવેલ છે ( યહો. ૧૧ ; ૨ ). ૧ રા. ૧૫ ; ૨૦ માં લખ્યું છે કે "આખુ કિન્નેરોથ તથા આખો નાફ્તાલી દેશ" તેમાં આપણે સમજવુ કે, "નાફ્તાલીનાં સર્વે ભડારનગરો" ( ૨ કાળ. ૧૬ ; ૪ ). એ ગામના નામ ઉપરથી સરોવરને પણ કિન્નેરેથ કહે છે ( ગણ. ૩૪ ; ૧૧ ).

૫. આબેલ-બેથ-માઅખાહ—આ શહેર દાનની પાસે આવેલું હતું. ત્યાંના રહીશોના બળને લીધે આ શહેર નામવાર ગણાતું હતું. વળી તેને ઇસ્રાએલની મા કહે છે (૨ શમૂ. ૨૦ ; ૧૯). આ શહેરને એક વખતે યોઆબે ( ૨ શમૂ. ૨૦ ; ૧૪ ), એક વખતે બેનહદાદે, ( ૧ રા. ૧૫ ; ૨૦ ), તથા એક વખતે તિગ્લાથ-પિલેસેરે ( ૨ રા. ૧૫ ; ૨૯ ) આસરે ઇ. સ. પૂ. ૭૩૪ માં ઘેરો ઘાલ્યો હતો. ૨ કાળ ૧૪ , ૬ માં આ શહેરને આબેલ-માઇમ કહે છે. હાલ આબીલ નામની જગ્યા ઉપલા શહેરને નામે દાનથી છ માઇલ દૂર બતાવવામાં આવે છે.

૬. લાશ્શારોન—યહોશુઆએ જે ૩૧ રાજાઓને માર્યા તેમાંનો એક લાશ્શારોનનો રાજા હતો ( યહો. ૧૨ ; ૧૮ ).

## ઝબુલૂન કુળનો ભાગ.

કનાન દેશમાં વતનની વહેંચણીમાં આ કુળને ગાલીલ સમુદ્ર અને ભૂમધ્ય સમુદ્ર વચ્ચે આવેલો પિસ્સાખારની ઉત્તરનો અને આશેર તથા નાફ્તાલીની દક્ષિણનો દેશ વતનને સારૂ મળ્યો. જુના કરારમાં એના વિષે થોડી ખ્યાતિ છે, પરતુ નવા કરારમાં વિશેષ પ્રખ્યાત થએલ છે. આસરે ૩૦ વરસ સુધી આપણા તારનાર ઇસુના રહેઠાણનુ સ્થળ હતુ. આમાં યશાયાહની ભવિષ્યવાત (૯, ૨) પુરી પડી છે. ઝબુલૂન વિષે એ પ્રમાણે કહેવામાં આવ્યુ હતુ કે, "તારા નિર્ગમનમાં.. હરખા" (પુન. ૩૩; ૧૮). અહી થઇને ચોતરફ જવાના માર્ગ હતા. એટલે દક્ષિણમાં એસ્ડ્રાએલોનના મેદાન તરફ જવાનો માર્ગ, પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર તરફ જવાનો માર્ગ, પૂર્વમાં ગેન્નેસારેત સરોવર તથા યરદનની ખીણ તરફ જવાનાં બારા હતાં. એનો ઉત્તર અને પૂર્વ ભાગ પહાડી છે. નૈઋત્ય ભાગમા કાર્મેલ પહાડ ને યિઝ્રએલનું મેદાન છે. ત્યાં કિશોન નદી વહે છે. યાકુબે ભવિષ્ય કહ્યુ હતુ કે, "ઝબુલૂન દરિયાકાંઠે રહેશે" (ઉત્પ ૪૯, ૧૩) એ વાત કાર્મેલ તરફ જોતાં ખરી પડે છે. જો કે મુલક નાનો છે, તોપણ યરદનના પશ્ચિમ તરફના સઘળા ભાગોમા સૌથી સુદર ને ફળદ્રુપ છે. લોકો બહાદુરીને કારણે પ્રખ્યાત થએલા છે. પ્રજાહિતનાં કાર્યોમાં સહાય કરવા તેઓ બહુ આતુર હતા, એવુ ન્યા. ૫; ૧૮ ઉપરથી જણાય છે. આ ભાગમા આવેલાં મુખ્ય શહેરો—હરોશેથ, બેથલેહેમ, ગાથ-હેફેર તથા આયાલોન.

૧. હરોશેથ—તેને વિદેશીઓનુ હરોશેથ કહે છે (ન્યા. ૪, ૨, ૧૩, ૧૬). હાસોરના રાજા યાબીનનો સેનાપતિ સીસરા આ શહેરનો રહીશ હતો. આ શહેર એક્રેના મેદાનથી એસ્ડ્રાએલોન જવાના માર્ગના નાકા ઉપર આવેલુ હતુ. હેબ્રી ભાષામા તેને "હરોશેથ હા-ગોઝીમ" એટલે દેશજાતિઓનુ લુહારખાનુ, એવુ નામ આપવામાં આવે છે. એ નામ પરથી એમ ધારવામાં આવે છે કે યાબીન રાજાના રથ અને લડાઇનાં હથિયારો આ શહેરમાં બન્યા હશે. અહી આગળ બારાકે સીસરાની ફોજને હરાવીને સપૂર્ણ વિનાશ કર્યો હતો (ન્યાયા. ૪; ૧૬).

૨. બેથલેહેમ—ઝબુલૂન પ્રાંતનુ એક શહેર હતુ. તેને વિષે યહો. ૧૯; ૧૫ મા વાત આવે છે તેને હાલમા "બૈત-લહમ" કહે છે, ને નાઝરેથથી વાયવ્ય કોણમા છ માઇલ ઉપર આવેલુ છે

૩. ગાથ-હેફેર—ઝબુલૂનના ભાગમાં નીચલા ગાલીલનુ એક શહેર હતું. તે નાઝરેથથી પાંચ માઇલ દૂર આવેલુ હતુ (યહો. ૧૯; ૧૩). ભવિષ્યવાદી યૂનાની આ જન્મભૂમિ હતી (૨ રા. ૧૪; ૨૫). હાલના વખતમાં "એલ-

મેસહદ " નામનુ એક ગામ છે તેને ખ્રીસ્તી લોક તેમજ મુસલમાની લોક યૂનાનુ શહેર સમજે છે. વળી આ ગામમાં એક કબર છે જે યૂનાના નામથી ઓળખાય છે.

૪. આયાલોન—ઝબુલુન કુળને તાબેનું શહેર હતું. ન્યાયાધીશ એલોનને અહી આગળ દાટવામાં આવ્યો હતો ( ન્યા. ૧૨ ; ૧૨ ). આયાલોનની ખીણ ઉપર યહોશુઆના કહ્યાથી ચદ્ર થોભ્યો હતો ( યહો. ૧૦ ; ૧૨ ). હાલમાં આ શહેર " જાલુન " નામથી ઓળખાય છે.

ઝબુલૂનના ભાગમા ગાલીલ સરોવરથી પશ્ચિમે થોડા માઇલ ઉપર એક મેદાન છે, જેને " હટીન " કહે છે. આ મેદાનની અદર એક નાનો પહાડ છે કે જેના બે શિખરો છે, અને આસરે ૬૦ ફુટની ઉંચાઇમા છે. બન્ને શિખરોની વચમા સપાટ મેદાન છે. તેને " ધન્યતાનો પહાડ " કહેવામાં આવે છે. તેના સબધમાં એવી દતકથા ચાલે છે કે, આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તે ત્યાં આગળ બેસીને પહાડ પરનું ભાષણ આપ્યુ (માત્થી ૫ ; ૭). આ બે શિખરોને કુરેન અને હટીન કહે છે. આ મેદાન ક્રુઝેડની લડાઇમા પ્રખ્યાત થએલુ છે, કારણ કે ઇ. સ. ૧૧૮૭ મા સલાદીને ક્રુઝેડની લડાઇ લડનારાઓને અહીં આગળ સખત હાર ખવાડી હતી.

## યિસ્સાખાર કુળનો ભાગ.

યિસ્સાખારનો ભાગ ત્રિકોણાકારનો છે. મનાશ્શેહ તથા ઝબુલૂનના ભાગની વચમા તેઓનો ભાગ હતો. આ ભાગમા એસ્ડ્રાએલોન કે ( ઇઝ્રએલની ખીણ ) આવેલી હતી. એટલે કાર્મેલ પર્વતથી માંડીને યરદન નદી સુધીનો ભાગ હતો. મધ્ય ભાગમા પહાડોની હાર છે ; એટલે તાબોર ઉત્તરમાં છે, મોરેહ મધ્યમાં છે, ગિલ્બોઆ દક્ષિણમા છે. યિસ્સાખારના વશજો નાહિમ્મત તથા જુસ્સા રહિતના દેખાય છે. એ કારણથી તેમના દુશ્મનો તેમની ઉપર ચઢી વાગ્યા હતા, જેથી યાકુબની ભવિષ્યવાત ખરી પડે છે કે, " તેણે ભાર લેવાને ખાધ ધરી ને વેઠ કરનારો દાસ થયો " ( ઉત્પ. ૪૯ ; ૧૫ ) તો પણ ફળદ્રુપતા વિષે જે કહેવામાં આવ્યુ તે વાજબી હતુ. એના ભાગમાં કાંટાવાળા મોટા ઝાડ, સુશોભિત ઘાસ અને ખેડાણ જમીનમાં બેસુમાર પાક થતો હતો, અને એ જમીન આજ સુધી પાલેસ્તાઇનમા ફળદ્રુપ ગણાય છે ( પુન. ૩૩ ; ૧૮ ૧ કાળ. ૧૨ ; ૪૦ ). યિસ્સાખારના ભાગમા કેટલાંએક પ્રખ્યાત સ્થળ હતાં, પરતુ વારવાર દુશ્મનોએ કબજે કર્યા. હાલ તદન વેરાન દેખાય છે આ ભાગમાં જે મુખ્ય શહેરો આવેલાં હતાં તેઓના નામ —એન-દોર, શૂનેમ, યિઝ્રએલ, અફેક, બેથ-શઆન, એન-ગાન્નીમ, યિબ્લઆમ, તાઅનાખ, મગિદ્દો, આબેલ-મહોલાહ, બેઝેક, તિર્સાહ, હદાદરિમ્મોન, દોર.

૧. એન-દોર—પહેલાં આ જગ્યા યિસ્સાખારના ભાગમાં હતી, પણ પછીથી તે મનાશ્શેહના કબજામાં આવી (યહોશુ. ૧૭; ૧૧). આ જગ્યાએ એક પ્રખ્યાત લડાઇ થઇ હતી, કે જેમાં સીસરા તથા યાબીનને દબોરાહ અને બારાકે સખત હાર ખવાડી હતી (ગીત. ૮૩; ૯, ૧૦). આ જગ્યાએ પેલી ભૂતવૈદ્ય સ્ત્રી રહેતી હતી કે જેની પાસે શાઉલ રાજા ગયો હતો (૧ શમૂ. ૨૮; ૭-૨૫). નાના હેર્મોનાની ઉત્તર તળેટી તરફ આવેલુ હતુ. હાલમાં ત્યાં આગળ એક નાનુ ગામડું છે કે જેમાં ૨૦ ખાડિયેર થએલાં ઘર છે. આ ગામમા જવાનો માર્ગ ઘણો મુશ્કેલ છે તેથી કરીને શાઉલને ત્યા જતાં ઘણી મુશ્કેલી પડી હશે. ખડકની અદર કેટલીએક ગુફાઓ જોવામા આવે છે કે જેમાં પેલી ભૂતવૈદ્ય સ્ત્રી રહેતી હતી.

૨. શૂનેમ—આ શહેર યિઝ્રએલની ઉત્તરમાં આસરે ત્રણ માઇલ ઉપર કાર્મેલ પહાડની પાસે ગિલ્બોઆની સામે આવેલુ હતુ (યહોશુ. ૧૯; ૧૮). અહીં આગળ મોરેહના પર્વત પાસે ગિદઓન વિરૂદ્ધ મિદ્યાનીઓએ છાવણી નાખી હતી (ન્યાયા ૭; ૧). ગિલ્બોઆ પર્વત પાસે મોટી લડાઇ થઇ, તે સમયે પલિસ્તીઓએ અહીં આગળ છાવણી નાખી હતી (૧ શમૂ. ૨૮, ૪). એલીશાએ જેના પુત્રને મરણમાથી જીવતો કર્યો હતો તે બાઇનુ વતન આ ગામ હતુ (૨ રાજા. ૪; ૮ . ૮; ૧) વળી ગીતોના ગીતમાં શૂલ્લામ્મી નામની જે સ્ત્રીની વાત આવે છે તે પણ ઘણુ કરીને આજ ગામની વતની હતી (૬; ૧૩). હાલ આ જગ્યાને "સુલેમ" કહે છે, જે ગિલ્બોઆથી પાચ માઇલ દૂર આવેલ છે, તેની આસપાસના ખેતરોમા બહુ સારો પાક થાય છે.

૩. યિઝ્રએલ—દસ કુળોની રાજ્યધાનીનુ આ એક શહેર હતુ. ગિલ્બોઆ પર્વતની એક ટેકરી ઉપર આહાબ રાજાએ બધાવ્યુ હતુ, અને એસ્ડ્રાએલોનના મેદાનની મધ્યે આવેલું હતુ. આ ગામ ઉપરથી મેદાનને પણ એજ નામ આપવામાં આવતુ હતુ. શાઉલના વખતમાં આ શહેર મશહૂર ગણાતુ હતુ, કેમકે તેનો પુત્ર ઇશ-બોશેથ આ શહેર તથા તેને લગતાં બીજા કેટલાક શહેરો પર રાજા નિમાયો હતો (૨ શમૂ ૨; ૯. ૪; ૪). આ જગ્યા આહાબ તથા તેના કુટુંબને બહુ પ્રિય હતી. આહાબનો કાયમ મુકામ અહી હોવાને લીધે, જ્યારે નાબોથે પોતાની દ્રાક્ષવાડી આહાબને કોઇ પણ રીતે આપવાને ના પાડી, ત્યારે તે ઘણો દિલગીર થયો (૧ રાજા. ૨૧; ૧-૩). અહી તેણે નાબોથને મારી નખાવ્યો (૧ રાજા. ૨૧; ૧૩). અહી આગળ બઆલના મદિરમાં ઇઝેબેલ રાણી ૪૦૦ યાજકોનુ ભરણપોષણ કરતી હતી (૧ રાજા ૧૮; ૧૯). અહી યેહુના હુકમથી ઇઝબેલ રાણીનું ભયકર મરણ થયુ, અને કુતરાએ તેનુ લોહી ચાટયુ (૨ રાજા. ૯; ૩૩). ઇસ્રાએલનો રાજા યોરામ અરામના રાજા સામે લડતાં ઘાયલ થયો હતો ત્યારે આ શહેરમાં સાજો થવા માટે આવ્યો હતો,

ત્યાં નિમ્શીના પુત્ર યેહુએ આવીને તેને મારી નાખ્યો (૨ રાજા. ૯; ૧૪-૩૭: ૧૦; ૧-૧૧). હોશીયાહ ભવિષ્યવાદીએ પોતાના ભવિષ્યપુસ્તકમાં અહીની ફળદ્રુપતા તથા સુદરતાની લાક્ષણિક ઉપમા કરેલી છે (હોશી. ૨; ૨૨). આ શાહેર હાલ "ઝેરીન" નામથી ઓળખાય છે.

૪ અફેક—યિઝ્રએલના ઝરાની પાસે આવેલું હતું (૧ શમૂ. ૪; ૧: ૨૯; ૧ સરખાવો ૨૮; ૪). આ જગ્યાએ પલિસ્તીઓએ ઇસ્રાએલ સામે છાવણી કીધી હતી, જેમાં એલીના બે દીકરા લડાઇમાં મરાયા હતા, અને કોષ પલિસ્તીઓના હાથમાં ગયો હતો. વળી ગિલ્બોઆ પર્વત પર જે મોટી લડાઇ પલિસ્તીઓ તથા શાઉલ વચ્ચે થઇ તેના સબધમા પણ આ ગામનુ નામ આવે છે (૧ શમૂ ૨૯; ૧); હાલમાં તેનુ નામ નિશાન નથી. (યરદન નદીની પૂર્વ બાજુએ એક બીજુ અફેક હતુ કે જ્યાં આગળ ઇસ્રાએલીઓએ બેન-હદાદને હરાવ્યો હતો (૧ રાજા. ૨૦; ૨૬, ૩૦). ઇસ્રાએલના રાજા યોઆશને એલીશાએ ભવિષ્ય કહ્યુ કે "તુ અફેકમાં અરામીઓને મારીને તેમને નષ્ટ કરશે" (૨ રાજા. ૧૩; ૧૭). હાલ તે ગાલીલ સમુદ્રની પૂર્વમાં છ માઇલ ઉપર "ફીક" નામના ગામથી ઓળખાય છે).

૫. બેથ-શઆન—આ શહેરના કોટની ભીત ઉપર શાઉલ તથા તેના પુત્રોનાં મુડદા લટકાવવામાં આવ્યા હતાં, પરતુ યરદનની પેલીમેર રહેનાર યાબેશ-ગિલઆદના માણસોએ ત્યાંથી મુડદાને ઉતાર્યાં ને દાઉદ પાસે લાવ્યાં (૧ શમૂ. ૩૧, ૧૧-૧૩). એ યરદનની ખીણ ઉપર આવેલુ હતુ. અહી આગળ થઇને યરદન નદી પાર જઇ શકાય તેવો રસ્તો હતો. બદિપ્રવાસ પછી તેને સ્કીથીઓ-પોલીસ (=સ્કુથી લોકનુ શહેર) કહેતા હતા. આ સ્કુથી લોક ઇ સ. પૂ. ૬૪૦ માં આવી સીરિયાના જુદા જુદા પરગણાંમા વસ્યા હતા. નવા કરારમાં જેને દેકા-પોલીસ (દસ શહેર કહે છે) તેઓમાં તે મુખ્ય હતુ; હાલમાં તેને "બૈશાન" કહે છે.

૬. એન-ગાન્નીમ=(બાગનો ઝરો)—આ નગર યિસ્સાખારના ભાગમાં આવેલુ અને લેવીઓના કુટુંબોમાંના ગેર્શોનના પુત્રોને આપવામાં આવ્યુ હતું (યહો ૧૯; ૨૧· ૨૧; ૧૯). તેને ૨ રાજા. ૯, ૨૭ માં "બગીચાવાળું ઘર" કહે છે. હાલ તે નગર "એનિન" નામથી ઓળખાય છે તેમાં ૪૦૦૦ માણુસની વસ્તી છે જ્યારે યહુદાહનો રાજા અહાઝયાહ યેહૂની બીકથી નાઠો ત્યારે આ નગરને માર્ગે નાઠો હતો; તે વખતે યેહૂએ તેની પાછળ પડીને તેને રથમાં માર્યો, અને ત્યાર પછી અહાઝયાહ ત્યાંથી ૨૦ માઇલ દૂર મગિદ્દોમાં નાસી ગયો ને ત્યા મરણ પામ્યો (૨ રાજા ૯; ૨૭, ૨૮). હાલ ત્યાંની જમીન બહુ ફળદ્રુપ અને પાણીના ઝરાઓથી ભરપુર અને ઠેરેઠેર બાગબગીચા જોવામાં આવે છે.

૭. યિબ્લઆમ—આ શહેરમાંથી ઇસ્રાએલીઓ કનાનીઓને છેક નાબુદ કરી શક્યા નહિ (યહો. ૧૭; ૧૧. ન્યાયા. ૧; ૨૭). ૧ કાળ. ૬; ૭૦ માં તેને "બિલઆમ" કહે છે. આ શહેરના 'ગૂર ઘાટ' આગળ યહુદાહના રાજા અહાઝયાહને યેહૂના હુકમ મુજબ મારવામાં આવ્યો હતો (૨ રા. ૯; ૨૭). આ શહેર તે હાલનુ "એલામાહ" હશે કે જે યેનિનની ઉત્તરમાં અઢી માઇલ ઉપર આવેલુ છે.

૮. તાઅનાખ—મગિદ્દોથી દક્ષિણે ચાર માઇલ ઉપર એસ્ડ્રાએલોનના મેદાનની નૈઋત્ય સરહદ ઉપર કનાનીઓનુ પુરાતન બાદશાહી નગર હતુ, જેને યહોશુઆએ જીતી લીધુ હતું (યહો. ૧૨; ૨૧); મનાશ્શેહના ભાગમાં તે આવેલું હતું, પરતુ પાછળથી લેવીપુત્રોને (કહાથના પુત્રોને) આપવામાં આવ્યુ (યહો. ૨૧; ૨૫). દબોરાહના ગીતમાં તેનુ નામ આપવામાં આવ્યુ છે (ન્યાયા. ૫; ૧૯). હાલમાં તે 'તા-આનુક' નામના નાના ગામડાથી ઓળખાય છે.

૯. મગિદ્દો—કનાની રાજકીય શહેરોમાંનુ એક હતું (યહો. ૧૨; ૨૧. ન્યા. ૧; ૨૭). આ શહેરની પડોસમાં કિશોન નદી વહેતી હતી, તેથી કિશોન નદીને કોઇ વાર "મગિદ્દોનાં પાણી" એવુ નામ આપવામાં આવતુ (ન્યાયા. ૫, ૧૯). એસ્ડ્રાએલોન જે પાલેસ્તાઇનની પ્રસિદ્ધ સગ્રામભૂમિ ગણાતી હતી તેનો એક ભાગ મગિદ્દોની ખીણુ એ નામથી ઓળખાતો હતો. અહી બારાકે હાસોરના રાજા યાબીનને તથા તેના સૈનાપતિ સીસરાને સખત હાર ખવાડી. સીસરાનુ સર્વે સૈન્ય તરવારની ધારથી પડયું ને એક પણ માણુસ બચ્યુ નહિ (ન્યાયા. ૫). અહીં આગળ અહાઝયાહ રાજાનુ મરણુ નિપજ્યુ (૨ રાજા. ૯; ૨૭). વળી અહી આગળ મિસરના રાજા ફારૂન નકોહે (ઇ. સ. પૂ. ૬૧૦) યોશીયાહ રાજાને તીરથી ઘાયલ કીધો ને મરી ગયો. પછી તેના ચાકરોએ રથમાં નાખીને યરૂશાલેમમાં તેને દાટયો (૨ રાજા. ૨૩; ૨૦). બધા ઇસ્રાએલીઓએ તેને માટે ભારે વિલાપ કીધો. એ વિલાપ એટલો ભારે હતો કે ત્યાર પછી લોકોમાં તે દષ્ટાંતિક રીતે યાદ કરવામાં આવતો હતો (ઝખા. ૧૨; ૧૧, ૧૨). હાલ આ શહેર "એલ-લેજ્જુન" નામથી ઓળખાય છે.

૧૦. આબેલ-મહોલાહ—બેથ-શઆનની પાસે આવેલુ હતુ. મિદ્યાની લોકની ફોજને આ શહેરની સરહદ સુધી ગિદઓને નસાડી હતી (ન્યાયા. ૭; ૨૨). સુલેમાન રાજાના જમાનામાં ઇસ્રાએલ રાજ્ય ઉપર બાર કારભારીઓ ઠરાવેલા હતા, તેમાંના "બાઅના" નામનાને તાબે હતુ (૧ રા. ૪, ૧૨). આ શહેર એલીશા ભવિષ્યવાદીનુ જન્મસ્થળ હતું. અહી એલીશા હળ ખેડતો એલીયાહને મળ્યો, અને એલીયાહે પોતાનો ઝભ્ભો તેના ઉપર નાખ્યો, અને એલીશા એલીયાહની પાછળ ગયો (૧ રાજા ૧૯; ૧૬).

૧૧. બેઝેક—અહીં આગળ યહુદાહપુત્રોએ કનાનીઓ તથા પરીઝ્ઝી-ઓમાંના ૧૦ હજારનો સંહાર કરી નાખ્યો; તથા અહીના રાજા અદોની-બેઝેકના હાથ પગના અંગુઠા કાપી નાખ્યા (ન્યા. ૧; ૪, ૫). યાબેશ-ગિલઆદની મદદે જવા અગાઉ શાઉલ રાજાએ અહીં આગળ પોતાના લશ્કરની ગણત્રી કીધી હતી (૧ શમૂ. ૧૧, ૮). હાલ તેને "ઇબ્ઝીક" કહે છે, જે શખેમથી ૧૩ માઇલ દૂર આવેલ છે.

૧૨. તિર્સાહ—કનાનીઓનું પુરાતન બાદશાહી સુંદર શહેર હતુ. તેનો યહોશુઆએ નાશ કીધો (યહો. ૧૨; ૨૪). ત્યાર પછી ૫૦૦ વર્ષ સુધી તેને વિષે કઇ લખવામાં આવ્યુ નથી. તે પછી યરોબઆમ રાજાએ તેને રાજ્યધાનીનું શહેર બનાવ્યુ, અને શખેમથી ત્યાં આવી રહ્યો ત્યાર પછી ઓમ્રીએ સમરૂન લીધુ ત્યાં સુધી ઇસ્રાએલીઓનું રાજ્યધાનીનું શહેર રહ્યું (૧ રા. ૧૪; ૧૭: ૧૫; ૨૧: ૧૬; ૬, ૮). અહી ઝીમ્રી રાજ્યમેહેલને આગ લગાડી પોતે બળી મુઓ હતો (૧ રા. ૧૬; ૧૮). અહી મનાહેમે શાલ્લૂમને મારી નાખ્યો (૨ રા. ૧૫; ૧૪, ૧૬). તેની સુદરતા વિષે ગીતોના ગીતમાં લાક્ષણિક ઉપમા વાપરી છે કે, "હે મારી પ્રિયા, તું તિર્સાહ જેવી સુંદર છે" (ગી. ગી. ૬; ૪). આ શહેર ક્યાં આગળ હતુ તે વિષે નક્કી વાત નથી. કેટલાએક ધારે છે કે શખેમની પાસે "તેઇઆસીર" નામનુ ગામ તે પુરાતન તિર્સાહ હશે. બીજા કેટલાક ધારે છે કે, સમરૂનની પૂર્વમાં "તેલ્લુઝા" નામનુ ગામ જે આસરે છ માઇલ દૂર છે તે પુરાતન તિર્સાહ હશે.

૧૩. હદાદરિમ્મોન—મગિદ્દોના મેદાનમાં આવેલું હતુ યહુદાહના રાજા યોશીયાહને મિસરના રાજા ફારૂન નકોહે મગિદ્દોની ખીણમાં બાણુથી માર્યો હતો અને તે માટે યહુદાહે તથા યરૂશાલેમે હદાદ-રિમ્મોનમાં યોશીયાહને માટે ભારે શોક કીધો હતો, તે વાત લોકોમાં કહેવતરૂપે થઇ (ઝખા. ૧૨; ૧૧). હાલ આ જગ્યા "રૂમ્માનેહ" નામથી ઓળખાય છે, જે મગિદ્દોના ડુંગરોના નીચાણુમાં "ટેલ-મેટઝેલીમ" ની દક્ષિણમાં આવેલ છે.

૧૪. દોર—કનાનીઓની પુરાતન રાજ્યધાનીનુ શહેર હતું. યહોશુઆના સમયમાં હાસોરના રાજા યાબીન સાથે સામેલ થઇને દોરનો રાજા ઇસ્રાએલીઓ વિરૂદ્ધ આવ્યો હતો (યહો. ૧૧; ૨). શહેરની પુરાતન વસ્તી બહુ જોરાવર હતી. તેમને કોઇ હરાવી શકતુ નહિ, પણ દાઉદે તેમને ખંડીઆ કીધા. રાજા સુલેમાનના મોદીખાનાનુ આ પરગણુ ગણાતુ હતુ (૧ રા. ૪; ૧૧). હાલ આ શહેરની જગ્યામાં જે ગામડું આવેલુ છે તેને "ટાનટુરા" કહે છે કે સમુદ્રકિનારા ઉપર આવેલુ છે. અને પાચ નાના નાના ટાપુ ગામડાની પાસે છે, જેથી બદરની સુગમતા થએલી છે. ત્યાં એક પુરાતન બુરૂજ હજી સુધી છે, જેને ટાનટુરા કહે છે. કદાપિ એ બુરૂજના નામ પરથી ગામડાને એ નામ આપ્યું હશે. જુના

શહેરનાં ઘણુંએક ખંડિયેર હજી સુધી જોવામાં આવે છે. આ ગામ કાઇસારી આથી ૮ માઇલ દૂર છે.

(ટીપ—ઉપર વર્ણવેલાં બધાં શહેરો વિસ્સાખારના ભાગમાં આવેલા હતાં, છતાંને કેટલાંએક મનાશ્શેહ કુળના લોકોએ પોતાને તાબે કરેલાં હતાં. જેમકે —એન-દોર, બેથ-શઆન, તાઅનાખ, મગિદ્દો, અને દોર (જુઓ યહો. ૧૭; ૧૧)).

## ૨. મધ્ય વિભાગ.

ચાર દિશાનુ વર્ણન—આ વિભાગ આસરે ૩૦ માઇલ લાંબો અને ૪૦ માઇલ પહોળો હતો. ઉત્તર દિશામાં કાર્મેલ પર્વત, એસ્ડ્રાએલોનનુ મેદાન તથા ગિલ્બોઆ પર્વત આવેલાં હતાં. પૂર્વમાં યરદન નદી અને દક્ષિણમાં બિન્યામીન તથા દાન કુળનો ભાગ હતાં; પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર આવેલો હતો. આ ભાગમાં એફ્રાઇમ તથા પશ્ચિમ અર્ધભાગના મનાશ્શેહના ભાગનો સમાવેશ થાય છે.

ઇતિહાસિક બિના તથા દેખાવ—એફ્રાઇમનો ભાગ હમેશાં વિશેષ અગત્યનો દેખાય છે, અને વારવાર તેનું નામ દસ કુળના રાજ્ય સાથે માલમ પડે છે. સમારીઆ કે સમરૂનનો આ વિભાગ દ્રવ્યવાન તથા ફળદ્રુપ હતો, અને પાલેસ્તાઇનના બીજા વિભાગો કરતા ઓછો પહાડી તથા ખીણોવાળો હતો. મધ્યમાં સપાટ ઉંચ પ્રદેશ આવેલો હતો, અને બન્ને બાજુમાં મેદાનો હતા, એટલે પૂર્વમાં યરદનનુ મેદાન અને પશ્ચિમમા શારોનનુ મેદાન હતા. આ વિભાગ જૈતુન ઝાડને કારણે પ્રખ્યાત છે, હાલમાં પણ ત્યાના પહાડો પર પુષ્કળ થાય છે; તેમજ અનાજનાં ક્ષેત્રો પણ ફળદ્રુપ હતાં. દસ કુળોના બંદિપ્રવાસ પછી, એટલે આશ્શૂરી રાજાઓ ઇસ્રાએલપુત્રોને બંદિપ્રવાસમા લઇ ગયા ત્યારે, માત્ર દરિદ્રી તથા કગાલ લોકોને પડતા મૂક્યા. આ લોકો સાથે વસવાને બાબેલ, હામ્માથ તથા પૂર્વની બીજી જગ્યાઓમાથી મૂર્તિપૂજકોને મોકલ્યા, તેથી પ્રજા મિશ્ર થઇ ગઇ, જે "સમારી કે સમરૂની" નામથી ઓળખાય છે. તેઓએ ભક્તિને માટે ગરિઝીમ પર્વત ઉપર મદિર બાધ્યું હતુ, અને યહુદીઓ તથા તેમની વચમાં ભારે દુશ્મનાઇ ચાલતી હતી (યોહાન ૪; ૯). યહુદાહ તથા બિન્યામીનપુત્રા બંદિપ્રવાસમાંથી પાછા આવ્યા ત્યારે સમરૂનીઓ સાથે મળી જવા ના પાડી, જેથી બન્ને વચ્ચે વિરોધતા ઉભી થઇ (એઝ. ૪, ૨૪). ગરીઝીમ ઉપરના તેમના મદિરનો નાશ યોહાન હીરકાનસે કીધો (ઇ. સ. પૂ. ૧૩૦). આ સમારી લોકોનો શેષ આસરે ૧૫૦ સુધીનો નાબુલસ કે નિઆપોલીસ જે પ્રાચિન શખેમ કે સૈખાર કહેવાય છે તેમાં રહે છે.

મુખ્ય પહાડો—એબાલ, ગરિઝીમ, સાલ્મોન, એફ્રાઇમના પહાડ.

મુખ્ય મેદાનો—શખેમ, શારોન, યરદનની ખીણ.

મુખ્ય નદી—યરદન નદી હતી, જે પૂર્વ તરફ આવેલી હતી. પરતુ તે શિવાય કાના નામની એક નાની નદી મનાશ્શેહ તથા એફ્રાઇમના ભાગોની વચમાં આવેલી હતી. પરતુ આ નદી સબધી શાસ્ત્રમા કશી હકીકત આપવામાં આવી નથી.

## મધ્ય વિભાગમાં આવેલા પહાડો.

૧. એબાલ—આ પહાડ શખેમ શહેરની ઉત્તરમાં અને ગરીઝીમની દક્ષિણે આવેલો છે. તે સમુદ્રની સપાટીથી ૩૦૭૬ ફુટ ઉચો છે. આ પહાડ વિષે મુસાએ છ કુળને આજ્ઞા આપીને કહ્યુ કે, તમે જ્યારે યરદન પાર જાઓ ત્યારે છ કુળ એબાલ પહાડ ઉપર શાપ દેવા અને છ કુળ ગરીઝીમ પહાડ ઉપર આશીર્વાદ દેવા ઉભા રહો. અને એ પહાડ પર યહોશુઆના વખતમા આશીર્વાદ તથા શાપ વાચવામા આવ્યા (પુન. ૨૭; ૧૨ ૧૧; ૨૯. યહોશુ. ૮; ૩૩). વળી મુસાના આપેલા હુકમ પ્રમાણે આ પહાડ ઉપર ઇસ્રાએલના દેવ યહોવાહને સારૂ પહેલી મોટી વેદી બાંધવામાં આવી (પુન. ૨૭; ૫-૮. યહોશુ. ૮; ૩૦-૩૫). આ પહાડની જમીન ફળદ્રુપ છે, સુદર બાગબગીચા જોવામાં આવે છે.

૨. ગરીઝીમ—આ પહાડ સમુદ્રની સપાટીથી ૩,૦૦૦ ફુટ ઉંચો છે. આ પહાડ અને તેની સામે આવેલો એબાલ પહાડ એ બન્નેની વચ્ચે એક ખીણ આવેલી છે. બન્ને પહાડના શિખરો એક બીજાથી બે માઇલને અતરે છે. આ પર્વત ઉપર છ કુળ (શિમઓન, લેવી, યહુદાહ, યિસ્સાખાર, યુસફ તથા બિન્યામીન) ઉભાં રહીને આજ્ઞાંકિત ઉપર આશીર્વાદના વચનો પર આમેન બોલતા હતા (પુન. ૨૭. યહો. ૮; ૩૦-૩૫). ગિદઓનના પુત્ર યોનાથાને પોતાના ભાઇઓની કતલ કર્યા પછી નાસી જઇને ગરીઝીમ પર્વત ઉપર ઝાડવાંએ માગેલા રાજાનુ દૃષ્ટાંત ઉચ્ચારેલુ હતું (ન્યા. ૯; ૭-૨૦). સમરૂની લોકો આ પહાડને બહુ પવિત્ર માનતા હતા. જેમ યહુદીઓ યરૂશાલેમને અને મુસલમાન મક્કાને તેમ સમરૂની ગરીઝીમને પવિત્ર માનતા હતા. તેઓ માનતા હતા કે, આ પહાડ પર ઇબ્રાહીમે ઇસ્હાકનુ અર્પણ કીધુ. મેલ્ખીસેદેકે અહી ઇબ્રાહીમને આશીર્વાદ આપ્યો, અને યાકુબે અહી વેદી બાંધી હતી. ઘણુ કરીને આજ વખતે એટલે ઇસ્રાએલીઓ યરદન ઓળંગી આ જગ્યા પર આવ્યા, ત્યારે તેઓએ યુસફનાં હાડકાં જે તેઓ સાથે લાવ્યા હતા, તેને "જે જમીનનો કકડો યાકુબે શખેમના પિતા હમોરના પુત્રોના હાથથી સો રૂપીએ વેચાતો લીધો હતો" તેમાં દાટયાં (ઉત્પ. ૩૩; ૧૯: ૫૦; ૨૫). યુસેફસ ઇતિહાસકના બ્યાન પરથી જણાય છે કે, "સાન્બાલ્લાટે યરૂશાલેમના યહુદીઓની હરીફાઇ કરી સમરૂનીઓને સારૂ આ પર્વત ઉપર એક મદિર બધાવ્યું. આ મદિર લગભગ ૨૦૦ વરસ સુધી ત્યાં રહ્યું, ત્યાર બાદ તેનો નાશ થયો, પણ ત્યાર પછી મહાન હેરોદે તેને ફરી બંધાવ્યું." હાલ

આ પહાડ પર ઘણુંએક ખંડિયેરો જોવામાં આવે છે, કે જેમાંનાં કેટલાંએક ખ્રીસ્તી બાંધણીનાં છે. આ પહાડ સબધે સમરૂની સ્ત્રી આપણા ત્રાતા સાથે વાત કરતી હતી ( યોહા. ૪ ; ૨૦ ). હાલ આ સમરૂની કોમ ઘણી નબળી પડી ગઇ છે તોપણ પ્રભુ ઇસુની, સમરૂની સ્ત્રી સાથે કરેલી વાત નહિ સમજી, હજી સુધી તેઓ ગરીઝીમ પર્વત ઉપર યજ્ઞો ચઢાવે છે.

૩. સાલ્મોન—આ પર્વત શખેમની દક્ષિણમાં આવેલો હતો ( ન્યા. ૯ ; ૪૮). પર્વત ઝાડીથી ભરપૂર હતો. અબીમેલેખ અને તેનાં માણસોએ અહીંથી લાકડાં લઇ શખેમ શહેરને સળગાવી દીધુ હતુ ગીત. ૬૮ ; ૧૪ માં લાક્ષણિક રીતે કહે છે કે "સાલ્મોનમાં હીમ પડયા જેવુ થયુ છે"; મતલબ કે ઇસ્રાએલીઓ સામે લડતાં તેના શત્રુઓ હારી ગયા છે. યહોશુ. ૧૧ તથા ૧૨ માંની વાતો તેમાં સમાયલી છે. કેટલાએક ધારે છે કે લોકોની કતલ થવાથી લોકોનાં હાડકાંથી પર્વત ભરાઇ ગયો હતો અને દૂરથી હાડકાંને લીધે જાણે બરફ પડયું હોય તેમ સફેદ લાગતો હતો. હાલ આ પર્વત "યાબેલ—સુલેમાન" નામથી ઓળખાય છે.

૪. એફ્રાઇમના પહાડ—કોઇ ખાસ ઉંચો પહાડ નથી. પરતુ એફ્રાઇમનો દેશ ઉચ્ચ પ્રદેશ છે. આ પહાડી પ્રદેશ એફ્રાઇમના મધ્યભાગમાં ( યહો. ૧૭; ૧૫ : ૧૯; ૫૦ : ૨૪; ૩૦, ૩૪ ) બેથેલથી તે યજરીલના મેદાન સુધી આવેલો છે. યહોશુઆના વખતમા આ પહાડી પ્રદેશ કાષ્ટથી ભરપુર હતો. ( યહો. ૧૭ ; ૧૮ ) અને તેમાં ફળદ્રુપ ખીણો હતી ( યિર્મે. ૫૦ ; ૧૯ ). ભય તથા સકટના સમયમાં આ સ્થળ આશ્રયનુ સ્થળ હતુ. યહોશુઆને આ પહાડી મુલકના ગાઆશ પર્વતની ઉત્તર બાજુએ તિમ્નાથ—હેરેસમાં દાટયો ( ન્યાયા. ૨ ; ૯ ). આ પહાડની હારને "ઇસ્રાએલના પહાડો" ( ૨ ; ૨૧ ), અને "સમરૂનના પર્વતો" (યિર્મે. ૩૧ ; ૫, ૬ ) કહે છે. બિન્યામીની એહૂદે એફ્રાઇમના પહાડી મુલકમાં રણશિગડું વગાડીને ઇસ્રાએલપુત્રોને મોઆબ સામે લડવા ભેગા કર્યા (ન્યા. ૩ ; ૨૭, ૨૮ ). દબોરાહ ભવિષ્યવાદેણ એફ્રાઇમ પહાડોમાં રામાહ તથા બેથેલની વચમાં રહેતી હતી ( ન્યાયા. ૪ ; ૫ ). ઇસ્સાખારના વશનો તોલાહ ન્યાયાધીશ એફ્રાઇમના પહાડી મુલકમાંના શામીરમાં રહેતો હતો (ન્યા. ૧૦ ; ૧ ). શમૂએલ ભવિષ્યવાદી એફ્રાઇમના પહાડી મુલકના રામાથાઇમ-સોફીમનો હતો ( ૧ શમૂ. ૧ ; ૧ ).

## મધ્ય વિભાગમાં આવેલાં મેદાનો તથા ખીણ.

૧. શખેમ અગર મોરેહ—આ મેદાન એબાલ તથા ગરીઝીમ પહાડોની વચમાં આવેલું છે ( ઉત્પ. ૧૨ ; ૬ ). આ મેદાન પાલેસ્તાઇનમાં બધા કરતાં ઉત્તમ ગણાય છે. પર્વતોની બન્ને બાજુએથી કેટલાંક વહેળીયાં તેમાં પડે છે,

અને મેદાનને વિષેષ ફળદ્રુપ બનાવે છે. ( એના સબંધમાં વિશેષ હકીકત શખેમ શહેર સાથે લખવામાં આવી છે તે જુઓ ).

૨. શારોન—આ પ્રખ્યાત અને સુંદર મેદાન ભૂમધ્ય સમુદ્રના કિનારા સાથે પલિસ્તીઓના દેશથી માંડીને કાર્મેલની ભૂશલાકા સુધી પ્રસરેલું છે. આસરે ૩૦ માઇલ પહોળું અને ૮ થી ૧૫ માઇલ લાંબુ છે. યશાયાહ ભવિષ્યવાદી પોતાના પુસ્તકમાં ( ૩૫ ; ૨ ) જે શ્રેષ્ટાલંકાર વાપરે છે તે ઉપરથી શારોનની ઉત્તમતા નજરે આવે છે. હાલ પણ ત્યાંનો પાક એવોજ ઉત્તમ દીસે છે. ગીતોના ગીતમાં ( ૨ ; ૧ ) શારોનના ગુલાબનાં શ્રેષ્ટ વખાણ કરવામાં આવે છે. તેમજ ગુલછડીઓ સૌંદર્યતાની નિશાણી તરીકે વપરાય છે. વળી ૧ કાળ. ૨૭ ; ૨૯ પરથી દેખાય છે કે ઢોરોને ચરવાને વાસ્તે ત્યાં ઘાસ ચારો પુષ્કળ થતો હતો. આ સ્થળના રહેવાસીઓ પીતરની વાતથી પ્રભુની ગમ ફર્યા ( પ્રે. કૃ. ૯ ; ૩૫). યહો. ૧૨ ; ૧૮ માં તેને લાશ્શારોન કહે છે.

૩. યરદનની ખીણ—યરદનની ખીણનો જે ભાગ આ પ્રાંતની હદમાં આવેલો છે તે તદન વેરાન જેવો છે. આ ભાગમાં આવેલા બેથ-બારાહના ઘાટ પાસે ગિદઓનના સમયમા બહુ મિદ્યાની લોકોને કતલ કરવામાં આવ્યા ( ન્યા. ૭ ; ૨૪, ૨૫). વળી અહી આગળ એફ્રાઇમપુત્રો "શિબ્બોલેથ" ઉચ્ચાર કરી ન શક્યા માટે યિફ્તાહે ૪૨ હજાર માણુસ કતલ કર્યા ( ન્યા. ૧૨ ; ૬ ).

## આ વિભાગમાં આવેલાં કુળો તથા તેમનાં શહેરો.

### ૧. મનાશ્શેહનો અર્ધ ભાગ.

આ મધ્ય વિભાગનો ઉત્તર ભાગ એટલે ભૂમધ્ય સમુદ્રથી માંડીને યરદન નદી સુધીનો ભાગ મનાશ્શેહના કુળને તાબે હતો. તે ઉપરાંત મનાશ્શેહને તાબે આવેલાં કેટલાક શહેરો યિસ્સાખારના ભાગમાં આવેલાં હતાં, એટલે :—બેથ-શઆન, એન્દોર, તાઅનાખ, મગિદ્દો, દોર. આ શહેરો સબધીનુ વિવેચન યિસ્સાખારના ભાગમાં આપી દીધેલું છે. તે શિવાય બીજાં કેટલાંએક શહેરોનાં નામ :—દોથાન, આબેલ-મહોલાહ, એફ્રાહ-અબીએઝરી, તેબેસ.

૧. દોથાન—આ એક પ્રખ્યાત ચારાની જગ્યા હતી, જ્યાં યુસફ પોતાના ભાઇઓની ખબર કહાડવા આવ્યો હતો. અહી આગળ યહુદાહની સલાહ મુજબ તેને ઇશ્માએલી વેપારીઓને વેચી દીધો હતો (ઉત્પ. ૩૭ ; ૧૭). આ જગ્યાએ એલીશાના ચાકરની આંખો પ્રભુએ ઉઘાડી અને તેણે દર્શનમાં જોયુ કે, "એલીશાની આસપાસ અગ્નિઘોડાઓથી તથા અગ્નિરથોથી પર્વત ભરાઇ ગયો છે." અહીં એલીશાની પ્રાર્થનાથી અરામી ફોજ આંધળી થઇ ગઇ. આ જગ્યા તે એલીશાને રહેવાની જગ્યા હતી ( ૨ રા. ૬ ; ૧૩, ૧૭, ૧૮ ). હાલ

આ જગ્યા "ટેલ-દોથાન" નામથી ઓળખાય છે, જેનો અર્થ "બે કુવા" થાય છે, અને તે સમારીઆની ઉત્તરે ૧૨ માઇલ ઉપર ગિલ્બોઆના ડુંગરાઓમાં આવેલ છે. બન્ને કુવા આજ સુધી જોવામાં આવે છે, જેમાંના એકને "યુસફનો ખાડો" એવું નામ આપવામાં આવેલું છે.

૨. આબેલ-મહોલાહ—એલીશાની જન્મભૂમિનું સ્થળ હતું (૧ રાજા. ૧૯; ૧૬). તે યરદનની ખીણમા આવેલું હતુ, અને જેરોમના કહેવા પ્રમાણે બેથ-શઆનથી દક્ષિણમાં ૭ માઇલ દૂર હતુ. (વિશેષ હકીકત યિસ્સાખારના ભાગમાં છે).

૩. ઓફ્રાહ-અબીએઝરી—શખેમની નૈઋત્યકોણમાં ૭ માઇલ ઉપર આવેલું એ શહેર હતુ. તે ગિદઓનની જન્મભૂમિ હતુ (ન્યા. ૬ ; ૧૧). અહી આગળ યહોવાહને સારૂ તેણે એક વેદી બાંધી હતી (ન્યા. ૬ ; ૨૪). મિદ્યાનીઓ પર તેની જીત થયા પછી આ જગ્યાએ તેણે બે રાજાઓને પોતાને હાથે કતલ કીધા હતા (ન્યા. ૮ ; ૧૮–૨૫). વળી ગિદઓને સોનાનાં કુડળ લોક પાસેથી લઇને એક એફોદ બનાવી આ શહેરમા મુક્યુ હતુ (ન્યા. ૮ , ૨૭), જે ગિદઓનને તથા તેના કુટુંબને આગળ જતા ફાંદારૂપ થઇ પડયુ. આ નામનું એક બીજુ શહેર બિન્યામીનના ભાગમા આવેલુ હતુ (યહો. ૧૮ , ૨૩).

૪ તેબેસ—આ નગર શખેમની ઇશાન કોણમાં બે માઇલ ઉપર સ્કીથોપોલીસની સડકપર આવેલુ હતુ, હાલમા તેને "તાબાસ" કહે છે. અબીમેલેખ આ શહેર પર લશ્કર લઇને ચઢી આવ્યો હતો, અને જેવો કિલ્લાના બારણાની છેક નજદીક આવી આગ લગાડવાની તૈયારીમા હતો, તેવામા એક સ્ત્રીએ ઘંટીનુ ઉપલુ પડ તેના ઉપર ફેંકી તેની ખોપરી ફોડી નાખી, તેથી રાજા પડયો, તેથી રાજા પડયો અને પોતાના હથિયાર પકડનારની વિનતિ કરવાથી તેણે તેને મારી નાખ્યો (ન્યાયા ૯, ૫૦–૫૭).

૫ સમરૂન—શખેમથી વાયવ્ય કોણમાં ૭ માઇલ દૂર "શોમેરોન" નામનો એક પર્વત જે ઇસ્રાએલી પર્વતોનુ હૃદય કહેવાતો, તેને ઇસ્રાએલના રાજાઓમ્રીએ શેમેર નામના માણસ પાસેથી 'બે તાલત રૂપા' માં એટલે આસરે ૬૦૦૦ રૂપીઆમા ખરીદ્યો, અને આ પર્વતની સપાટી ઉપર–મુગુટાકારે (યશા. ૨૮, ૧) અને મધ્યમા અંડાકૃતિને આકારે પાંચ માઇલના વ્યાસમાં એક શહેર બધાવ્યુ અને તે નગરનુ નામ પર્વતના માલીકના નામ પરથી સમરૂન પાડયુ (૧ રા. ૧૬ , ૨૩, ૨૪). આ પર્વત બીજા પહાડોથી અલાયદો તથા એકાંત છે. જો કે પર્વત બહુ ઉંચો નથી તોપણ તેના ઉપર સપાટ મેદાન હોવાથી શહેર બાંધવાને માટે બહુ સારી જગ્યા હતી. વળી શહેરના રક્ષણાર્થે પર્વતને ફરતી એક ખીણ આવેલી હતી અને તે ખીણથી શહેર ૬૦૦ ફુટ ઉંચાઇમાં બાંધવામાં

આવ્યું હતુ. "ઉપર ઉભા રહીને જોઇએ તો ચોતરફનો દેખાવ બહુ રળિયામણો લાગે છે. પર્વતની ચોતરફ ખીણુ તથા ખો આવેલાં છે. દૂર પર્વતોનો પ્રદેશ અને શારોનના મેદાનનો થોડો ભાગ તથા ભૂમધ્ય સમુદ્રનો બહોળો વિસ્તાર નજર તળે આવી જાય છે. પાલેસ્તાઇનની લંબાઇ પહોળાઇ જોવાનું બીજું એકે સારૂં સ્થળ છેજ નહિ. ચોતરફ પુષ્કળ જગ્યા છે અને અદુષિત તથા સમુદ્ર તરફથી આવતી માફક હવાને કારણે આ સ્થળ બહુ રમુજી છે." ઝીમ્રીએ અસલ રાજ્યધાની તિર્સાહને આગ લગાડી બાળી મુક્યું ત્યારે ઓમ્રીએ સમરૂન વસાવી તેમને પોતાની રાજ્યધાની કરી અને પોતાની રાજ્યકારકીર્દીનાં છેલ્લાં છ વરસ ત્યાં રહો. ઇસ્રાએલી રાજાઓની શરૂઆતમાં પોતાની રાજ્યધાની શખેમમાં હતી, પણ ત્યાર પછી તિર્સાહમા રાજ્યધાની કરી. અને બાવન વર્ષ તિર્સાહમાં ઇસ્રાએલી રાજ્યની રાજ્યધાની રહી, અને ત્યાર પછી છેલ્લુ સમરૂન ઇસ્રાએલી રાજ્યની રાજ્યધાનીનુ શહેર થયુ. ૨૦૦ વર્ષ સુધી સમરૂનમાં ઇસ્રાએલીઓની ગાદી રહી. એટલે આરશૂરના રાજા શાલ્માનેસેરે સમરૂનનો ઇ. સ. પૂ. ૭૨૧ મા નાશ કર્યો ત્યાં સુધી સમરૂનમા ઇસ્રાએલી બાદશાહત ચાલતી હતી. શહેર જેમ દેખાવમાં સુદર હતુ તેમ ઘણુ મજબુત પણ હતુ. ઓમ્રીના પુત્ર આહાબે તથા તેની રાણી ઇઝેબેલે સમરૂનમા બઆલ દેવતાનુ એક મદિર ઉભુ કીધુ અને તેને માટે ઉચ્ચ-સ્થાનો બધાવ્યા, તેમજ અશેરાહ મૂર્તિનો મહિમા પણ વધારી દીધો (૧ રાજા. ૧૬; ૩૨). પણ યેહૂએ તેનો નાશ કીધો (૨ રાજા. ૧૦; ૧૮–૨૮). સમરૂન શહેર પર ઘણી ઘણી આફતો આવેલી હતી. ઘણી વાર તેને ઘેરવામાં પણ આવ્યુ હતુ. ઇસ્રાએલી રાજા આહાબના વખતમા અરામનો રાજા બેન–હદાદ બીજો પોતાનુ સઘળુ સૈન્ય તથા બત્રીસ રાજાનુ સપીલુ સૈન્ય લઇને સમરૂન ઉપર ચઢી આવ્યો અને શહેરને ઘેરો ઘાલ્યો, પણ આ વખતે મહા મોટી કતલ સાથે તેને હાર ખાઇ પાછુ ફરવુ પડયુ. પણ ત્યાર પછી બીજે વર્ષે ફરીને ચઢી આવ્યો. આ વખતે પણ તેની ભારે હાર થઇ અને એક લાખ પાયદળ માર્યું ગયુ; સત્તાવીસ હજાર ઉપર કોટ પડયો; આવી મોટી ખુવારી સાથે બેન-હદાદને પાછા નાસવુ પડયુ (૧ રાજા. ૨૦; ૧–૨૨, ૨૮–૩૪). રાજા યહોરામના વખતમાં બેન–હદાદ ત્રીજીવાર ચઢી આવ્યો, અને સમરૂનને ઘેરો ઘાલ્યો; પણ એલીશાના કહેવા મુજબ અરામીઓ આ વખતે પણ હાર્યા અને સમરૂનનો બચાવ થયો (૨ રા. ૭; ૧–૨૦). ઇસ્રાએલના રાજા હોશીઆના વખતમાં શાલ્માનેસેર ચઢી આવ્યો, અને સમરૂન શહેરને ઘેરો ઘાલ્યો (ઇ સ. પૂ. ૭૨૩). ઘેરો ત્રણ વરસ સુધી રહ્યો, અને અતે સાર્ગોને તે સર કર્યું. અને ત્યાર પછી આરશૂરનો રાજા ઇસ્રાએલીઓને પકડીને આરશૂર લઇ ગયો, "કેમકે તેમણે યહોવાહની વાણી સાંભળી નહિ" (૨ રા. ૧૮; ૯–૧૨: ૧૭; ૩). ત્યારપછી ઇતિહાસ તરફ જોઇએ તો આ શહેરની ઘણી વાર ઉથલપાથલ થએલી જોવામાં આવે છે.

કેટલાંક વર્ષ સુધી સારી રીતે વેપાર રોજગારનું શહેર ગણાતું, પણ ત્યાર પછી મહાન આલેકસાંદરના હાથમાં તે આવ્યું (ઇ. સ. પૂ. ૩૩૧). ત્યાર પછી તેનો જોન હીરકાનસે નાશ કીધો (ઇ. સ. પૂ. ૧૨૦). ત્યાર પછી પોમ્પેના હાથમાં આવ્યું, અને તેના વખતમાં તેને ફરી વસાવ્યુ. ત્યાર પછી ગાબીનીયુસે તેને કિલ્લાબધ કીધુ. ત્યાર પછી ઑગસ્તસે આ શહેર મહાન હેરોદને આપ્યું. હેરોદ મોટાએ તેને ફરીથી બધાવ્યું, અને કાઇસાર ઑગસ્તસના નામમાં તે શહેરને "સેબાસ્ટે" નામ આપ્યુ. નવા કરારમાં (પ્રે. કૃ. ૮; ૫–૧૩)માં આ શહેરનુ નામ આવે છે, અને ત્યાં લખવામાં આવ્યુ છે કે, "ફિલીપે સમારીઆના શહેરમાં જઇને તેઓને ખ્રીસ્ત પ્રગટ કર્યો." હાલમાં તેને "સેબુસ્ટીએહ" કહે છે, અને તેમાં આસરે હાલ ૩૦૦ માણુસની વસ્તી દેખાય છે. પુરાતન ભવ્ય શહેર તેનાં ખાડિયેરો જોઇને યાદ આવે છે. આ વાતની સાથે મીખા. ૧, ૬ સરખાવીએ તો પ્રભુના વચન કેવા પુરા થાય છે તેની સાબિતી મળે છે.

## ૨. એફ્રાઇમ કુળનો ભાગ.

આ ભાગ દાન તથા બિન્યામીનની ઉત્તરે અને મનાશ્શેહની દક્ષિણે છે. તે ફળદ્રુપ દેશ છે. એફ્રાઇમનો પહાડ પૂર્વ પશ્ચિમ પથરાયલો છે. પુષ્કળ પાણી વાળો ખીણો શારોનના મેદાન તરફ જતી દેખાય છે, ને બીજી બાજુએ ખેડાણ ડુગરોની હાર યરદનની ખીણ તરફ ઉતરતી દેખાય છે. નીચેની બાબતોને કારણે અહીના રહેવાસીઓ અભિમાન કરતા હતા:—

૧. શખેમ—યાકુબનો કુવો તથા જમીન અહી હતાં.
૨. એબાલ–ગરીઝીમ પવિત્ર પર્વતો આ ભાગમાં આવેલા હતા
૩. સીલોહ, જ્યા દેશભૂમિની વહેચણુ થઇ, ને પહેલવહેલો મડપ રાખવામા આવ્યો હતો.
૪. ઇસ્રાએલપુત્રોના બહાદુર સરદાર યહોશુઆની કબર અહી છે.

એફ્રાઇમને યહુદાહ સાથે હરીફાઇ તથા અદેખાઇ હતી, તેથી આખરે રહોબઆમના વખતમાં રાજ્યના બે ભાગ થયા. આ ભાગમાં આવેલાં પ્રખ્યાત નગરોના નામ—તિર્સાહ, શખેમ, શીલોહ, બેથ-એલ, બેથ-આવેન, બેથ-હોરોન, તિમ્નાથ-સેરાહ, ગિલ્ગાલ, પિરઆથોન, ગેઝેર.

૧. તિર્સાહ—અસલમા કનાની રાજાઓ અહી રાજ્ય કરતા હતા (યહો. ૧૨; ૨૪), અને યરોબઆમના વખતથી માંડીને ઓમ્રીના વખત સુધી એટલે આસરે ૭ વર્ષ સુધી ઇસ્રાએલી રાજ્યધાની હતું (૧ રા. ૧૪, ૧૭). હાલમાં તેજ સ્થળે "તેલ્લુઝા" નામનુ એક નાનુ ગામડુ છે, જે અસલનુ તિર્સાહ હશે. તેની સુદરતાને કારણે આ શહેર પ્રખ્યાત હતુ (સુ. ગી. ૬, ૪). તેલ્લુઝા

યરદનની ખીણુમાં સુંદર દેખાવ આપે છે. ત્યાંનાં અનાજનાં ખેતરો તથા જતુન ઝાડોની ઘટા પ્રખ્યાત ગણાય છે.

૨ શખેમ—આ શહેરને પાછળથી સૈખાર, નિયાપોલીસ તથા નાબ્લુસ નામ આપેલાં હતાં. તે યરૂશાલેમથી ૩૪ માઇલ અને સમરૂનથી ૭ માઇલ દૂર એબાલ તથા ગરીઝીમ પહાડની વચ્ચે આવેલું હતું. ત્યાંના રહેવાસીઓ કહે છે કે ૮૦ ઉત્તમ ઝરાઓનુ પાણી શહેરને આનદ અને શોભા આપે છે શહેરની પૂર્વમાં એક નાળું આવેલુ છે, જે યરદન નદીને મળે છે. તે શિવાય પશ્ચિમમાં એક બીજું નાળું આવેલુ છે, જે ભૂમધ્ય સમુદ્રને મળે છે. એબાલ અને ગરીઝીમ વચ્ચે જે ખીણ ઉપર આ શહેર આવેલુ છે તે ખીણની પહોળાઇ ૫૦૦ વાર અને દરિયાની સપાટીથી તેની ઉંચાઇ ૧૮૦૦ ફુટની છે, અને જે ઉંચાઇ ઉપર શહેર બાંધવામાં આવ્યુ છે તેની ઉંચાઇ ૮૦૦ ફુટની છે. શહેરની જગ્યા દેખાવમાં ઘણી ખુશનુમા અને સુદર છે. મહમદે આ જોઇને કહ્યું કે, “બધા મુલકોમાં દેવે સીરિયા ઉપર વધારે પ્રેમ કીધો છે, અને તે મુલકોના બધા સુબાઓમાંથી યરૂશાલેમ સર્વેથી વધારે પ્રિય છે, અને એ સુબામાં સર્વેથી અતિ પ્રિય જગ્યા તે નાબ્લુસનો પહાડ છે.” શખેમના સબધમાં ઘણી જાણવાલાયક વાતો શાસ્ત્રમાં મળી આવે છે:—

ઇબ્રાહીમ કનાન દેશમા આવ્યો ત્યારે અહી આગળ પ્રથમ મુકામ કર્યો હતો (ઉત્પ ૧૨; ૬), તથા યહોવાહને નામે તેણે વેદી બાંધી હતી. આ કારણથી હેબ્રી ઇતિહાસમાં તે પ્રાચીન પવિત્ર સ્થળ કહી શકાય. યાકુબે હમોરના દીકરાઓ પાસેથી ૧૦૦ રૂપીઆમાં જમીનનો ટુકડો વેચાતો રાખ્યો (ઉત્પ. ૩૩; ૧૮–૨૦), કે જે આદિપિતાઓને માટે દાટવાનું સ્થળ થયુ (પ્ર. કૃ. ૭; ૧૬). શિમઓન તથા લેવી બે ભાઇઓએ શખેમપુત્રોની ભારે કતલ કરી (ઉત્પ. ૩૪; ૨૫–૩૧). અહી આગળ યુસફ પોતાના ભાઇઓની શોધમાં આવ્યો હતો (ઉત્પ. ૩૭; ૧૩). અહી આગળ યુસફના હાડકાં દાટવામાં આવ્યા (યહો. ૨૪; ૩૨). અહી આગળ યહોશુઆએ ઇસ્રાએલપુત્રોને યત્ન કરવા માટે ભેગા કીધા. વળી ગરીઝીમ ઉપરથી આશીર્વાદનાં અને એબાલ ઉપરથી શ્રાપનાં વચનો, વચનના દેશમાં આવ્યા કે તરતજ, કહી સભળાવ્યાં, તેમજ પોતાના મરણ પહેલાં ફરીથી લોકોને ભેગા કીધા, અને ફરી નિયમનાં વચનો કહી સભળાવ્યાં, તથા સાક્ષી તરીકે પત્થર ઉભા કીધા (યહો. ૨૪). શખેમને છ આશ્રયનગરોમાંનુ એક ઠરાવવામાં આવ્યુ. અહીં આગળ ગિદઓનનો પુત્ર અબિમેલેખ રાજા થયો (ન્યા. ૯). અહીં આગળ રહોબઆમને રાજા કરવા સારૂ ઇસ્રાએલપુત્રો ભેગા થયા; પરતુ તેના કઠોર શબ્દોને કારણે રાજ્યના બે ભાગ થયા (૧ રા. ૧૨). અહીં આગળ ગરીઝીમ પહાડ ઉપર સમરૂની લોકે એક મદિર બાંધ્યું. નવા કરારના જમાનામાં તેને સૈખાર નામ આપેલુ છે

પ્રે. કૃ. ૮ ; ૯–૧૩ સુધીમાં જે સીમોન જાદુગરની હકીકત આવે છે તે ઉપરથી કેટલાએકનું ધારવું એવું છે કે તે આ શહેરમાં બની હશે ! ગ્રીક લોકો તેને નિયાપોલીસ નામથી ઓળખતા હતા. હાલમાં તેને "નાબ્લુસ અગર નાબુલુસ" કહે છે. જસ્ટિન માર્ટર જે પ્રખ્યાત ધર્મપિતૃ થઇ ગયો તે આ શહેરમાં જન્મેલો હતો (ઇ. સ. ૮૯).

હાલ નાબ્લુસમાં આસરે ૮,૦૦૦ માણસની વસ્તી છે, તેમાં ૫૦૦ ખ્રીસ્તી, ૧૫૦ સમારી અને ૧૦૦ ઉપરાંત યહુદીઓ છે. આ થોડા સમારીઓનુ એક મદિર પણ છે, કે જેમાં સમારી હસ્તલેખની એક નકલ બહુજ સભાળથી રાખવામાં આવેલી છે. તેઓ એવુ જણાવે છે કે આ નકલનો લખનાર ફીનહાસનો પુત્ર અબીશુઆ હતો. તે લગભગ ૩,૫૦૦ વર્ષનો જુનો લેખ છે.

૩. શીલોહ—બેથેલની ઉત્તરમા દસ માઇલ ઉપર એટલે બેથેલથી શખેમ જવાના રાજમાર્ગની પૂર્વે બાજુએ તથા લબોનાહની દક્ષિણે આવેલુ હતુ (ન્યા. ૨૧ ; ૧૯). કનાન દેશની અદર અહી આગળ પહેલવહેલોજ મુલાકાતમડપ ઉભો કરવામાં આવ્યો (યહો. ૧૮ ; ૧), અને પલિસ્તીઓના હાથમાં ગયો ત્યાં સુધી એટલે ૩૩૦ વર્ષ સુધી અહીં રહ્યો. અહી આગળ ચિટ્ઠીઓ નાખીને દેશની વહેચણ કરવામા આવી. અહી આગળ છોકરો શમૂએલ પ્રભુને અર્પણ કરવામાં આવ્યો (૧ શમૂ ૧ ; ૨૪-૨૮). અહી આગળ એલીએ પડીને પ્રાણ મુક્યો (૧ શમૂ ૪; ૧૭, ૧૮). અહી આગળ ફીનહાસની સ્ત્રીએ મરતા મરતાં પોતાના દીકરાનુ નામ ઇખાબોદ પાડતા કહ્યુ કે "ઇસ્રાએલ મધ્યેથી ગૌરવ ગયુ છે" (૧ શમૂ. ૪; ૨૦, ૨૧), અને દેવના કોષનુ હરણ થયા બાદ શીલોહમાથી ગારવ ગયુ. અહી આગળ અહીયાહ ભવિષ્યવાદી રહેતો હતો, જેની પાસે યરોબઆમની સ્ત્રી પોતાના પુત્ર સબધી પુછવા આવી હતી (૧ રા. ૧૪). ત્યાર પછી થોડા વખતમા તેનો સપૂર્ણ વિનાશ થયો (યિર્મે. ૭ ; ૧૨, ૧૪ · ૨૬ ; ૬). હાલમાં શીલોહની જગ્યાએ "સેઇલૂન" (ખડિયેરનો ઢગલો) એ નામનું સ્થળ છે, પરતુ કઇ પણ જાણવાલાયક હકીકત નથી, માત્ર એક જુનો કિલ્લો તથા પડેલાં ખડિયેરો નજરે આવે છે.

૪. બેથેલ—યરૂશાલેમથી ઉત્તરમાં દસ માઇલ ઉપર અને ઇસ્રાએલના રાજ્યની દક્ષિણ સરહદ પર આવેલુ હતુ. તેનુ અસલ નામ લૂઝ હતુ, અને કનાનીઓનુ એક રાજકીય શહેર ગણાતુ (યહોશૂ. ૧૨ ; ૧૬). તે જો કે બિન્યામીનના ભાગમાં આવેલુ હતુ છતાં એફ્રાઇમપુત્રોએ તેનો કબજો લીધો હતો (ન્યાયા. ૧ ; ૨૨–૨૬). ઇબ્રાહીમે કનાનમાં ફરતાં જે મુકામો કર્યા તેઓમાંનો એક અહી આગળ કર્યો હતો (ઉત્પ. ૧૨ ; ૮). અને મિસરથી પાછા આવતાં બેથેલ તથા આયની વચ્ચે જ્યાં તેણે પહેલવહેલો તબુ તાણ્યો હતો ત્યાં યહોવાહની

પ્રાર્થના કીધી (ઉત્પ. ૧૩; ૪). પરતુ આ સ્થળ પ્રખ્યાત થવાનું વિશેષ કારણ એ છે કે યાકુબને બેરશેબાથી હારાન જતાં સ્વર્ગી સીડીનું દર્શન થયું (ઉત્પ. ૧૮; ૧૦, ૧૯). અને હારાનથી પાછા ફરતાં આજ જગ્યાએ દેવે તેને દર્શન આપ્યું, અને યાકુબે તેને સારૂ ત્યાં વેદી બાંધી (ઉત્પ. ૩૫; ૧–૧૫), ને તે જગ્યાનુ નામ એલ–બેથેલ પાડયું. ઇસ્રાએલીઓ પ્રભુનો ઠરાવ જાણવાને મુસિબતના વખતમાં બેથેલ જતા હતા (ન્યાયા ૨૦; ૧૮, ૩૧: ૨૧; ૨). આ જગ્યાએ દેવનો કરારકોષ લાંબા વખત સુધી રહ્યો હતો, અને તે વખતે એલઆઝારનો દીકરો ફીનહાસ યાજક હતો. (ન્યાયા. ૨૦; ૨૬–૨૮). અહીં શમૂએલ વરસમાં એકવાર લોકોનો ઇન્સાફ કરવા આવતો હતો (૧ શમૂ. ૭; ૧૬). અહીં આગળ યરોબઆમે એક મદિર ઉભું કીધુ, તથા સોનાનો વાછરડો મુક્યો (૧ રાજા. ૧૨; ૨૯), જેથી આ બેથેલ જે "દેવનું ઘર" તે એક બેથ–આવેન (વ્યર્થતાનું ઘર) થયુ (હોશી. ૧૦; ૫–૮). યરોબઆમના વખતમાં તેની વિરૂદ્ધ એક ભવિષ્યવાત ભાખવામાં આવી (૧ રાજા. ૧૩; ૨), કે જે યોશીયાહના વખતમા પૂર્ણ થઇ (૨ રાજા. ૨૩; ૧૫–૨૦). ભવિષ્યવાદીઓની પાઠશાળા અહીં આગળ હતી (૨ રાજા. ૨; ૩) બદિપ્રવાસ પછી પણ તે હૈયાત હતુ (એઝ. ૨; ૨૮). જો કે તેના સબધીની હકીકત નવા કરારના જમાનામાં કઇ આવતી નથી તો પણ તે હૈયાતીમાં હતુ; "બૈતીન" નામનું એક મ્લેચ્છ ગામડું હાલ છે, જે શીલોહની દક્ષિણે ૯ માઇલ ઉપર બે ખીણોની વચમા એક ટેકરી પર આવેલુ છે જે પુરાતન બેથેલ છે. આમોસ ભવિષ્યવાદીએ તેને વિષે ભવિષ્ય ભાખ્યુ છે કે "બેથેલ નષ્ટ થશે" (૫; ૫).

૫. બેથ–આવેન—બેથેલની પૂર્વે, બિન્યામીનના પહાડોમા આ શહેર આવેલુ હતુ. કેટલીક વાર એવુ વાંચવામાં આવે છે કે બેથેલનું બીજુ નામ હશે. કદાચ મળતાપણુ દેખાય (હોશી ૧૦; ૮), પરતુ યહોશુઆના પુસ્તકમાં (૭, ૨) ખાસ જુદુ વર્ણવેલું છે.

૬. બેથ–હોરોન—યરૂશાલેમથી જોપ્પા જતા આ નામનાં બે ગામ આવેલાં હતાં (૨ કાળ. ૮; ૫. ૧ કાળ. ૭; ૨૪). તેઓ ઉપરનુ બેથ–હોરોન તથા નીચેનુ બેથ–હોરોન નામથી ઓળખાય છે. ઉપરનું બેથ–હોરોન યરૂશાલેમથી વાયવ્યકોણમાં ૧૦માઇલ ઉપર આવેલુ હતુ. બન્ને શહેર એકબીજાથી બે માઇલને અતરે આવેલાં છે. ૧ કાળ. ૭; ૨૪ પરથી એવુ દેખાય છે કે એફ્રાઇમના વંશની શેરાહ નામની સ્ત્રીએ આ બન્ને ગામ વસાવ્યાં. આ જગ્યાએ યહોશુઆએ અમોરી રાજાને હરાવ્યા, ને સૂર્ય તથા ચદ્રને થોભાવ્યા (યહોશુ. ૧૦; ૧૦–૨૪). આ બન્ને શહેર હાલ "એલ–ફોકા" અને "એલ–તાહતી" નામથી ઓળખાય છે.

૭. તિમ્નાથ-સેરાહ—તેને તિમ્નાથ-હેરેસ પણ કહે છે ( ન્યા. ૨ ; ૯). યહોશુઆની માગણી પ્રમાણે આ શહેર વારસા દાખલ મળ્યું ( યહો. ૧૯ ; ૫૦ ). તે શખેમની નૈઋત્યમાં ૧૦ માઇલ ઉપર આવેલુ છે. શહેરની સામી બાજુ એક ટેકરો છે, તેની ઉત્તર બાજુ પર ઘણીક કબરો આવેલી છે, તેમાંની એક યહોશુઆના નામથી ઓળખાય છે; કારણ કે યહોશુઆ મરણ પામ્યો ત્યારે તેને આ શહેરમાંજ દાટવામાં આવ્યો ( યહો. ૨૪; ૩૦ ). કબર ઉપર સૂર્યની આકૃતિ કોતરેલી છે, કારણ કે તેના હુકમથી સૂર્ય થોભ્યો હતો. હારીસ એટલે સૂર્ય, તે કારણથી તિમ્નાથ-સેરાહનુ નામ બદલાઇને તિમ્નાથ-હેરેસ પડયુ હશે. હાલ આ શહેર "કેફ્ર-હારીસ" નામથી ઓળખાય છે.

૮. ગિલ્ગાલ—અહીં આગળ ભવિષ્યવાદીઓની પાઠશાળા હતી ( ૨ રા. ૪ , ૩૮ ). એલીયાહ તથા એલીશા અહીં રહ્યા હતા, અને અહીંથી નિકળીને તેઓ બેથેલ ગયા હતા ( ૨ રા. ૨ ; ૧, ૨ ). આ જગ્યા વિષે પુન. ૧૧ , ૩૦ માં પણ વાત આવે છે. યહોશુઆએ જે ૩૧ રાજાઓને હરાવ્યા તેમાંનો એક ગિલ્ગાલમાના ગોઇમનો રાજા હતો ( યહો. ૧૨ ; ૨૩ ). હાલમાં આ જગ્યા "જીલજીલીયાહ" નામથી ઓળખાય છે અને બેથેલની ઉત્તરે ૮ માઇલ ઉપર છે.

૯. પિરઆથોન—એફ્રાઇમના ભાગમાં એ એક ગામ હતુ, તે આબ્દોન ન્યાયાધીશની જન્મભૂમિ હતી ( ન્યા. ૧૨ ; ૧૫ ). વળી બનાયાહ તે પણ અહીંનો હતો ( ૨ શમૂ. ૨૩ , ૩૦ ).

૧૦. ગેઝેર—કનાની લોકોનુ આ બાદશાહી જુનુ શહેર હતુ ( યહો. ૧૦ ; ૩૩ ). આ શહેરનો રાજા હોરામ યહોશુઆની સામે થયો, પણ યહોશુઆએ તેને તથા તેના લોકને એટલે સુધી માર્યા કે તેમાંના કોઇને તેણે જીવતુ મુક્યુ નહિ. પાછળથી આ શહેર કહાથપુત્રોને આપવામાં આવ્યુ ( યહો. ૨૧ , ૨૧ ), અને મનુષ્યઘાતકનું આશ્રયનગર ઠર્યું તે નીચલા બેથ-હોરોન તથા સમુદ્રની વચ્ચે આવેલુ હતુ ( યહો. ૧૬ , ૩. ૧ રા. ૯ , ૧૭ ). ગેઝેરના રહેવાસીઓએ કનાનીઓને છેક કાઢી મુક્યા નહિ પણ એફ્રાઇમ મધ્યે તેઓને વેઠ કરનાર દાસો ઠરાવ્યા. બઆલ-પરેઝીમની લડાઇ પછી આ જગ્યાએ દાઉદે પલિસ્તીઓને છેલ્લામાં છેલ્લી હાર ખવાડી ( ૨ શમૂ. ૫; ૨૫ ). આ શહેર પર મિસરના રાજા ફારૂને ચઢાઇ કરી તેને સર કરી આગથી બાળી નાખ્યુ ; પણ ત્યાર પછી આ શહેર મિસરના રાજાએ પોતાની પુત્રીને સુલેમાન સાથે પરણાવી પલ્લામાં આપ્યુ, અને ત્યાર પછી સુલેમાને તેને ફરીથી બધાવ્યુ ( ૧ રા. ૯; ૧૫, ૧૬ ). હાલ આ શહેર "તેલ-એલ-જેઝર" નામથી ઓળખાય છે, જે બેથ-હોનની નૈઋત્યમાં ૧૦ માઇલ ઉપર અને નીકાપોલીસથી ૪ માઇલ ઉપર આવે છે.

## (૩) દક્ષિણ વિભાગ.

સીમા તથા વિસ્તાર—પ્રાચીન બિન્યામીનનો ભાગ તથા આ ભાગની વચ્ચે એક ઉંડી ખીણ આવેલી છે, જેથી તે જુદો પડે છે. અહીંથી માંડીને તે દક્ષિણ તરફ આવેલા અરબસ્તાનના અરણ્ય સુધી તેનો વિસ્તાર છે. પૂર્વ સરહદમાં મૃતસમુદ્ર છે, અને પશ્ચિમ તરફ પલિસ્તી દેશ તથા ભૂમધ્ય સમુદ્ર આવેલાં છે.

આ પ્રાંત મોટે ભાગે પહાડી છે. મૃતસમુદ્રની પાસે આવેલા ભાગને "યહુદાહનું રાન" કહેતા હતા. આ ભાગ વસ્તીહીન તથા ઉજડ હતો. કોઇ કોઇ સ્થળે ઢોરોને માટે ઘાસચારો ઉગતા હતાં. આ ભાગના મધ્યવિભાગને "યહુદાહનો પહાડી દેશ" કહેતા હતા. પશ્ચિમ બાજુના પર્વતોનો ઢાળ પલિસ્તી તથા શારોનના મેદાન તરફ હોવાથી ફળદ્રુપ હતો. દક્ષિણ બાજુએ અરબસ્તાનનું અરણ્ય આવતુ કે જે તદન ઉજડ હતુ.

દેશના ખેડાણ ભાગો વિસ્તારમાં ઝાઝા નહોતા, છતાં ફળદ્રુપતામાં બહુજ સારા ગણાતા હતા. પાલેસ્તાઇનમાં દ્રાક્ષોના પાકનુ મુખ્ય સ્થાન ગણાતુ હતુ, તેમજ પુષ્કળ બાગબગીચા તથા ફળદ્રુપ ઝાડો પણ આવેલાં હતા.

મુખ્ય પહાડો—આ ભાગની અંદર સીયોન, મોરીયાહ, જૈતુન તથા કોરાન્ટાના પહાડ છે.

મુખ્ય મેદાનો—યરેખો તથા પલિસ્તીનુ મેદાન.

મુખ્ય ખીણો—આખોર, મિખ્માશ, આયાલોન, બેથ-હોરોન, હિન્નોમ કે તોફેથ, યહોશાફાટ, રફાઇમ, એલાહ, એશ્કોલ અને મીઠાની ખીણ.

સરોવર—મૃત સરોવર.

નદીઓ અગર નાળાં–કરીથ નાળુ, કિદ્રોન નાળુ, બેસોર નાળુ, મિસરની નદી.

### દક્ષિણ વિભાગમાં આવેલા પહાડો.

૧. સીયોન પહાડ. (યરૂશાલેમ જુઓ).

૨. મોરીયાહ પહાડ. (યરૂશાલેમ જુઓ).

૩. જૈતુન પહાડ. (યરૂશાલેમ જુઓ).

૪. કોરાન્ટાના—યરેખોની પાસે એક પહાડ છે, જેને કોરાન્ટાના અગર કોરેન્ટીન એટલે પરીક્ષણનો પહાડ કહે છે. દંતકથા એવી ચાલે છે કે, અહીં આગળ આપણા ત્રાતાનું ૪૦ દિવસનુ શેતાનથી પરીક્ષણ કરવામા આવ્યું (માત્થી ૪ ; ૧). અહીં આગળ કેટલીએક ગુફાઓ જોવામા આવે છે, કે જેમાં પહેલાંના વખતમાં ઘણા સાધુઓ રહેતા હતા.

આ દક્ષિણ વિભાગમાં આવેલા પહાડો છેક બેરશેબા સુધી દક્ષિણમા ગએલા છે, તેઓની સરાસરી ઉંચાઇ ૨,૫૦૦ ફુટની છે. યરૂશાલેમની ઉત્તરમાં જે ઉંચુ શિખર, તેને "નેબી–સામવીલ" (એટલે શમૂએલ ભવિષ્યવાદી) કહે છે, તેની ઉંચાઇ ૨,૯૩૫ ફુટની છે, જ્યાં પ્રાચીનકાળે મિઝપાહનો પહેરેગીરનો બુરૂજ હતો. યરૂશાલેમ તેના કરતા ૩૪૦ ફુટ નીચાણમાં છે, ત્યાંથી માંડીને હેબ્રોન સુધી ઉંચ ભૂમિ આવેલી છે, કે જ્યાં આગળ તેની ઉંચાઇ ૩,૦૦૦ થી માંડીને ૩,૪૦૦ ફુટની થાય છે. હેબ્રોનથી માંડીને બેરશેબા સુધી નીચાણની ભૂમિ આવે છે, કે જે પ્રાચીનકાળે નેગેબ નામથી ઓળખાતી હતી. પૂર્વ બાજુમાં ગહુદાહનુ રાન હતુ, જેની સરાસરી ઉંચાઇ ૧,૪૦૯ ફુટ છે. એ પ્રમાણે આખો પ્રાત લીલી વનસ્પતિથી આચ્છાદિત થએલા પહાડોનો છે, તેમજ ખીણો પણ લીલી દેખાતી હતી. જે પહાડો હતા તેઓના મથાળા ઉપર ઘણુકરીને શહેર, ગામ કે ગામડાં વસાવેલા હતાં. ખીણોમા ઝરણ તથા પાણીના કુવા હતા. પર્વતો ઉપર દ્રાક્ષની તથા બીજા ફળવાન ઝાડોની વાડીઓ આવેલી હતી.

## દક્ષિણ વિભાગમાં આવેલાં મેદાનો.

૧. યરેખોનુ મેદાન—આ મેદાન યરેખો શહેરથી માડીને પૂર્વ તરફ યરદન નદી સુધી, એટલે આસરે સાત માઇલ સુધીમા અને દક્ષિણમા મૃત સરોવર સુધી છે. શાસ્ત્રમાં જેને કરીથ નાળુ હાલમાં તેને ('કેલ્ટ') કહે છે તે આ મેદાનમા થઇને વહે છે. એ શિવાય બીજા બે નાળા તેમા વહે છે, જેમાંના એકને 'સુલતાન અગર એલીશાનો ઝરો' કહે છે તે, અને બીજાને 'ડુક'નો ઝરો કહે છે. આ મેદાન નીચાણમા આવ્યાને સબબે ત્યાનાં હવા પાણી તથા ઉપજ અસાધારણ જેવા છે. પ્રાચીન કાળે આ મેદાનના મોટા ભાગમા તાડના ઝાડ પુષ્કળ થતાં હતા. વળી આ મેદાન વિશેષ પ્રખ્યાત થવાનુ કારણ એ હતુ કે, ત્યાં શેરીલોબાનના ઝાડ ઉગતાં હતાં, પરતુ હાલમાં જોવામા આવતા નથી. યરેખોના મેદાનમાં થનાર શેરીલોબાનને શાસ્ત્રમાં "ગિલઆદનુ શેરીલોબાન" નામ આપેલુ છે (યિર્મે ૮, ૨૨ ૪૬; ૧૧). હાલમાં તાડના ઝાડ તથા શેરીલોબાનના ઝાડ નાશ પામ્યાં છે ને ઘણે ભાગે ઉજડ છે તથા કોઇ કોઇ સ્થળે ખેતી કરવા લાયક જમીન છે.

૨. પલિસ્તીઓનુ મેદાન—યહોશુઆના પુસ્તકમા તેને 'અરાબાહ' નામ આપેલુ છે (૧૧, ૧૬). એના સબધમા વિશેષ હકીકત પલિસ્તી દેશમા આપેલી છે તે જુઓ.

## દક્ષિણ વિભાગમાં આવેલી ખીણો તથા પાણીના (ઘાટ) આરા.

૧. આખોરની ખીણ—યરેખોથી આય તથા બેથેલ તરફ જવાના માર્ગને (ખીણને) આ નામ આપવામા આવેલુ છે. આ ખીણમા આખાન પત્થરે

મરાયો હતો ( યહો. ૭; ૨૪–૨૬ ). આ જગ્યા વિષે દૃષ્ટાંતિક રીતે યશા. ૬૫; ૧૦ માં કહે છે કે "દુઃખને હુ સુખરૂપ કરીશ," અને હોશીઆ ભવિષ્યવાદી તેજ અર્થે તેને "આશાનું દ્વાર" (હોશી. ૨; ૧૫) નામ આપ છે, કારણ કે તે પાલેસ્તાઇનની કુચીરૂપ ખીણ હતી, અગર આખો દેશ તાબે કરવાનું મુખ્ય દ્વાર હતુ પાલેસ્તાઇન દેશમા આ ખીણ અજાયબ જેવી તથા સુદર ગણવામા આવેલી છે. હાલમા તેને "વાડી-એલ-કેલ્ટ" કહે છે

૨. મિખ્માશનો ઘાટ—બિન્યામીન કુળની સરહદમાં હતો. પલિસ્તીઓની સામે યોનાથાને જે હરીફાઇ કરી તેને કારણે તથા બીજા કેટલાએક જાણવા લાયક યહુદી બનાવોને કારણે પ્રખ્યાત છે. આખોરની ખીણુથી થોડે દૂર પૂર્વમાં તેની શરૂઆત હતી, હાલમાં તેને "વાડી-એસ-સુવૈનિત" કહે છે. મિખ્માશ તથા ગેબાની વચમાં એક સાકડું કોતર આવેલુ છે, પાસે બીજી એક કઢણુ છે. અહી આગળ યોનાથાન તથા તેના શસ્ત્રધારે પલિસ્તીઓની ભારે કતલ ચલાવી હતી ( ૧ શમૂ. ૧૪; ૫–૧૬ ).

૩. બેથ-હોરોનનો ઘાટ—આ ખીણ પશ્ચિમનો ઘાટ કે કોતર બને છે, અને પૂર્વમા મિખ્માશ જવાના ઘાટ સાથે સબધ ધરાવે છે. બિન્યામીની ગેબાથી માંડીને આયાલોનની ખીણ તથા શારોનના મેદાન સુધી લબાય છે. આ સ્થળે યહોશુઆએ અમોરી રાજાઓની સાથે યુદ્ધ કીધુ હતુ, અને તે દિવસે સૂર્ય થોભ્યો હતો ( જુઓ યહો. ૧૦, ૧૦, ૧૧ ). ત્યાર પછી ઘણે વર્ષે જ્યારે અરામી લશ્કર આ માર્ગે થઇને યરૂશાલેમ આવવા પ્રયત્ન કરતુ હતુ, ત્યારે યહુદાહ માક્કાબેઅસે પાછુ વાળ્યુ હતુ, તેમજ સેસ્ટીઅસ ( Cestius ) ની સરદારી નીચે જ્યારે રૂમી લશ્કર આ માર્ગે આવવા પ્રયત્ન કરતુ હતુ ત્યારે તેને પણ યહુદીઓએ પાછુ વાળ્યુ હતુ.

૪. આયાલોનની ખીણ—બેથ-હોરોનનો ઘાટ નમિયાણુ તરફ જતાં વધારે પહોળો થતો જાય છે અને એક મોટી ફળદ્રુપ ખીણમાં પડે છે, જ્યાંથી આગળ જતાં શારોનના મેદાનમા મળી જાય છે. એ ખીણને "આયાલોન" કહે છે. અમોરીઓના લશ્કરની પાછળ યહોશુઆ પડ્યો હતો તે વેળાએ તેણે આ શબ્દો ઉચ્ચાર્યા કે "સૂર્ય, ગિબઓન ઉપર તુ સ્થિર રહે; ચદ્ર, આયાલોનની ખીણ ઉપર તુ સ્થિર રહે" (યહો. ૧૦; ૧૨) હાલમાં યરૂશાલેમથી ૧૪ માઇલ ઉપર જોપ્પાની સડકની ઉત્તરે "યાલો" નામની જગ્યા આયાલોનના નામથી ઓળખાય છે.

૫. હિન્નોમની ખીણ ( યરૂશાલેમ જુઓ ).
૬. યહોશાફાટની ખીણ ( યરૂશાલેમ જુઓ ).
૭ રફાઇમની ખીણ ( યરૂશાલેમ જુઓ ).

૮. એલાહની ખીણ—આ ખીણને "તેરેબિન્થ" અગર "વાડી-એસ-સુન્ત" કે "એસેસીઆ" પણ કહે છે, અને તે સોમોહ તથા અઝેકાહની વચમાં, એટલે યહુદાહના પહાડોથી માંડીને વાયવ્ય ખુણા તરફ પલિસ્તી મેદાન સુધી જાય છે. આ ખીણ ત્રણ જુદી જુદી ખીણોથી બનેલી છે. દાઉદે પલિસ્તી મહાવીર ગોલ્યાથને માર્યો ત્યારે ઇસ્રાએલીઓની છાવણી આ ખીણમાં હતી (૧ શમૂ. ૧૭) આ ખીણની સપાટી એક સુંદર ફળદ્રુપ મેદાનરૂપ છે, તેમાં અનાજનાં ખેતરો છે, હાલ ત્યાં આગળ જૈતુન ઝાડ ઉગે છે. અહી પહેલા એલાહ (બાવળ જેને ખેર) વૃક્ષ કહે છે તે પુ કળ ઉગતા હતાં. એ કારણથી આ ખીણને પણ "એલાહ" નામ આપવામા આવ્યુ. ખીણમાં પાણી છે, અને તેમા બેસુમાર નાના ગોળ પથરા જોવામા આવે છે, જે જોઇને દાઉદના પસદ કરેલા ગોફણના પત્થર યાદ આવે છે

૯ એશ્કોલનો ગાળો—જાસુસો આ સ્થળે આવ્યા ત્યારે તેઓએ "ત્યાથી દ્રાક્ષાની એક લુમવાળી ડાળી કાપી, ને બેની વચમાં દાડા ઉપર લટકાવીને તેને ઉચકી લીધી જે લુમ ઇસ્રાએલપુત્રોએ ત્યાથી કાપી, તે કારણથી તે નીચાણનુ નામ એશ્કોલ પાડયુ" (ગણ. ૧૩, ૨૩). આ ખીણમા પ્રાચીન શહેર હેબ્રોન આવે છે. આ ખીણની બન્ને બાજુઓ પર હજુ સુધી દ્રાક્ષ-વાડીઓ છે, તેમજ પુરાતન વખતના દ્રાક્ષકુંડો પણ છે. આખા પાલેસ્તાઇનમા આ દ્રાક્ષવાડીઓ વખણાય છે. અહી આગળ થતી દ્રાક્ષાનો દારૂ બનાવતા નથી પરતુ સુકવણી કરે છે, અને બાકીની દાબીને નિચોવે છે, પછી તેના રસને ઉકાળીને 'સિરપ' બનાવે છે અને ખાણા વખતે તેનો ઉપયોગ કરે છે તેમા જે બુરજ બાધવામા આવ્યો હતો તે આજ સુધી જોવામા આવે છે (યશા. ૫; ૨).

૧૦. મીઠાની ખીણ— આ ખીણ મૃત સમુદ્રની દક્ષિણે આવે છે. અહી આગળ અમાસ્યાહ રાજાએ ૧૦ હજાર અદોમીઓને માર્યા હતા (૨ રા. ૧૪, ૭) એજ નામનુ એક બીજુ નીચાણ દમસ્કની ઇશાનમાં આવે છે, કે જ્યા આગળ કેટલાએકના ધારવા પ્રમાણે દાઉદ રાજાએ ૨૨ હજાર અરામીઓને માર્યા હતા (૨ શમ્ ૮, ૩-૧૩).

## દક્ષિણ વિભાગમાં આવેલાં નદી નાળાં.

૧. કરીથ નાળુ—આ નાળાની પાસે એલીયાહનુ પોષણ કાગડાઓથી કરવામા આવ્યુ હતુ. હાલમા તેને "કેલ્ટ" કહે છે. આ નાળુ યરીખો શહેરની પડોસમાં થઇને એજ નામની વિલક્ષણ ખીણ વાટે વહી યરદન નદીને મળે છે. આ ખીણ ૪૦૦ થી ૫૦૦ ફુટ ઉંડી છે અને લગભગ સીધી છે. આ વહેળીઉ રૂપેરી તાંતણા સમાન ભાસે છે. સતાવાના સ્થળ તરીકે બરાબર બધ બેસતુ નાળું છે, માટે એજ કરીથ નાળુ હશે એમ કહેવાને કશો શક નથી (૧ રા. ૧૭, ૮).

૨. કિદ્રોન નાળુ—યરૂશાલેમની પૂર્વમા આ નાળુ જૈતુન પહાડ તથા યરૂશાલેમની વચમાં આવેલું છે. આ નાળાના ઉપલા ભાગને યહોશાફાટની ખીણ કહે છે (યોએ. ૩ ; ૨). સીધી લીટીમાં તેની લમ્બાઇ ૨૦ માઇલની છે. યહુદાહના અરણ્યમા થઇને તે મૃતસમુદ્રને મળે છે. ચોમાસામાં આ નાળામાં પુષ્કળ પાણી વહે છે. કહે છે કે હાલના વખત કરતા આ નાળુ પુરાતન વખતમા ૪૦ ફુટ ઉંડાઇમાં હતુ. નાળાની ઉભી પત્થરવાળી ધારો પુરાતન કબરોથી ભરપૂર જોવામાં આવે છે. યહુદી લોકો યોએલ ૩, ૨ નો વિચાર કરીને ત્યાં મુડદા દાટવાને ઘણુા ચહાતા હતા. દાઉદ જ્યારે આબ્શાલોમથી નાઠો ત્યારે આ નાળુ ઓળગીને રાનના માર્ગે તરફ પેલે પાર ગયો (૨ શમૂ ૧૫ ; ૨૩, ૩૦). નવા કરારમા આપણે વાચીએ છીએ કે, આપણો પ્રભુ ઇસુ આ નાળુ ઓળગીને પેલે પાર ગયો (યોહા. ૧૮ ; ૧). યહુદાહના રાજા આસાએ પોતાની માતુશ્રીની અશેરાહ મૂર્તિ કાપી નાખીને કિદ્રોન નાળા પાસે બાળી મૂકી (૧ રા. ૧૫ ; ૧૩). રાણી અથાલ્યાહને અહીં મારી નાખવામાં આવી હતી (૨ રા. ૧૧ ; ૧૬). ત્યાર પછી દરેક નકામી ચીજ ત્યાં નાખવાની તે જગ્યા ઠરી (૨ કાળ ૨૯ ; ૧૬ ૩૦, ૧૪). અને ત્યાર પછી રાજા યોશીઆહના વખતમાં શહેરનુ સાધારણ કબરસ્થાન તે જગ્યામા થયુ (૨ રા. ૨૩ ; ૬. યિમ. ૨૬ ; ૨૩).

૩. બસોર નાળુ—યહુદાહના નૈઋત્ય પહાડમાંથી નિકળી ગાઝાહની દક્ષિણુ તરફ વહેતા ભૂમધ્ય સમુદ્રને મળે છે. અહીં દાઉદ અમાલેકીઓની પૂઠે લાગ્યો હતો, ત્યારે આ નાળુ તેને પસાર કરવુ પડ્યુ (૧ શમૂ ૩૦ ; ૯, ૧૦). એવુ અનુમાન કરવામાં આવે છે કે, 'વાડી-શેરીઆહ' માં થઇને જે નાળુ વહે છે તે એજ હશે.

૪. મિસરની નદી—વચનના દેશની દક્ષિણ સરહદ તરીકે વારવાર જણાવવામા આવે છે (ઉત્પ. ૧૫, ૧૮). એવુ કહેવાય છે કે આ નદી અરબસ્તાનના રણમા પડે છે. હાલ તેને-"એલ-અરીશ" અગર "ફીનો કોલુરા"-કહે છે.

## દક્ષિણ વિભાગમાં આવતું સરોવર.

મૃત સમુદ્ર—શાસ્ત્રમાં તેને જુદા જુદાં નામ આપવામાં આવ્યાં છે — (૧) ખારો સમુદ્ર (ઉત્પ. ૧૪; ૩). (૨) અરાબાહનો સમુદ્ર (પુન. ૪; ૪૯). (૩) પૂર્વ સમુદ્ર (યોએ ૨ ; ૨૦). (૪) સમુદ્ર (હઝકી. ૪૭ ; ૮). અરબ લોકો તેને લુતનો સમુદ્ર કહે છે. યરૂશાલેમથી પૂર્વમાં ૧૬ મૈલ ઉપર તે આવેલો છે. આ સમુદ્ર ૪૭ મૈલ લાંબો અને સરેરાસ ૧૦ મૈલ પહોળો છે. ચોતરફ ઉંચા પહાડો આવેલા છે. તેની સપાટી ભૂમધ્ય સમુદ્રની સપાટી કરતાં ૧૩૦૦ ફુટ નીચી છે. આ સમુદ્રના તળમાં બે મેદાનો છે. તેમાનુ એક ૧૩

ફુટ અને બીજુ ૧૩૦૦ ફુટ નીચુ છે. પાણી એટલું બધુ ખારૂ છે કે, તેમાં કોઇ પણ પ્રકારના જીવજતુ જીવતાં નથી. ઉત્તરનો કાંઠો કીચડવાળો અને દક્ષિણનો કાંઠો છીછરા પાણી વાળો છે. પાણી બહુજ નિર્મળ છે, પરંતુ સ્વાદમાં બહુજ ખાટું, ખારૂ અને ગધકવાળુ છે. શિલાજીત, ગધક, સુરોખાર તથા બીજા જલદ પદાર્થો તેની પડોસમા મળી આવે છે. દક્ષિણ બાજુમાં મીઠાનો એક મોટો ખડક છે જેને "ઉસદુમ" કહે છે. ("અલ-સદુમ," "અસ-સદુમ" "ઉસદુમ"). ઉસદુમની પાસે મીઠાનો ૪૦ ફુટનો એક ઉંચો સ્તભ છે જેના સંબધી એવી દતકથા ચાલે છે કે "લુતની સ્ત્રી ખારનો થાંભલો થઇ ગઇ" તે એજ છે. સમુદ્રની ચોતરફનો દેખાવ પણ ખરેખર ઉજડ છે; કોઇ પણ જાતનાં ઝાડ કે ઘાસ થતાં નથી. ગ્રીક લોકોએ આસરે બીજા સૈકામાં આ સમુદ્રને "મૃત સમુદ્ર" એવુ નામ આપ્યુ છે.

## દક્ષિણ વિભાગમાં આવતાં કુળો તથા તેઓનાં શહેરો.

### (૧) બિન્યામીનનો ભાગ.

બિન્યામીનના ભાગની ઉત્તરે એફ્રાઇમનો ભાગ, પૂર્વમાં યરદન નદી, દક્ષિણ તથા પશ્ચિમમાં યહુદાહનો ભાગ આવે છે. ક્ષેત્રફળ ૪૦૦ ચોરસ માઇલ છે ને યહુદી તવારીખમા બહુ આગળ પડતુ છે. દેશની સપાટી ઉચી છે. એટલે પશ્ચિમમાં ઉચાઇ ૨૦૦૦ ફુટ અને પૂર્વમાં ઉંચાઇ ૩૦૦૦ ફુટ છે. પશ્ચિમ તરફના ભાગમા ખીણો બહુ છે, કે જ્યા થઇને શમૂએલ તથા શાઉલના વખતમા પલિસ્તીઓ વારવાર ચઢી આવતા હતા અને એજ રસ્તે થઇને વારવાર હાર પામીને નાસવુ પડતુ હતુ. યરદન તરફથી આવવાનો ભાગ બહુ ગુંચવણ ભરેલો તથા મુશ્કેલ છે. આ ભાગમાં ઘણાં પ્રસિદ્ધ શહેરો આવેલા છે. એટલે યરેખો, ગિલ્ગાલ, ગિબઆહ, ગેબા, મિખ્માશ, આપ, રિમ્મોન, અનાથોથ, રામાહ, ગિબઓન, મિસ્પાહ, નોબ, યરૂશાલેમ (જે આખા પાલેસ્ટાઇનની રાજ્યધાનીનુ શહેર હતુ).

૧. યરેખો—યરૂશાલેમથી ઇશાનમા ૧૫ માઇલ દૂર યરેખોના મેદાનમા આવેલુ શહેર હતુ. બિન્યામીન ભાગની સરહદ ઉપર એક ઉચી ટેકરીની તળેટીમાં બાંધેલુ હતુ. યહોશુઆની સરદારી હેઠળ જે પહેલુજ શહેર ઇસ્રાએલીઓથી ચમત્કારિક રીતે જીતી લેવાયુ તે યરેખો હતુ તેનો કોટ અજાયબ રીતે આપોઆપ પડી ગયો (યહો. ૬; ૨૦, ૨૧). શહેરમાંથી માત્ર રાહાબ કસબેણ તથા તેનાં સગાં, જાસુસોને આપેલા વચન પ્રમાણે, બચાવ પામ્યાં (યહો. ૨; ૧૪) ફરીથી નહિ બાંધવા વિષે હુકમ છતાં (યહો. ૬; ૨૬) ઇશ્વરી હુકમ તોડીને, આહાબ રાજાના સમયમાં હીએલે ફરી બાધ્યુ, ને પોતા પર શ્રાપ લાવ્યો (૧ રાજા ૧૬; ૩૪). એલીયાહ તથા એલીશાના વખતમા અહી ભવિષ્યવાદીઓની

પાઠશાળા હતી. એલીયાહે સ્વર્ગારોહણ વખતે છેલ્લામાં છેલ્લી, આ ગામની મુલાકાત કરી (૨ રાજા. ૨; ૪, ૫). તેની આસપાસ પુષ્કળ ખજુરીનાં ઝાડ આવેલાં હતાં, અને એજ કારણ માટે તેને "ખજુરીઓનું શહેર" એ નામથી ઓળખતા હતા. નવા કરારના જમાનામાં પણ તે હૈયાતીમા હતુ. હેરોદ મોટાએ એક ભપકાદાર મેહેલ અહી બાંધ્યો હતો અને ત્યાંજ મરણ પામ્યો હતો. અહી આગળ ઇસુએ બે આંધળાને દેખતા કીધા હતા (માત્થી. ૨૦; ૨૯–૩૪. લુક ૧૮; ૩૫–૪૩), તેમજ જાખી દાણીને ત્યાં પરોણો રહ્યો હતો (લુક ૧૯; ૧–૧૦). નવા કરારના સમયનુ જે યરેખો તેને હાલમાં "એર–રીહા" કહે છે, જે એક ગદકીવાળુ અને પર્વતની તળેટીથી આસરે ૨½ માઇલ ઉપર બાંધેલું છે. ખંડિયેર થઇ ગએલામાં એક ભાંગેતૂટો કિલ્લો છે, જેને જાખીના ઘરને નામે ઓળખાવે છે.

યરૂશાલેમની સપાટી કરતાં યરેખો ૩૦૦૦ થી ૪૦૦૦ ફુટની નીચાઇમાં છે, તેથી વારવાર એમ કહેવામાં આવે છે કે, યરેખોથી ઉપર જવુ છે અગર યરૂશાલેમથી નીચે જવુ છે. રસ્તો બહુજ ઢોળાવવાળો છે, તેમજ બહુ ભયકર દીસે છે. કેટલીક જગ્યાએ જંગલ તથા ઉજડ અરણ્ય આવે છે, જ્યાં 'લુટારાઓ' પણ રહે છે. આ કારણથી ઇસુએ સારા સમારીનુ જે દૃષ્ટાંત આપેલુ છે તેનો આબેહુબ દેખાવ છે

૨. ગિલ્ગાલ—યરદન નદી ઉતરીને આસરે ચાર માઇલ દૂર જે પહેલી છાવણી કરી, તેજ આ ગામ હતુ યરેખોની પૂર્વ સરહદમાં આવેલુ હતું. નદી ખુશ્કી માર્ગે ઓળંગ્યા બાદ, યહોવાહના સ્મરણાર્થે ૧૨ પત્થર અહી આગળ ઉભા કરવામા આવ્યા. અહી આગળ ઇસ્રાએલપુત્રોની સુનત કરવામાં આવી તથા પાસ્ખાપર્વ પાળવામાં આવ્યુ (યહો. ૫). અહી આગળ મડપ ઉભો કરવામાં આવ્યો અને દર વર્ષે શમૂએલ ભવિષ્યવાદી, ઇસ્રાએલપુત્રોનો ન્યાય કરવા સારૂ અહીં આગળ આવતો હતો (૧ શમૂ. ૭; ૧૬). અહી આગળ શાઉલનો રાજ્યાભિશેક કરાયો (૧ શમ્. ૧૧, ૧૫). દાઉદ પાછો આવ્યો ત્યારે તેને મળવાને બધાં કુળ અહી આવ્યાં હતાં (૨ શમૂ. ૧૯; ૧૫) અહી આગળ ઝેરી શાકને એલીશાએ ખાવા લાયક બનાવ્યુ. વળી નાઅમાનનો કોઢ મટાડવાનુ તે પણ અહી આગળ કહેવામા આવ્યુ (૨ રા. ૪; ૩૮–૪૧). હાલમાં ઉપલી જગ્યા "ટેલ–જીલ–જુલીયેહ" નામથી ઓળખાય છે. કેટલાકનુ ધારવુ એવુ છે કે, એફ્રાઇમના ભાગની મધ્યે એક ગિલ્ગાલ નામનુ ગામ હતું.

૩. ગિબઆહ (પહાડી)—કેટલીક વાર તે "બિન્યામીની ગિબઆહ અગર શાઉલનુ ગિબઆહ" (૧ શમૂ. ૧૧; ૪. યશા. ૧૦; ૨૯) નામથી ઓળખાય છે. અહીના લોકો કુકર્મને કારણે પ્રખ્યાત છે (જુઓ. ન્યા ૧૯.

૨૦). તે શાઉલની જન્મભૂમિનું સ્થળ હતુ (૧ શમૂ. ૧૦ ; ૨૬). દાઉદ રાજા પણ થોડો વખત અહી આગળ રહ્યો હતો. શાઉલના સાત પુત્રોને અહીં આગળ ફાંસી દેવામાં આવી (૨ શમૂ ૨૧, ૬). શાઉલ તથા યોનાથાનનાં હાડકાં રિસ્પાહે સાચવ્યા, ને પોતાનો પ્રેમ દર્શાવ્યો (૨ શમૂ ૨૧ ; ૧૦). હાલમાં તેનુ નામ "ટેલ-એલ-ફુલ" એટલે શીંગોની ટેકરી, એ નામથી ઓળખાય છે, જે યરૂશાલેમથી આસરે ૭ માઇલ દૂર છે. પહાડના શિખર ઉપર ખંડિયેરો હજુ જોવામાં આવે છે. હાલમાં ચોતરફનો દેખાવ વેરાન તથા ઉજડ છે.

૪. ગેબા—મિખ્માશની સામી બાજુ પર એટલે નદીના દક્ષિણ કાંઠા પર આવેલુ હતુ. અહી આગળ શાઉલ તથા યોનાથાને પલિસ્તીઓ વિરૂદ્ધ પડાવ નાખ્યો હતો, તેમજ યોનાથાનથી પલિસ્તીઓમા ભારે ગભરાટ ફેલાયો હતો (૧ શમૂ ૧૪). યશાયાહ ભવિષ્યવાદી એવુ કહે છે કે અહી આગળ સાનહેરીબે યરૂશાલેમ વિરૂદ્ધ ચઢી આવતા મુકામ કર્યો હતો (યશા. ૧૦, ૨૯). ગેબાને હાલ "જેબા" કહે છે, જે યરૂશાલેમથી ઉત્તરમા આસરે પાચ માઇલ ઉપર આવેલ છે. તેનો કેટલોક ભાગ વેરાન થએલો છે, અને કેટલોક સારી સ્થિતિમા છે.

૫. મિખ્માશ—યરૂશાલેમ જવાના રસ્તા ઉપર મિગ્રોનની દક્ષિણમા અને બેથેલની પૂર્વમા આ શહેર આવેલુ હતુ (એઝ. ૨ ; ૨૭). ઘણુ કરીને આ જગ્યા રણસગ્રામને માટે પ્રસિદ્ધ હતી. શાઉલે પલિસ્તીઓની વિરૂદ્ધ અહી આગળ છાવણી નાખી હતી (૧ શમ ૧૪ ૧૩) સાન્હેરીબે યરૂશાલેમ જતી વખતે અહી આગળ પોતાનો સરસામાન મુક્યો હતો (યશા. ૧૦, ૨૮). તે યહુદાહ માકાબેસનુ વતન હતુ બે સાકડી ખીણની વચ્ચે નાની કઢણ છે તેના ઉપર બાધેલુ છે, અને હાલમા 'મુખ્માશ' નામથી ઓળખાય છે.

૬. આય કે હાય અગર આયાથ—અહી આગળ ઇબ્રાહીમે મુકામ નાખ્યો હતો (ઉત્પ. ૧૨, ૮). આ શહેર બેથ-આવેનની પાસે ને બેથેલની પૂર્વ તરફ હતુ. અહી આગળ યહોશુઆની સરદારી હેઠળ પ્રથમ ઇસ્રાએલીઓએ હાર ખાધી (યહો. ૭), પરતુ પાછળથી આખાનનો નાશ કર્યા બાદ જીતીને બાળી મુક્યુ (યહો. ૮). આશ્શૂરનો રાજા સાન્હેરીબ આ શહેરની પાસે આવેલો હતો (યશા ૧૦ ; ૨૮). બદિવાસમાંથી પાછા આવ્યા પછી ઇસ્રાએલપુત્રોએ અહીં આગળ વાસો કર્યો (એઝ. ૨, ૨૮). હાલ તેનુ નામ નાબુદ થએલુ છે, તો પણ આ શહેરનુ ખંડિયેર બેથેલની પૂર્વમા બે માઇલ દૂર બતાવવામાં આવે છે.

૭. રિમ્મોન ગઢ—ઇસ્રાએલીઓની સામે ગિબઆહની લડાઇમા બિન્યામીનીઓની હાર થઇ ત્યારે બિન્યામીની કુળના ૬૦૦ માણસોએ નાસી જઇને આ ગઢમાં ચાર માસ આશ્રય લીધો હતો. જ્યારે આખી જમાતે સલાહનો

ઢંઢેરો પિટાવ્યો ત્યારે તેઓ ત્યાંથી નીકળ્યા (ન્યા. ૨૦ ; ૪૫). તે યરૂશાલેમથી પદર માઇલ દૂર એક પહાડના શિખર ઉપર સફેત પત્થરનો બાંધેલો હતો. હાલમા "રૂમ્મોન" નામથી ઓળખાય છે.

૮. અનાથોથ—અબ્યાથાર પ્રમુખ યાજક કે જેને સુલેમાન રાજાએ પદભ્રષ્ટ કીધો તેનુ વતન આ શહેર હતુ (૧ રા. ૨, ૨૬). યરૂશાલેમ ઉપર ચઢી આવતા સાન્હેરીબ અહી આગળ આવ્યો હતો (યશા. ૧૦; ૩૦). મુખ્યત્વે કરીને યિર્મેયાહ ભવિષ્યવાદીનુ જન્મસ્થળ હોવાને કારણે તે પ્રખ્યાત છે (યિર્મે. ૧ ; ૧). યરૂશાલેમથી ઉત્તરમાં આસરે ત્રણ માઇલ દૂર હતુ. હાલ આ શહેર "અનાતા" નામથી ઓળખાય છે, જેમાં આસરે ૧૦૦ માણસની વસ્તી છે.

૯. રામાહ—યરૂશાલેમ તથા બેથેલના મધ્ય ભાગમાં એટલે ગિબઆહથી થોડે દૂર આવેલુ હતુ. તે ઇસ્રાએલના રાજા બાઆશાએ બધાવ્યુ હતુ (૨ કાળ. ૧૬, ૧-૬) ગિબઆહમા થએલા ભારે અનર્થના સબધમા તેનુ નામ છે (ન્યા. ૧૯ ; ૧૩). યહુદાહ તથા ઇસ્રાએલ આ બન્નેની સરહદ પર આવેલું હતુ, તેથી વારવાર તેના પર હલ્લા થતા હતા. યરૂશાલેમથી કેદીઓને પકડીને બાબેલના બદિપ્રવાસમા લઇ જતા હતા તે વખતે તેમની અહી થોડી મુદતને વાસ્તે રાખ્યા હતા, જેમાં યિર્મેયાહ ભવિષ્યવાદી પણ કેદી તરીકે હતો (યિર્મે. ૪૦ ; ૧, ૨). બદિપ્રવાસમાંથી પાછા આવ્યા ત્યારે અહી ઇસ્રાએલીઓ રહેવા લાગ્યા (એઝ. ૨, ૨૬). કદાચ માત્થી ૨૭, ૫૭ મા જેને આરીમથાઇ કહે છે તે રામાહ હશે. હાલમાં તેને "એર-રામાહ" કહે છે. પરતુ શમૂએલ ભવિષ્યવાદી જે રામાહમા રહેતો હતો તે ઘણુ કરીને બેથલેહેમની પાસે આવેલુ હતુ (૧ શમૂ. ૧૦, ૨).

૧૦. ગિબઓન—કનાનીઓનુ એક રાજકીય શહેર હતુ. અહીના લોકોએ યહોશુઆ સાથે કપટ કરીને જીવતદાન મેળવ્યુ હતુ (યહો. ૯). અમોરીઓના પાચ રાજાઓ સાથે યહોશુઆ એક મોટી લડાઇ લડતો હતો તે વારે ગિબઓન પર સૂરજ થભ્યો હતો (યહો. ૧૦ ; ૧૨). નોબનો નાશ કર્યા પછી અહી આગળ યહોવાહનો મડપ તથા દહનીયાર્પણની વેદી ઉભાં કરવામાં આવેલા હતા (૧ કાળ. ૨૧ ; ૨૯). ગિબઓનના તળાવ ઉપર યોઆબ તથા આબ્નેરના સિપાઇઓ વચ્ચે ઝપાઝપી થઇ હતી (૨ શમૂ. ૨ ; ૧૨–૧૭). અહી આગળ યોઆબે અમાસાને માર્યો (૨ શમૂ ૨૦ ; ૮-૧૦), ને યોઆબે બનાયાહને માર્યો હતો (૧ રા. ૨ ; ૨૮). અહી આગળ સુલેમાન રાજાને યહોવાહનાં દર્શન થયા હતાં, કે જેમા તેણે જ્ઞાન માગ્યુ (૧ રાજા. ૩ ; ૫). હનાન્યાહ જુઠો ભવિષ્યવાદી કે જેણે યિર્મેયાહની ગરદન ઉપર ઝુસરી ભાંગી નાખી તે અહીનો હતો (યિર્મે. ૪૧ ; ૧૨, ૧૬). મધ્ય પાલેસ્તાઇનમા જે સહુથી ફળદ્રુપ મેદાન છે

તેમાંના એક નાના પહાડના શિખર ઉપર આ શહેર બાંધેલું હતું. હાલમાં તેને "એલ-જીબ" કહે છે. તે આયની નૈઋત્ય કોણમા અને યરૂશાલેમની વાયવ્ય કોણમાં આસરે પાચ માઇલ દૂર આવેલું છે.

૧૧. મિસ્પાહ અગર મિસ્પેહ ( પહેરેગીરનો બુરૂજ )—બિન્યામીન કુળના લોકોને શિક્ષા કરવાના સોગન અહી બધા ઇસ્રાએલપુત્રોએ ખાધા હતા ( ન્યા. ૨૦ ; ૧ ) શમૂએલ ભવિષ્યવાદીના સમયમાં પલિસ્તીઓને સખત હાર પમાડી, અને એક સ્મારકસ્તભ ઉભો કર્યો, જે "એબેન-એઝેર" એટલે સહાયતાનો પત્થર કહેવાય છે ( જુઓ ૧ શમૂ ૭ ; ૬–૧૨ ). અહી આગળ શાઉલ રાજા થવાને ચુટી કઢાયો ( ૧ શમૂ ૧૦ ; ૧૭–૨૪ ). અહી આગળ શમૂએલે બધા ઇસ્રાએલીઓને ભેગા કરી તેમનુ પાપ તેમને જાહેર કર્યું ( ૧ શમૂ. ૭ ; ૫–૧૨ ). અહી આગળ બાબેલ બદિપ્રવાસના જમાનામાં ગદાલ્યાહ અધિપતિ હતો, કે જેને ઇશ્માએલે મારી નાખ્યો ( જુઓ યિર્મે. ૧૨ , ૧, ૨ ). મિસ્પાહના કેટલાક માણસો બદિપ્રવાસથી પાછા આવ્યા હતા, અને યરૂશાલેમના કોટની મરામત કરવામાં સામેલ થયા હતા ( નહે. ૩ ; ૭, ૧૯ ). યરૂશાલેમથી વાવ્ય કોણમાં આસરે ચાર માઇલ દૂર ૬૦૦ ફુટની ઉંચાઇનો એક પહાડ છે, તેના ઉપર આ શહેર બાંધેલુ હતુ. હાલમાં તેને "નબી-સામવીલ" ( શમૂએલ ભવિષ્યવાદી ) કહે છે એજ પ્રાચીન મિસ્પાહ છે દક્ષિણ પાલેસ્તાઇનમાં આ શિખર ઉપરથી ચોતરફનો દેખાવ નજરે આવે છે.

૧૨. નોબ—આ શહેર યાજકોનુ હતુ અને દાઉદ શાઉલથી નાસતો હતો ત્યારે અહીં આવ્યો હતો. આ વખતે અબ્યાથાર યાજકનો બાપ અહિમેલેખ રહેતો હતો ( ૧ શમૂ ૨૨ ), ત્યાથી દાઉદને અર્પેલી રોટલી તથા ગોલ્યાથની તરવાર મળ્યાં, પણ પાછળથી શાઉલ રાજાને તે વાતની ખબર પડતા ૮૫ યાજકોને બહુ ક્રૂર રીતે મારી નાખ્યા ને નગરનો તરવારની ધારથી સહાર કીધો ( ૧ શમૂ ૨૨ ; ૧૯). યશા. ૧૦ , ૨૮–૩૨ પરથી માલમ પડે છે કે, આ શહેર યરૂશાલેમની પાસે આવેલુ હતુ, એટલે યરૂશાલેમની ઉત્તર સડક પર હતું. બદિપ્રવાસમાથી આ શહેરનાં કેટલાક માણસો પાછાં આવ્યા હતા ( નહે. ૨ ; ૩૨ ).

૧૩. યરૂશાલેમ—આ શહેર ભૂમધ્ય સમુદ્રથી ૩૨ માઇલ, યરદન નદીથી ૧૮ માઇલ, હેબ્રોનથી ૨૦ માઇલ અને સમરૂનથી ૩૫ માઇલ દૂર છે. તેને જુદાં જુદા નામ આપવામાં આવે છે. (૧) શાલેમ (ઉત્પ. ૧૪; ૧૮. ગીત. ૭૬ , ૨). (૨) યબૂસ (ન્યા. ૧૯ ,૧૦). (૩) અરીએલ (યશા. ૨૯; ૧). (૪) પવિત્ર નગર (માત્થી ૪; ૫ ૨૭ , ૫૩). (૫) યહુદાહનુ નગર ( ૨ કાળ. ૨૫ ; ૨૮) એ ઉપરાંત "દેવનુ નગર," "દાઉદનુ નગર," "મોટા રાજાનુ નગર," "એલ–કુદસ" ઇત્યા. નામ આપવામા આવે છે. યરૂશાલેમ આ નામ

અસલ બે શબ્દોની સધીથી થએલુ નામ છે, અને તેનો અર્થ "શાંતિનો પાયો અગર શાંતિનું સ્થળ" એવો થાય છે. શહેર પહાડોના મજબુત કિલ્લા પર બધાએલુ હતુ, તેને ફરતા ત્રણ કોટ બાધેલા હતા. પહેલા કોટને ૬૦ બુરૂજ, બીજાને ૪૦ બુરૂજ અને ત્રીજાને ૯૯ બુરૂજ હતા પવિત્ર શાસ્ત્રમાં આ શહેર પહેલામા પહેલુ શાલેમ નામથી ઓળખાય છે કે જેમાં મેલ્ખીસેદેકનુ રહેઠાણ હતુ (જુઓ ઉત્પ. ૧૪; ૧૮). અને જ્યારે તેનુ નામ પ્રથમજ યરૂશાલેમ વાચવામાં આવે છે ત્યા એમ દેખાય છે કે તેનો રાજા અદોનીસેદેક હતો (યહો. ૧૦; ૧–૩). ત્યાર પછી બિન્યામીનના ભાગમા આ શહેર આવ્યુ (યહો. ૧૮; ૨૮) પણ દાઉદના વખતમા આ શહેર બિન્યામીન અને યહુદાહની વચ્ચે વહેચાએલુ દેખાય છે. યહોશુઆના મરણ પછી યહુદાહપુત્રોએ શહેર જીતી લીધુ અને તરવારની ધારથી મારી શહેરને બાળી મૂક્યુ (ન્યા. ૧; ૧–૮), તોપણ યહુદાહ-પુત્રોથી યબૂસીઓનો સપૂર્ણ નાશ થયો નહિ. ત્યાર પછી ગોલ્યાથ જે પલિસ્તી યોદ્ધા તેનુ માથુ દાઉદે યરૂશાલેમમા લાવીને મૂક્યુ ત્યા સુધી યરૂશાલેમ વિષેની કશી વાત લખવામા આવી નથી (૧ શમૂ ૧૭; ૫૪).

આ શહેરના ઇતિહાસનો વિચાર કરતા વિશેષ એક વાત એ જોવામાં આવે છે કે, જેટલા નાશકારક હુમલા આ શહેર પર કરવામાં આવ્યા, તેટલા ભાગ્યેજ બીજા કોઇ શહેર પર થયા હશે. આ શહેર પર આવી પડેલા પહેલા સકટને લગતી હકીકત ન્યા. ૧, ૮ મા આપેલી છે, અને છેલ્લામા છેલ્લા નાશ સબધીની ભવિષ્ય-વાત ખ્રીસ્તે ભાખી છે (લુક ૨૧; ૨૦). ત્યા સુધીમાં લગભગ ૧૫૦૦ વર્ષ થયા. એટલા સમયમા આ શહેર ઉપર એકદરે ૧૭ હુમલા કરવામા આવ્યા; બે વખત જમીનદોસ્ત કરાયુ અને બે વખત તેનો કોટ તોડી પાડવામાં આવ્યો. યહોશુઆના મરણ પછી તેને સર કરવાને ઇસ્રાએલીઓએ બહુ બહુ પ્રયત્ન કર્યા હતા, પરતુ દાઉદ રાજાના સમય સુધી તે હસ્તગત કરાયુ ન હતુ. દાઉદે તેને સર કરીને પોતાનુ નામ આપ્યુ (૨ શમૂ ૫, ૬–૯. ૧ કાળ. ૧૧, ૪–૮) ઇ. સ. ૧૦૮૬ દાઉદ રાજા પછી સુલેમાન રાજાએ તેની શોભા વધારી. તે વખતમા શહેર દેશજાતિઓને માટે રાજ્યસ્થાન તથા ધર્મસ્થાનનુ મધ્યબિદુ ગણાયુ હતુ યહોરામ રાજાના સમયમાં પલિસ્તી તથા અરબ લોકે શહેરને લુટી લીધુ (૨ કાળ. ૨૧; ૧૬–૧૮) ઇ. સ. પૂ. ૮૮૬. અમાસ્યાહ રાજાના સમયમાં ઇસ્રાએલપુત્રોએ તેને લુટી લીધુ (૨ રાજા. ૧૪. ૨ કાળ. ૨૫) ઇ. સ. પૂ. ૮૨૬. નબૂખાદનેસ્સાર રાજાએ ત્રણવાર (ઇ. સ. પૂ. ૬૦૭, ૫૯૭, ૫૮૬) હુમલો કીધો (૨ રા. ૨૩ ૨૪. ૨ કાળ. ૩૬). છેલ્લા હુમલા વખતે શહેરને બાળીને સપૂણ નાશ કીધો. આ વખતે કેટલાક યહુદીઓ મિસર દેશમાં નાસી ગયા (યિર્મે. ૪૦–૪૪) અને બાકીના જે શહેરમા રહ્યા તેમને બાબેલ બદિપ્રવાસમા લઇ જવામાં આવ્યા (યિર્મે ૫૨, ૩) એથી કરીને શહેર વસ્તી વિનાનુ, ખંડિયેર હાલતમા આવી પડયુ.

એ વાતની સાથે પુન. ૨૮. લેવી ૨૬ ; ૧૪–૩૯ મા કહેલી ભવિષ્યવાત સરખાવો. પણ ત્યાર પછી યહુદીઓનાં બાબેલના બંદિપ્રવાસના ૭૦ વર્ષ પુરા થયાં પછી ઇરાનના રાજા કોરેશની કારકીર્દીને પહેલે વર્ષે શહેરને પુન બાંધવાની પરવાનગી આપી. અને આર્તાશાસ્તા રાજાના સમયમા એઝરા (ઇ. સ. પૂ ૪૫૭) તથા નહેમ્યાહ (ઇ. સ. પૂ. ૪૪૫) ની નિમણુક થયાથી તે સપૂર્ણ રીતે બાધવામાં આવ્યુ. પછી (ઇ. સ. પૂ. ૩૩૨ મા) સિકદર મોટાએ તેને લુટયુ. ત્યાર પછી કેટલાક કાળ સુધી તેની સ્થિતિ સારી રહી. પરતુ અત્યોકસ એપિફાનેસે (ઇ. સ. પૂ. ૧૭૦) તેની લુટ કરી. ત્યાર પછી એક સકા સુધી માક્કાબી જમાનામા તે સ્વતત્ર રહ્યુ ખરૂ, પરતુ પાપાના સમયમા રૂમી લોકોના કબજામાં ગયુ. ત્યાર પછી તે રૂમી હાકેમ હેરોદના તાબામા ગયુ, અને હેરોદ પોતે ત્યાં રહેવા ગયો, અને યહોવાહના મદિરની પૂર્ણ શોભા વધારી. (દેવના પુત્રને આ શહેર પાસે વધસ્તભે જડવામા આવ્યો, અને તેનુ પુનરૂત્થાન ત્યા આગળ થયુ). ત્યાર પછી ઇ. સ. ૭૦ માં તીતસે શહેરને પાચ મામનો ઘેરો ઘાલી તેનો સપૂર્ણ નાશ કરી નાખ્યો. ત્યાર પછી આદ્રિઅન બાદશાહે તાબે થએલા યહુદીઓને વસવાને અને શહેરને ફરી આબાદ કરવાને તથા ફરી બાધવાને હુકમ આપ્યો (ઇ સ. ૧૩૧), પણ તાબે થએલા યહુદીઓએ બારખોહબા (તારાનો દીકરો)ની સરદારી નીચે બળવો ઉઠાવી શહેરનો કબજો લીધો માટે ચાર વરસબાદ (ઇ. સ. ૧૩૫) રૂમી સરકારે તેના ઉપર ચઢાઇ કરી તેમને હરાવી ભાર કતલ સાથે તેમને શહેર બહાર કર્યા, અને એમ યરૂશાલેમ ફરીને વેરાન થયુ ત્યાર પછી શહેરના ખડિયેર ઉપર રૂમીઓએ એક શહેર વસાવ્યુ, અને તેને "એલીઆ–કાપીટોલીના" એવુ નામ આપ્યુ અને શહેર મુસલમાનોના કબજામા આવ્યુ ત્યા સુધી આ નામ જારી રહ્યુ હતુ. ઇ. સ. ૩૨૬મા કૉન્સ્ટાન્ટીન બાદશાહની મા હેલીનાએ યરૂશાલેમની મુસાફરી કરી આપણા પ્રભુ ઇસુની જીંદગી સાથે જે જે જગ્યાઓ સબન્ધ ધરાવતી હતી, તે શોધી કાઢવાનો યત્ન કર્યો અને જે જગ્યામાં આપણા પ્રભુ ઇસુનો જન્મ થયો હતો તે જગ્યા ઉપર તેણે એક મદિર બધાવ્યુ ત્યારપછી પોતાની માનુ અનુકરણ કરી બાદશાહ કોન્સ્ટાન્ટીને ઇસુની કબર શોધી કાઢી તે ઉપર એક ભવ્ય મદિર બન્ધાવ્યુ (ઇ. સ ૩૩૫) અને યહુદીઓ વિરૂદ્ધ જે કાયદા હતા તે રદ કર્યા. ઇ સ. ૬૧૪મા ઇરાનીઓએ રૂમી બાદશાહ હેરાક્લીઅસના સૈન્યને હરાવી યરૂશાલેમ જીતી લીધુ પણ ત્યારપછી ઇ. સ ૬૩૭મા આરબ લોકે ખલીફ ઓમરની સરદારી નીચે લડીને શહેરનો કબજો લીધો, જે ઇ. સ ૯૬૦ સુધી તેમના કબજામાં રહ્યુ. ત્યાર પછી મિસરના ખલીફના કબજામા ગયુ. અને ઇ સ. ૧૦૭૩ મા તુર્કોમાનના હાથમા ગયુ ત્યારપછી ૧૦૯૯ મા બોઇલ્લોનના ગોડફ્રેએ ઘણી કતલ સાથે મુસલમાનો પાસેથી યરૂશાલેમ જીતી લીધુ. અને ત્યારપછી પોતે યરૂશાલેમનો

રાજા થયો. તેણે ઓમર ખલીફની મસ્જીદને ખ્રીસ્તી દેવળ તરીકે ઉપયોગમાં લીધી ત્યારપછી ૮૮ વરસ સુધી નવાં નવાં મંદિર અને સુંદર ઇમારતો ઉભી કરવામાં આવી. એ અરસામા કોન્સ્ટાન્ટીનનુ મંદિર ફરી બાંધવામાં આવ્યુ, જે મંદિર આજ સુધી છે ઇ. સ. ૧૧૮૭માં સુલતાન સલાદીને ફરીને શહેર ખ્રીસ્તીઓ પાસેથી છીનવી લીધુ, ત્યારથી તે આજ સુધી શહેર મુસલમાનોના હાથમા રહેલુ છે, અને તેને "એલ–કુદસ" (પવિત્ર) નામથી ઓળખે છે. હાલ આ શહેરમા આસરે ૪૫,૦૦૦ માણસની વસ્તી છે. શહેરમાં જુદા જુદા દસ ધર્મ અને ૨૪ પંથો છે, અને દરેક પંથના ઉપદેશકો તથા સાધુઓ મળી આવે છે.

મંદિરને લગતો ઇતિહાસ—સુલેમાન રાજાએ તે બન્ધાવ્યુ (ઇ. સ. પૂ. ૧૦૦૪) અને ઇ. સ. પૂ. ૫૮૬ માં તેનો નાશ કરાયો. એઝરા તથા નહેમ્યાહના સમયમા બન્ધાયુ (ઇ. સ. પૂ. ૫૧૫). અત્યેકસ એપીફાનેસથી લુટાયુ. (ઇ. સ. પૂ. ૧૬૭). હેરોદ મોટાએ તેની મરામત કરવા માંડી (ઇ સ. પૂ. ૧૭). પુરૂ કરાયુ ઇ. સ. ૨૯ તીતસથી નાશ કારવામાં આવ્યો ઇ. સ. ૭૦.

શહેરના દરવાજાઓ શાસ્ત્રમા જે જે દરવાજાઓના નામ આપેલાં છે. તેઓ નીચે પ્રમાણે છે :—

૧. એફ્રાઇમનો દરવાજો, ૨ કાળ. ૨૫, ૨૩. નહે. ૮; ૧૬ ૧૨; ૩૯.
૨. બિન્યામીનનો દરવાજો, યિર્મે. ૨૦; ૨ ૩૭, ૧૩. ઝખ. ૧૪; ૧૦.
૩. ખુણાનો દરવાજો, ૨ કાળ. ૨૫, ૨૩ · ૨૬; ૯. યિર્મે ૩૧; ૩૮. ઝખ. ૧૪; ૧૦.
૪. નગરના અધિકારી યહોશુઆનો દરવાજો, ૨ રા. ૨૩; ૮.
૫ બે ભીતો વચ્ચે આવેલો દરવાજો, ૨ રા. ૨૫; ૪. યિર્મે. ૩૯; ૪.
૬ ઘોડાનો દરવાજો, નહે. ૩; ૨૮. ૨ કાળ. ૨૩; ૧૫.
૭ (હિન્નોમ) ખીણનો દરવાજો, ૨ કાળ. ૨૬; ૯. નહે. ૨; ૧૩, ૧૫.
૮. મચ્છીભાગળ ૨ કાળ. ૩૩; ૧૪. નહે. ૩, ૧. સફા. ૧; ૧૬.
૯. કચરાનો દરવાજો. નહે. ૨; ૧૩ ૩, ૧૩.
૧૦. મેંઢાંભાગળ. નહે. ૩; ૧, ૩૨ · ૧૨; ૩૯.
૧૧. પૂર્વનો દરવાજો, નહે. ૩; ૨૯.
૧૨. હામ્મિફ્કાદનો દરવાજો નહે. ૩, ૩૧.
૧૩. ઝરાની ભાગળ, નહે. ૧૨; ૩૭
૧૪. ઉદક ભાગળ. નહે. ૧૨; ૩૭.
૧૫. જુની ભાગળ, નહે. ૧૨, ૩૯.
૧૬. ચોકી ભાગળ, નહે. ૧૨; ૩૯.
૧૭. હાર્સીથ ભાગળ યિર્મે. ૧૯; ૨.
૧૮. પહેલો દરવાજો (ઝખ. ૧૪; ૧૦).

જે સ્થળ ઉપર યરૂશાલેમ બાંધેલુ છે તે જાણવા લાયક છે આ શહેરની ત્રણ બાજુએ ઉંચી ખડકની ખીણો આવેલી છે. યહોશાફાટની ખીણ કે કિદ્રોનનાળુ પૂર્વ બાજુમાં, હિન્નોમની ખીણ પશ્ચિમ તથા દક્ષિણ બાજુ પર છે. આ પ્રમાણે શહેર ચોતરફ ખીણોથી ઘેરાયલુ હોવાથી ચાર મોટા ટેકરા ઉપર બાંધેલું છે એટલે સિયોન, મોરીયાહ, આક્રા અને બેજેથ્થા. આ ટેકરાઓ-માંનો મુખ્ય :—

૧. સિયોન શહેરનો નૈઋત્ય ભાગ સિયોન ઉપર છે. હિન્નોમની ખીણ તરફ સિયોનની ઉંચાઇ ૧૫૦ થી ૩૦૦ ફુટ છે. ઉત્તર બાજુએ ઢોળાવ છે ત્યા "ઉપરનુ શહેર" બાંધેલુ હતુ. "મોટા રાજાનુ નગર સિયોન તે ઉત્તર બાજુએ છે" (ગીત. ૪૮, ૨). આ સિયોન ઉપર દાઉદ રાજાનો મેહેલ તથા કબર હતા. આ પર્વત ઉપરનો એક ભાગ હાલ કોટથી ઘેરાયલો નથી તેથી ખેતીના કામમાં વપરાય છે, તેથી મીખાહ મોરાસ્તીની ભવિષ્ય વાત પુરી પડે છે (યિર્મે ૨૬; ૧૮). સિયોન આ નામ કેવળ પર્વતને નહિ પણ યરૂશાલેમ શહેર તથા મંદિરને પણ, તેમ પસંદ કરેલા ઇસ્રાએલીઓને પણ લાક્ષણિક રીતે સિયોન નામ આપે છે. વળી સિયોનના છોકરા, સિયોનની દીકરી કહે છે. નવા કરારમાં મંડળીને એ નામ આપે છે.

૨. મોરીયાહ—સિયોનની ઇશાન કોણમા ખીણથી વિચ્છેદિત થએલા ભાગ પર આ પહાડ આવેલો છે. મોરીયાહ તથા સિયોનની વચ્ચે "તીરોપીઅન" નામની ખીણ આવેલી હતી. તેજ જગ્યાને મોરીયાહ દેશ પણ ઉત્પ ૨૨, ૨ માં કહેતા હશે, અહીં આગળ ઇબ્રાહીમે પોતાના દીકરા ઇસ્હાકનુ અર્પણ કીધુ હતુ (ઉત્પ ૨૨) અહીં આગળ યબૂસી ઓર્નાનની ખળી પણ હતી (૨ કાળ ૩, ૧) કે જ્યા યહોવાહનુ મંદિર બાંધવામા આવ્યુ. પહેલા તો અહીં આગળ ઉત્તરથી દક્ષિણ સુધી ટેકરાઓની હાર હતી, અને તેઓની મધ્યમા એક મુગુટાકારનો ખડક હતો, તેથી ચોતરફથી સપાટ જગ્યા કરીને મંદિર બાંધવામા આવ્યુ આ મુગુટકારનો ખડક હજુ પણ દીસે છે. એવું ધારવામા આવે છે કે, દહનીયાર્પણની મોટી વેદી અહીં બાંધવામા આવી હશે. હાલ તે સ્થળ ઉપર તુર્કી મસ્જીદ બાંધવામાં આવી છે, જેને "કુબ્બેલ-એસ-સુખ્રાહ" એટલે "ઘુમટનો ખડક" કહે છે. પૂર્વ બાજુમાં કિદ્રોન તરફ મોરી-યાહની હાર ઉતરતી થતી જાય છે, એટલે ૧૫૦ ફુટ સુધી છે.

દક્ષિણમા મોરીયાહ પહાડની હાર લંબાયલી છે, જેને "ઓફેલ" કહે છે. પાશ્ચાત સમયમા શહેરનો કેટલોક ભાગ તેના ઉપર બાધવામાં આવ્યો હતો (૨ કાળ. ૨૭; ૩: ૩૩, ૧૪. નહે ૩; ૨૬, ૨૭).

(૩) આક્રાહ—સિયોનથી ઉત્તરમાં આવેલા મોટા ટેકરાને આક્રાહ કહેતા હતા

(૪) બેજેથા—મોરીયાહથી ઉત્તરમાં આવેલાને બેજેથા કહે છે. યરૂશાલેમના ઇતિહાસનો અર્વાચીન ભાગ આ પહાડો પરનો છે, પરતુ શાસ્ત્રમા આ બે પહાડોના નામ નથી.

પ્રાચીન સમયે ચારે પહાડો ખીણોને કારણે એક બીજાથી જુદા હતા. તેઓમાની કેટલીએક ખીણો લડાઇઓના સમયમા તથા બીજા કારણથી પુરી નાખવામાં આવી. આ ખાણોમાંની જે સૌથી પ્રખ્યાત ગણાય છે તેને તીરાપીઓન કહે છે. સિયોન પહાડની ઉત્તરમાં તથા પૂર્વમાં ઘેરાયલી છે, જેથી આક્રા તથા મોરીયાહ જુદા પાડવામાં આવે છે.

પ્રાચીન સમયે યરૂશાલેમ શહેરની આસપાસ જે ત્રણ કોટ હતા, તેઓમાનો સૌથી જુનો કોટ સિયોન પહાડની ચોતરફ બાંધેલો હતો. બીજો કોટ આખા મોરીયાહ પહાડને તથા આક્રા અને બેજેથાના કેટલાક ભાગ ઉપર હતો. ત્રીજો કોટ બહુ વિશાળ હતો, પરતુ આપણા પ્રભુ ઇસુના સમય સુધીમા પુરો કરવામાં આવ્યો ન હતો. આ બાધેલા કોટ ક્યાં હતા, તે હવે નક્કી કહી શકાતુ નથી. હાલના શહેરનો ઘેરાવો ત્રણ માઇલ જેટલો છે.

કાલ્વરીની ટેકરી અને ખ્રીસ્તના શબને મુકવામા આવ્યુ હતુ તે વાડી હાલ દેખાડવામા આવે છે. દતકથા એવી છે કે, સિયોન તથા આક્રાને જુદા પાડનારી ખીણના પશ્ચિમ ભાગના ખડક ઉપર છે, પરતુ આ જગ્યા "દરવાજા બહાર" નથી (હેબ્રી. ૧૩; ૧૨) પણ શહેરના કોટની માંહે છે. એ કારણથી ઘણા વિદ્વાનો એ વાત નકારે છે. જે પવિત્ર સ્થળો હાલ દેખાડવામાં આવે છે, તેઓ ખ્રીસ્ત પછી ૩૦૦ વરસે પ્રથમ મુકરર કરવામાં આવેલાં છે.

હિન્નોમની ખીણ—યરૂશાલેમની પશ્ચિમ તથા દક્ષિણમાં આવેલી છે. પશ્ચિમ બાજુથી શરૂ થતાંમાં એક મોટા છાછરા કુડના આકારમાં છે. તેની મધ્યમાં "ઉપલો કુંડ" (બીરકેટ–એલ–મામીલા) અગર ગીહોન છે (જુઓ ૨ કાળ. ૩૨; ૩૦·૩૪; ૧૪. યશા. ૭; ૩). ત્યાંથી આગળ ચાલતાં "નીચલો કુંડ" (બરકેટ–એસ–સુલતાન) આવે છે. આ ખીણ સિયોન પર્વતને ચોતરફ ઘસાતી જાય છે અને શહેરના અગ્નિકોણમાં ઉત્તર તરફથી આવનાર કિદ્રોન ખીણને મળી જાય છે. જે જગ્યા પર મળી જાય છે, ત્યાં એન–રોગેલ એટલે

"ધોબીનો ઝરો" છે. વળી અહીં આગળ તેના કિનારા પર "તોફેથ" નામની જગ્યા છે, જે પુરાતન વખતમાં ત્યાંની ભુડાઇને માટે પ્રખ્યાત છે. કેમકે અહીં રાક્ષસી "મોલેખ" દેવી ઉભી કરવામાં આવી હતી અને અતિ ઘાતકી રીતે મનુષ્ય ભોગ થતો હતો (૧ રાજા. ૧૧, ૭, ૮ યિર્મે. ૨, ૨૩ · ૭, ૩૧). વળી આહાઝ તથા મનાશ્શેહ રાજાએ પોતાના સંતાનોને અગ્નિમા નાખ્યા હતા (૨ કાળ. ૨૮; ૩ · ૩૩, ૬). રાજા યોશીયાહે આ જગ્યા અશુદ્ધ કરી (૨ રા. ૨૩; ૧૦). ત્યાર પછી આ જગ્યા મુડદા દાટવાની થઇ; અને આખરે એ સ્થળમાં શહેરનો સર્વ કચરો નાખવામાં આવ્યો, જેથી ત્યાં હમેશાં અગ્નિ લાગ્યા કરતો હતો એ ઉપરથી આ ખીણને નરકની ઉપમા આપતાં "અગ્નિની ગેહેન્ના" લાક્ષણીક રીતે કહેવામા આવે છે (માત્થી ૫, ૨૨). તારનારે વાતચિતમા એજ અર્થમાં આ શબ્દ ૧૧ વખત વાપરેલો છે.

કિદ્રોનની ખીણ—આ ખીણ યહોશાફાટની ખીણને નામે ઓળખાય છે (યોએ. ૩, ૨, ૧૩). આ ખીણ શરૂઆતમાં તો શહેરની ઉત્તર બાજુમા પૂર્વ તરફ જાય છે, પણ આગળ જતા દક્ષિણ તરફ મરડાય છે. ત્યાંથી ઉડાઇમા તથા પહોળાઇમા વધતા એન-રોગેલની પાસે હિન્નોમની ખીણમાં ભળી જાય છે આ ખીણની બન્ને બાજુઓ ખડકની છે, જેથી યરૂશાલેમના વતનીઓ તેમાં મુડદાંને દાટતા હતા અને હાલમા પણ જે યહુદીઓ પોતાના બાપદાદાઓની કબરમાં પોતાના હાડકાં મુકવા ઇચ્છે છે, તેઓ આ ખીણમા લાવી મૂકે છે આ ખીણમા યહોશાફાટ રાજાએ ઇસ્રાએલના સપીલા સૈન્યને ભારે હાર ખવડાવી હતી (ગીત. ૮૩; ૬-૮).

જેતુન પહાડ તરફ જવાનો માર્ગ આ ખીણ ઉપર થઇને છે. તેની પડોસમાં ગેથસેમાની વાડી હતી. હાલમાં પણ તે વાડીની ચોતરફ કોટ બનાવેલો છે, અને તેમા ઇસુના સમયના કહેવાએલા ૯ જૈતુન ઝાડ દેખાડવામા આવે છે. ખીણના દક્ષિણ ભાગ પાસે તેના પૂર્વ તરફના ઢોળાવ આગળ સીલોઅમ નામનુ એક ગામડુ છે. વળી પાસે એક ઝરો છે, જેને હાલમાં "કુવારીનો ઝરો" કહે છે. અને પ્રાચીન "સિલોહ" નો હોજ, તે પણ આ ખીણના ભાગમાં આવેલો હતો. હિન્નોમ ખીણની સાથે સયુક્ત થતાં, એક ફળદ્રુપ મેદાનના આકારમાં બને છે, જેને પ્રાચીન સમયમા "રાજાનો બાગ" કહેતા હતા. હાલમાં કિદ્રોન નાળાનો ઘણો ભાગ પાણી વગરનો રહે છે મૃત સમુદ્ર સુધી તેની ખીણ ચાલી જાય છે. હઝકીએલના પુસ્તકમા જે અજાયબી પમાડનાર તથા પુષ્કળ વહેતાં પાણીની વાત આવે છે તે એજ હશે! (હઝ. ૪૭).

રફાઇમની ખીણ—(રાક્ષસો) આ ખીણ યરૂશાલેમ તથા યરેખોની વચમાં આવે છે. તે એક ફળદ્રુપ સ્થળ છે. આસરે એક માઇલ લાંબી છે.

દક્ષિણ તરફ વિસ્તાર પામતા હિન્નોમની ખીણમા ભળે છે. અહીં આગળ દાઉદે બે વખત પલિસ્તીઓને સખત રીતે હરાવ્યા હતા (૨ શમૂ ૫; ૧૭-૨૫. ૨ કાળ. ૧૪ ૨૩; ૧૩-૧૬). ખરી રીતે જોતા આ મેદાન યહુદાહને તાબે હતુ, પણ હિન્નોમની ખીણ યહુદાહ તથા બિન્યામીનની સરહદમા આવેલી હતી હાલમા આ ખીણને "એલ-બુકેઇઆ" કહે છે.

"યરૂશાલેમની આસપાસ પર્વતો છે" ગીત ૧૨૫, ૨. આ વાક્યમાં અર્થ એવો હશે કે, છેક નજદીકના ટેકરાઓ નહિ, પણ થોડે દૂર આવેલા પર્વતો હશે તેઓમાના જે વિશેષ પ્રખ્યાત છે તેઓના નામ નીચે પ્રમાણે છે —

(૧) ભુડી સલાહનો પહાડ—આ નામની ઉત્પત્તિ એ ઉપરથી થઇ કે, અહી આગળ પ્રમુખ્ય યાજકની કચેરી તથા મેહેલ હતો, કે જ્યાં આગળ ઇસુને મારી નાખવાની ભુડી મસલત કરવા સભા ભરવામા આવી. સિયોન પર્વતની સામી બાજુએ સરખી ઉચાઇમાં તે છે. તેના શિખર ઉપર ખડિયેરો જોવામા આવે છે. દતકથા એવુ જણાવે છે કે, કાયાફાના મેહેલના ખડિયેરો છે અને એકાતમા આવેલુ વિચિત્ર આકૃતિનુ એક વૃક્ષ દેખાડવામાં આવે છે, કે જેના વિષે કહે છે કે તે ઉપર યહુદાએ ફાસી ખાધી હતી. આ પહાડ યહુદાહની સરહદમા આવેલો છે.

(૨) જૈતુનનો પહાડ—યરૂશાલેમની પૂર્વમા આ નામનો એક પહાડ કે ડુગરાઓની ધાર આવેલી છે, તે યરૂશાલેમની છેક પાસે છે, શહેર અને પહાડની વચ્ચે કિદ્રોનનુ નાળુ માત્ર આવેલુ છે (૧ રા ૧૧, ૭. હઝ ૧૧, ૨૩. ઝખ. ૧૪; ૪) પહાડ જૈત વૃક્ષોથી ભરપૂર હોવાથી તેને જેતુન પહાડ એવુ નામ આપવામા આવ્યુ છે. શાસ્ત્રમા આ પહાડના સબધે જે પહેલી વાત લખવામા આવી છે, તે દાઉદના સબધે છે. એટલે દાઉદ જ્યારે પોતાના પુત્ર આબ્શાલોમથી નાઠો ત્યારે "રડતો રડતો જૈતુન પર્વતના ઢોળાવ પર ચઢયો" (૨ શમૂ ૧૫, ૩૦). ત્યાર પછી ઝખા ૧૪; ૪ મા તે વિષે વાત આવે છે જુના વખતમા યરૂશાલેમથી બેથાનીઆ જવાનો માર્ગ આ પહાડ ઉપર થઇને હતો. ઇસુ આ પહાડ પર ઉભો રહ્યો ને યરૂશાલેમને જોઇને રડ્યો. ઇસુ વારવાર આ પહાડ ઉપર પ્રાર્થના કરવા જતો હતો. અહી રહીને પવિત્ર શહેરના નાશ વિષે, પોતાના દુઃખસહન વિષે, પરસ્વાધીન થવા વિષે, અને શિષ્યોના ખરેખરા જય વિષે પોતાના શિષ્યોને જણાવ્યુ હતુ (માત્થી ૨૪) અહી રહીને તેણે દસ કુવારીઓ વિષે તથા તાલત વિષે સુદર દ્રષ્ટાતો કહ્યાં

હતાં. વળી પરસ્વાધીન થવાની રાત્રે તે આ જગ્યાએ આવ્યો, ને પ્રાર્થના કીધી કે, "ઓ મારા બાપ, જો બની શકે તો આ વાટકો મારાથી દૂર કર" (માત્થી ૨૬; ૩૯) અને આ પહાડ ઉપરથી તેનુ સ્વર્ગારોહણ થયુ (પ્રેરિ. ૧, ૧૨). હાલમા આ પર્વતને "યાબેલ-એત-તુર" કહે છે. યરૂશાલેમની સપાટી કરતા ૨૦૦ ફુટ વધારે ઉંચો છે, પરતુ કિદ્રોન નાળાના તળથી ગણીએ તો ૪૦૦ ફુટ થાય આસરે એક માઇલ લાબો છે. અને તેના ચાર શિખર છે. (૧) ગાલીલીઓનુ શિખર. આ નામ આપવાનુ કારણ દતકથામા એવુ બતાવવામા આવે છે કે (પ્રેરિ ૧, ૧૧ માં) જે દૂત શિષ્યોને દેખાયા, તેઓ આ શિખર ઉપર ઉભા હતા. (૨) સ્વર્ગારોહણનુ શિખર. અહી આગળથી ઇસુ આકાશમા લેવાયો હતો (લુક ૨૪, ૫૧, ૫૨). હાલ એ શિખર ઉપર એક મદિર છે, જેને "સ્વર્ગારોહણનુ મદિર કહે છે' (૩) ભવિષ્યવાદીનુ શિખર. કેમકે તેની પડખે ભવિષ્યવાદીઓની કબરો હતી (૪) ભ્રષ્ટતાનુ શિખર કેમકે ધારે છે કે, રાજા સુલેમાને પરદેશી સ્ત્રીઓને ખુશ કરવાને આ શિખર ઉપર મૂર્તિઓના ઉચસ્થાનો બાધ્યા હતા (૧ રા ૧૧, ૭, ૮. ૨ રા. ૨૩, ૧૩)

## (૨) યહુદાહ કુળનો ભાગ તથા શહેરો.

યહુદાહ કુળને દેશનો મોટો ભાગ વારસામા મળ્યો હતો. ઉત્તરમા હિન્નોમની ખીણ અગર દાન તથા બિન્યામીનનો ભાગ હતો પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર, દક્ષિણે શિમઓનનો ભાગ તથા અરણ્ય અને પૂર્વ મૃત સરોવર આવેલા હતા. પલિસ્તીઓનુ મેદાન પણ તેમના વારસામા આવેલુ હતુ, પરતુ તેનો કબજો તેઓ લઇ શક્યા નહિ. શિમઓનના ભાગનો કેટલોક મુલક યહુદાહે પાછળથી સર કર્યો હતો યહુદાહ કુળને જે દેશ મળ્યો તેમાં ચાર મુખ્ય ભાગ હતા. (૧) "દક્ષિણનો" નેગેબ; આ ભાગ ચારાને માટે હતો (૨) "નીચ પ્રદેશ" હેબ્રીમા તને શેફેલાહ કહે છે. આ ભાગ ઘણો ફળદ્રુપ અને બગીચા સમાન હતો. (૩) "પહાડી મુલક"; આ ભાગમા આવેલા શહેર અને ગામો ટેકરાઓ પર કે પહાડોના ઢોળાવ પર બાધેલા હતા. અનાજ, દ્રાક્ષરસ, તેલ અને ફળફળાદિને માટે દેશ મૂલ્યવાન ગણાતો હતો. (૪) "અરણ્ય;" આ સૌથી નાનો ભાગ હતો. તે ઉજ્જડ તથા વેરાન હતો અને જગલી બકરાનુ તથા ચિત્તા અને રીંછ વિગેરે શિકારી જાનવરોનુ સ્થાન હતુ. આ ભાગમાં બે પેટા-ભાગ પાડવામા આવેલા હતા. (અ) એનગેદીનુ અરણ્ય (૧ શમૂ ૨૪; ૧). (આ) યહુદાહનુ અરણ્ય (ન્યાયા. ૧, ૧૬). આ ભાગમા ૧૧૫ નગરો આવેલા

હતા, તેઓમાનાં જે પ્રખ્યાત નગરો છે તેઓના નામ નીચે પ્રમાણે છે — બેથલેહેમ, હેબ્રાન, એન-ગેદી, કાર્મેલ, તકોઆ, લાખીશ, લિબ્નાહ, દબીર, કિર્યાથ-યઆરીમ, યાર્મૂથ, અઝેકાહ, સોખોહ, બેથ-સેમેશ, અદુલ્લામ, ઝીફ, માઓન, કરીઓથ-હેસ્રોન, અરાદ, એશતાઓલ, તિમ્નાહ, એગ્લોન, માક્કેદાહ (તે ઉપરાત પલિસ્તીઓનાં પાચ શહેરો. જુઓ પલિસ્તી દેશ).

૧ બેથલેહેમ (રોટલીનુ ઘર)—યરૂશાલેમથી દક્ષિણમાં ૭ માઇલ ઉપર મૃત સમુદ્ર તરફ જતી ટેકરાઓની હાર પાસે આ ગામ આવેલું છે. એ તો યહુદાહના પહાડી પ્રદેશનુ શહેર હતુ. તેને પુરાતન વખતમાં એફ્રાથ કહેતા હતા (ઉત્પ. ૩૫; ૧૬, ૧૯. ૪૮; ૭. રૂથ ૪; ૧૧) તેને મીખા. ૫; ૨ માં "બેથલેહેમ-એફ્રાથાહ" કહે છે (એફ્રાથાહ=ફળદ્રુપ). ૧ શમૂ. ૧૭; ૧૨ માં "બેથલેહેમ યહુદાહ" અને માત્થી ૨, ૧ માં "યહુદાહનુ બેથલેહેમ" કહે છે. લુક ૨; ૪ મા "દાઉદનુ શહેર" કહે છે. અહીં જતુન, અજીર, બદામ અને દ્રાક્ષ પુષ્કળ થતા હતા. પડોશમા આવેલી ખીણોમા પુષ્કળ બગીચા તથા અનાજનાં ખેતરો હતા. ત્યાથી થોડે દૂર ટોળાંને ચરવાને પુષ્કળ ચારો ઉગતો હતો બેથલેહેમ શાસ્ત્રમા પ્રખ્યાત છે. તેની પડોશમા યાકુબની વહાલી સ્ત્રી રાહેલ મરણ પામી (ઉત્પ. ૩૫; ૧૯). અહી આગળ બોઆઝ રહેતો હતો, અને તેનુ ખેતર પણ હતુ કે જેમાં રૂથ કણસલા વિણવા ગઇ હતી (રૂથ ૨; ૪). અહી આગળ દાઉદ રાજાનો જન્મ થયો અને અહીના પહાડો પર તે પોતાના બાપનાં ઘેટા ચરાવતો હતો અને સિયોનનાં ગીતો બનાવ્યાં તથા ગાયાં. વળી શમૂએલ ભવિષ્યવાદીએ આ શહેરમા રાજા થવાને તેનો અભિષેક કીધો હતો (૧ શમૂ ૧૬; ૪-૧૩). વળી એની ઇશાનકોણમા એક નાની ઉંડી ખીણ છે કે જેમાં એક કુવો આવેલો છે, અને એવુ ધારવામા આવે છે કે, જ્યારે તે અદુલ્લામની ગુફામાં સતાયો હતો, ત્યારે તેના શૂરવીરોએ પોતાના જીવ જોખમમા નાખીને, દાઉદને માટે આ કુવાનુ પાણી આણ્યુ હતુ (૨ શમૂ ૨૩, ૧૩-૧૭). બાર્ઝીલ્લાયના પુત્ર કિમહામનુ ઘર અહી હતુ (યિર્મે ૪૧, ૧૭). કાસ્દીઓથી યરૂશાલેમનો નાશ કરવામા આવ્યો તે વખતે કેટલાક યહુદીઓ, થોડો વખત અહી આગળ રહ્યા હતા (યિર્મે. ૪૧, ૧૭,). પણ બીજાં બધા શહેરોથી આ શહેર પ્રભુ ઇસુના જન્મને માટે વધારે પ્રખ્યાત છે. અહીં આગળ દૂતોએ એવુ કિર્ત્તન ગાયુ કે "પરમ ઉંચામા દેવને મહિમા, તથા પૃથ્વીમા જે માણસો વિષે તે પ્રસન્ન છે, તેઓ મધ્યે શાંતિ" ત્યાર પછી હેરોદ રાજાએ આ શહેરના બે વરસનાં બાળકોને કતલ કરાવ્યાં હતા (લુક ૨; ૧૧, ૧૪. માત્થી ૨; ૧૬-૧૮. યિર્મે. ૩૧; ૧૫).

બેથલેહેમને હાલ "બૈત-લહમ" કહે છે. તે સમુદ્રની સપાટીથી ૨૨૫૦ફુટ અને યરૂશાલેમથી ૧૦૦ ફુટ ઉંચાઇમાં હોઇ, યરૂશાલેમથી દક્ષિણમાં પાંચ માઇલ

પર આવેલુ છે. મહાન કોન્સ્ટાન્ટીને બાધેલુ એક મદિર હજી ત્યા હૈયાત છે (ઇ. સ. ૩૩૦) તેની પાસે એક ભોયરૂ છે, જેને "પવિત્ર ગુફા" કહે છે. ત્યા આપણો પ્રભુ ઇસુ જન્મ્યો હતો એમ કહેવાય છે. તેની પાસે એક બીજી ગુફા છે, જ્યા ધર્મપિતા જેરોમે ૩૦ વરસ રહીને શાસ્ત્રનો "લેટીન વલગેટ" તરજુમો કીધો એમ કહેવાય છે. હાલ શહેરમા આશરે ૩૦૦૦ માણુસની વસ્તી છે.

ઝબુલૂન પ્રાંતનુ એક શહેર છે, જેને બેથલેહેમ કહેતા હતા. એ વિષે માત્ર યહોશુઆ ૧૯, ૧૫ માં વાત આવે છે. તે નાઝરેથથી વાયવ્ય કોણમાં ૭ માઇલ ઉપર આવેલુ છે.

૨. હેબ્રોન—આ શહેર યરૂશાલેમથી દક્ષિણમા ૧૮ કે ૨૦ માઇલ ઉપર મામરેના મેદાનમા આવેલુ છે. એસ્કોલ ગાળાની ફળદ્રુપ ખીણના પૂર્વ ઢાળ ઉપર બાધેલુ છે. મિસર દેશના સોઆનથી સાત વરસ અગાઉ તે બાધવામા આવ્યુ હતુ ( ગણ ૧૩, ૨૨ ). દુનિયાનાં સૌથી પુરાતન શહેરોમાનુ આ એક છે અને એજ નામથી આજ સુધી હયાત છે. ઇબ્રાહીમ આ શહેરમા આવાને રહ્યો, ત્યા સુધી તેનુ નામ હેબ્રોન હતુ. પણ ત્યાર પછી તેનુ નાપ કિર્યાથ-આર્બા પાડવામા આવ્યુ. કેમકે અનાકીઓ પાસેથી આર્બાએ તે શહેર જીતી લીધુ અને પોતાના નામ પરથી તેને કિર્યાથ-આર્બા નામ આપ્યુ ( ઉત્પ. ૨૩; ૨. યહો. ૧૪, ૧૫ ૧૫, ૩ ). ત્યાર પછી યહોશુઆએ આ શહેર જીતી લીધુ અને ત્યાના રાજા હોહામને તરવારની ધારથી માર્યો, અને ત્યાર પછી આ શહેર કાલેબને આપ્યુ ત્યા સુધી તેનુ નામ કિર્યાથ-આર્બા હતુ, પણ ત્યાર પછી તેનુ નામ બદલીને અસલ નામ હેબ્રોન રાખ્યુ.

ઇબ્રાહીમનુ આ શહેર બહુ વહાલુ વતન હતુ. આ જગ્યાએ ઇબ્રાહીમે મામરેના એલોન ઝાડો તળે પોતાનો તબુ માર્યો હતો વળી આ જગ્યાએ ઇબ્રાહીમની સ્ત્રી સારાહ મરણ પામી, અને માખ્પેલાહની ગુફામા તેને દફનાવવામાં આવી ( ઉત્પ. ૨૩, ૧૭–૨૦ ). આ ગુફા તેને લગતા ખેતર સાથે ઇબ્રાહીમે એફ્રોન હિત્તી પાસેથી વેચાતી લીધી હતી. આ જગ્યાથી યાકુબ પોતાના બધાને લઇને બેરશેબાને માર્ગે મિસર દેશ જવાને નિકળ્યો હતો ( ઉત્પ. ૩૭; ૧૪ ). આગળ જતા આ શહેર ૭ આશ્રયનગરોમાનુ એક યહુદાહના પહાડી મુલકમા ઠરાવવામા આવ્યુ, તેમજ લેવીઓનુ શહેર પણ ગણાયુ ( યહો. ૨૦; ૭: ૨૧; ૧૧ ). દાઉદ જ્યારે યહુદાહનો ગાદીપતિ થયો ત્યારે હેબ્રોન શહેર તેણે પોતાની રાજધાનીનુ શહેર કીધુ. અહીં દાઉદે સાડાસાત વર્ષ રાજ્ય કીધુ (૨ શમૂ ૨, ૫–૧૧). વળી આબ્શાલોમની દાઉદ વિરૂદ્ધ દગો કરવાની જગ્યા પણ આજ હતી ( ૨ શમૂ ૧૫; ૧૦ ).

હાલમાં શહેરના એક ભાગમાં માખ્પેલાહની ગુફા ઉપર એક મહા મોટી મસ્જીદ બાંધવામા આવી છે. આ મસ્જીદમાં પહેલામા પહેલા જે યુરોપીઅનને જવાની પરવાનગી મળી તે આપણા મર્હુમ નામદાર શેહેનશાહ એડવર્ડ સાતમા હતા (ઇ. સ. ૧૮૬૨). શહેરની ઉત્તર ગમ આસરે ત્રણેક માઇલ ઉપર એસ્કોલની ખીણમાં પાલેસ્તાઇનમાં સહુથી ઉંચામાં ઉંચુ ગણાતુ ઓક નામનુ એક ઝાડ છે. કેટલાએકનુ એવું ધારવુ છે કે, જે ઝાડની નીચે ઇબ્રાહીમે તબુ તાણ્યો હતો, તે આજ ઝાડ હશે. આ ઝાડ "ઇબ્રાહીમનુ ઓક" એ નામથી ઓળખાય છે. ઇ. સ. ૧૮૭૫ માં આ શહેરની વસ્તી ૫,૦૦૦ માણસની હતી.

૩. એન–ગેદી—આ શહેર યહુદાહના અરણ્યમા મૃત સમુદ્રના પશ્ચિમ કિનારા તરફ આવેલું હતું (યહોશુ. ૧૫; ૬૨). આ જગ્યાની જાણ ૪૦૦૦ વરસથી પડેલી છે, પ્રથમ તેને હાસસોન–તામાર કહેતા હતા કે જ્યાં ખજુરીના છોડવાની કલમ કરવામાં આવતી હતી. આ જગ્યામાં અમોરીઓ રહેતા હતા કે જેમને કદારલાઓમેર તથા તેની સાથેના માણસોએ હરાવ્યા હતા (ઉત્પ ૧૪; ૭). દાઉદ જ્યારે શાઉલના ભયથી નાસતો હતો ત્યારે આ જગ્યાએ ગયો હતો (૧ શમૂ. ૨૪; ૪). રાજા સુલેમાનના દિવસોમા અહીં આગળ "દ્રાક્ષવાડીઓમા મેંદીના ફુલના ઝુમખા" થતા હતા, સુ. ગી. ૧; ૧૪). મૃતસમુદ્રની પશ્ચિમે યરૂશાલેમથી ૩૦ માઇલ દૂર આવેલ હતુ, ત્યાં એક ઝરો આવેલો હતો, કે જેના નામ પરથી આ શહેરને એન–ગેદી એવુ નામ આપવામાં આવ્યુ. પાણીનો આ ઝરો સમુદ્રની સપાટીથી ૬૦૦ ફુટ ઉંચેથી પડે છે, અને આખરે આ પાણી ઘણા જોસથી વહીને મૃતસમુદ્રમાં પડે છે. યહોશાફાટના દિવસોમાં મોઆબપુત્રો તથા આમ્મોનપુત્રો એક મોટી ફોજ એકઠી કરીને એન–ગેદીમાં આવ્યા હતા (૨ કાળ. ૨૦) ત્યાના પહાડોમાં બેસુમાર ઘરો ખોદી કાઢેલા છે, જેમા દાઉદ તથા તેના સાથીઓ વાસો કરીને રહેતા હતા (૧ શમૂ. ૨૩; ૨૯· ૨૪, ૧). ભવિષ્યવાદી હઝકીએલ એ સબંધી વર્ણન કરતા કહે છે કે, "એન–ગેદીથી તે એન–એગ્લાઇમ સુધી જાળો પાથરવાની જગ્યા થશે" (હઝ. ૪૭; ૧૦). હાલમા તે સ્થળને "આઇન–જુદી" એટલે "લવારાનો ઝરો" એ નામથી ઓળખાવે છે.

૪. કાર્મેલ—યહુદાહના પહાડી પ્રદેશમાં આવેલુ આ એક શહેર હતુ (યહોશુ. ૧૫; ૫૫). આ શહેર નાબાલનુ વતન હતું (૧ શમૂ ૨૫; ૨, ૫, ૭, ૪૦). વળી આ શહેર દાઉદની સ્ત્રી અબીગાઇલની સ્વદેશભૂમિ હતું (૧ શમૂ ૨૭; ૩). વળી આ શહેરમાં રાજા ઉઝઝીયાહની દ્રાક્ષવાડીઓ હતી (૨ કાળ. ૨૬; ૧૦). આ શહેરનું ખંડિયેર હજુ સુધી જોવામાં આવે છે અને "કુરમુલ" નામથી ઓળખાય છે, જે હેબ્રોનથી અગ્નિકોણમાં ૧૦ માઇલ ઉપર આવે છે.

૫. તકોઆ—યરૂશાલેમથી આશરે ૧૨ માઇલ દૂર આવેલુ હતુ. આ શહેરમાંથી યોઆબે એક ચતુર સ્ત્રીને બોલાવીને આબ્શાલોમ વિષેની હકીકત દાઉદ રાજા આગળ કહેવડાવી (૨ શમૂ ૧૪; ૨–૨૪). વળી આ શહેર આમોસ ભવિષ્યવાદીનું વતન હતુ (આમો ૧, ૧). હાલ બેથલેહેમની દક્ષિણે પાંચ માઇલ પર "તેકુઆ" નામનુ એક ગામ છે, જે પુરાતન તકોઆ હશે.

૬. લાખીશ—"શેફેલાહ"ના મેદાનમાં આવેલુ કનાનીઓની રાજધાનીનુ મુખ્ય શહેર હતુ (યહોશુ ૧૦, ૩, ૫· ૧૨, ૧૧). આ શહેર ઇસ્રાએલીઓએ યહોશુઆની સરદારી હેઠળ જીતી લીધુ, અને તેનો નાશ કીધો (યહોશુ ૧૦; ૩૧–૩૫). ત્યાર પછી ૪૭૬ વરસ બાદ રહબઆમે યહુદાહના રક્ષણાર્થે તેને કિલ્લાબધ નગર કીધુ (૨ કાળ ૧૧; ૯) ત્યાર પછી આશરે ૧૬૫ વરસ બાદ યહુદાહના રાજા અમાસ્યાહની વિરૂદ્ધ યરૂશાલેમના લોકે બળવો કીધો, ત્યારે અમાસ્યાહે લાખીશમા ભરાઇ આશરો લીધો હતો અને ત્યા તેઓએ તેને કતલ કીધો (૨ રાજા. ૧૪, ૧૯). ત્યાર પછી આશ્શૂરના રાજા સાન્હેરીબે યહુદાહના રાજા હિઝકીયાહના વખતમાં ઘણુકરીને લાખીશ શહેર જીતી લીધુ (૨ રાજા. ૧૮, ૧૪, ૧૭ ૧૯, ૮. યશા ૩૬; ૨). આ વિષેની નોધ "કોયુનજીક" (Kouyonjik)ના મેહેલમાથી મળી આવેલી પત્થરની પાટો પર લીધેલી છે, તે પાટો હાલ "બ્રિટીશ મ્યુઝિયમ"માં રાખવામા આવી છે. તે લેખમાં લખવામા આવ્યુ છે કે "આશ્શૂરના મહાન રાજા સાન્હેરીબે લાખીશની સામે ઇન્સાફની ગાદી ઉપર બેસી એમ કહ્યુ કે, હુ અહાના લોકોની કતલ કરવાની રજા આપુ છુ." બાબેલના રાજા નબૂખાદનેસ્સારના વખતમા લાખીશ શહેર યહુદાહના કિલ્લાબધ નગરોમાંનુ એક હતુ બંદિપ્રવાસના વખત પછી યહુદીઓએ આ શહેરને ફરી વસાવ્યુ એમ લાગે છે (નહે ૧૧: ૩૦) હાલ તે શહેરનુ ખડિયેર "ટેલ–એલ–હેસી" નામથી ઓળખાય છે

૭ લિબ્નાહ—યહોશુઆએ કનાનીઓના જે રાજકીય શહેરો લઇ લીધા તેમાનુ આ એક હતુ (યહો. ૧૦; ૨૯, ૩૨ ૧૫, ૪૨). ત્યાર પછી યહુદાહ કુળમાથી જે નગરો યાજકપુત્રોને આપવામા આવ્યા તેમાનુ એક લિબ્નાહ હતુ (યહો. ૨૧; ૧૩) જે કિલ્લાબધ નગર બન્યુ. યહુદાહના રાજા યહોરામના વખતમાં લિબ્નાહે દગો કીધો (૨ રા. ૮; ૨૨. ૨ કાળ ૨૧, ૧૦), પણ પછી થોડા વખતમાં યહુદાહના કબજામા આવ્યુ એમ લાગે છે. આશ્શૂરના રાજા સાન્હેરીબે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો, પણ યહોવાહે અજાયબ રીતે શહેરનો બચાવ કીધો હતો (૨ રા ૧૯, ૮. યશા. ૩૭; ૮). વળી રાજા યોશીઆહની રાણી હમૂટાલ તે આ શહેરની વતની હતી (૨ રા. ૨૩, ૩૧). આ શહેર લાખીશની પાસે આવેલુ હતુ, અને હાલ "આરાક-એલ-મેનશીયેહ" નામથી ઓળખાય છે.

૮. દબીર—યહુદાહના ઉચ્ચ પ્રદેશમાં આવેલા ૧૧ શહેરોમાંનું એક શહેર હતુ, અને હેબ્રોનની પશ્ચિમે આવેલુ હતુ (યહો. ૧૦; ૩૮·૧૧, ૨૧·૧૨; ૧૩). પુરાતન વખતમાં આ શહેર અનાકપુત્રોનુ હતુ (યહો. ૧૫; ૧૫). તેને કિર્યાથ-સેફેર તથા કિર્યાથ-સાન્નાહ નામ આપવામાં આવ્યા છે. તેના નામનો અર્થ "પુસ્તકનુ શહેર" એવો થાય છે, એ ઉપરથી એવુ ધારવામા આવે છે કે, પ્રાચીન સમયે આ શહેર શાસ્ત્ર સાહિત્યને કારણે પ્રખ્યાત હતુ. કાલેબે આ શહેર તથા હેબ્રોનનુ પરગણુ જીતી લીધુ (યહો. ૧૪; ૬, ૧૫). કાલેબે વચન આપ્યુ હતુ કે "જે કોઇ કિર્યાથ-સેફેરને મારીને તેને જીતી લેશે," તેને હુ મારી દીકરી આખ્સાહ પરણાવીશ. તેથી કાલેબના નાના ભાઇ કનાઝના દીકરા ઓથ્નીએલે તે લીધુ, ને આખ્સાહ સાથે પરણ્યો. અને દબીર તેને આપવામાં આવ્યુ એટલુજ નહિ પણ કાલેબે ઉપરના તથા નીચાણના ઝરા પણ આપ્યા.

૯. કિર્યાથ-યઆરીમ—બિન્યામીનની સરહદ પર આવેલુ ગિબઓનીઓનું શહેર હતુ (યહો. ૯; ૧૭). આ શહેરને "બાઅલાહ" (યહો. ૧૫; ૯) "કિર્યાથ-બઆલ," (યહો. ૧૫; ૬૦) તથા "કિર્યાથ-આરીમ" (એઝ ૨; ૨૫) કહે છે વળી તે વનનુ શહેર હતુ. કારણ કે તે "વનનાં ક્ષેત્રોમા" બાંધેલું હતુ (ગીત. ૧૩૨, ૬). આ શહેરમાં યહોવાહનો કરારકોષ બેથ-શેમેશથી લાવીને અબીનાદાબના ઘરમાં વીસ વરસ સુધી રાખવામા આવ્યો હતો (૧ શમૂ. ૭, ૧, ૨). શમાયાહનો પુત્ર ઉરીયાહ તે આ શહેરનો વતની હતો. તેને યહોયાકીમ રાજાએ દેશ વિરૂદ્ધ ભવિષ્ય કહેવાથી પોતાને હાથે કતલ કર્યો હતો (યિમે ૨૬, ૨૦). હાલમા આ શહેર "એરમા" નામથી ઓળખાય છે.

૧૦. યાર્મૂથ—યહુદાહના પ્રદેશમાં આ નામનુ એક શહેર હતુ (યહો. ૧૫; ૩૬). પુરાતન વખતમા આ શહેર એક કનાની રાજાની રાજ્યધાનીનુ શહેર હતુ (યહો. ૧૦, ૩, ૫, ૨૩·૧૨; ૧૧·૧૫, ૩૫. નહે. ૧૧; ૨૯). અમોરી રાજાઓને યહોશુઆએ હરાવ્યા, તેઓના સબધમા તેની હકીકત આપવામા આવે છે હાલમા આ શહેર "યારમૂક" નામના ગામડાથી ઓળખાય છે.

૧૧. અઝેકાહ—યહુદાહના નીચ પ્રદેશમા એક ગામ હતુ (યહો. ૧૫; ૩૫). અહી અમોરીઓના પાંચ સપીલા રાજાઓને યહોશુઆએ હરાવ્યા. આ વખતે આકાશથી કરાં પડ્યા અને તેમના સૈન્યનો સહાર કરવામાં આવ્યો (યહો. ૧૦; ૧૦). વળી યહુદીઓમાંથી જે લોકો બદિપ્રવાસથી પાછા ફર્યા તેઓમાંના કેટલાએક આ ગામમાં વસ્યા (નહે. ૧૧; ૩૦).

૧૨. સોખોહ—આ નામનું યહુદાહના નીચાણમા (એલાહની ખીણમાં) શહેર હતુ. પલિસ્તીઓએ યહુદાહ વિરૂદ્ધ મિખ્માશની લડાઇ કરી તે પહેલા ત્યાં છાવણી કરી હતી, તેમાં દાઉદ રાજાએ ગોલ્યાથ મહાવીરને માર્યો હતો (૧ શમૂ. ૧૭). સુલેમાન રાજાએ ઇસ્રાએલ દેશ પર જે બાર કારભારી ઠરાવેલા

હતા તેઓમાંના બેન-હેશેદને તાબે સોખોહ હતુ (૧ રા. ૪ ; ૧૦). હાલમા તે "ખુરબેત-શુવેઇકેહ" નામથી ઓળખાય છે.

૧૩. બેથ-શેમેશ—પલિસ્તી લોકોએ યહોવાહના કરારકોષને અહી સુધી પહોંચાડ્યો હતો (૧ શમૂ. ૬, ૧૨) હાલમાં યરૂશાલેમની પશ્ચિમે ચૌદ માઇલ પર "આઇન-શેમ્સ" નામનુ એક ખંડિયેર એ નામથી ઓળખાય છે.

૧૪. અદુલ્લામ—આ નામનુ એક શહેર હતુ. અને એજ નામથી એક ગુફા પણ ઓળખાતી હતી.

અદુલ્લામ શહેર—યાકુબના સંબધે આ શહેરનુ નામ પહેલવહેલુ શાસ્ત્રમા આવે છે (ઉત્પ. ૩૮ ; ૧, ૧૨, ૨૦). ત્યાર પછી યહોશુઆના વખતમાં આ શહેર કનાનીઓની રાજધાનીના શહેરોમાંનુ એક હતુ (યહો. ૧૨, ૧૫ ૧૫ ; ૩૫) દેશની વહેચણી વખતે આ શહેર યહુદાહના ભાગમાં આવ્યુ. રહાબઆમે તેને એક ખુબસુરત શહેર બનાવ્યુ. પછી તે ઇસ્રાએલના ગૌરવનુ શહેર ગણાયુ (૨ કાળ. ૧૧, ૭. મીખા. ૧ ; ૧૫) ઇસ્રાએલીઓ બદિપ્રવાસમા લઇ જવાયા ત્યારે આ શહેર વેરાન થયુ હતું. પણ જ્યારે તેઓ પાછા આવ્યા ત્યારે ફરીને વસાવવામા આવ્યુ (નહે. ૧૧ ; ૩૦). તે એલાહ કે જ્યાં દાઉદે ગોલ્યાથ ઉપર ફતેહ મેળવી હતી તે ખીણમાં આવેલુ હતુ (૧ શમૂ ૧૭ ; ૪). હાલમાં તેને "એઇદ-એલ-મા" કહે છે.

અદુલ્લામની ગુફા—તે દાઉદની એલાહની રગભૂમિથી આસરે બે માઇલ દક્ષિણ ઉપર અને બેથલેહેમની પશ્ચિમે ૧૩ માઇલ ઉપર પત્તો લાગ્યો છે. આ જગ્યામા એક ડુગર આવેલો છે, જે આસરે ૫૦૦ ફુટ ઉંચો છે. તેની અદર સખ્યાબધ ગુફાઓ છે. તેમાની કોઇએકમા દાઉદ અને તેનાં માણસો સતાઇ રહેતાં હતાં (૧ શમૂ. ૨૨ ; ૨). આ ગુફાઓમાંની કેટલીક એવી મોટી છે કે જેમા ૨૦૦-૩૦૦ માણસ સતાઇ શકે. દતકથા એવી ચાલે છે કે, દાઉદ જે ગુફામાં સતાઇ રહ્યો હતો તે બેથલેહેમ અને મૃત સમુદ્રની વચ્ચે આવેલ "ખારેઇટુન" નો નીચ પ્રદેશ છે. પણ તે બધબેસ્તી જગ્યા નથી. બેથલેહેમથી આસરે છ માઇલ દૂર એક ગુફા આવેલી છે ત્યાં છાવણીની જગ્યા દેખાય છે, પણ ત્યા જવુ ઘણુંજ મુશ્કેલ છે. સકડાસને લીધે એકજ માણસ ત્યા જઇ શકે એવો રસ્તો છે. એ વાત પર નજર કરીને દાઉદે કદાપિ કહ્યુ હોય કે, "તુ મારી સતાવાની જગ્યા છે."

"તું મારો ખડક તથા કિલ્લો છે." આ ગુફામાં જતાં પાણીનો એક ઝરો છે, જેનાં પાણી ખારા છે. અને કદાપિ જો દાઉદ તથા તેના માણસો આ જગ્યામા સતાયાં હોય તો દાઉદે બેથ-લેહેમના કુવાનુ પાણી મગાવ્યુ તેનુ કારણ કદાપિ એજ હોય. અદુલ્લામીઓ યહુદાહના મિત્રો હોય એવુ ઉત્પ. ૩૮, ૧ પરથી જણાય છે.

૧૫. ઝીફ—અહીં ઝીફના રાનમાં દાઉદ રાજા શાઉલ આગળથી નાસતાં સતાઇ રહ્યા હતો (૧ શમૂ. ૨૩; ૧૪-૧૯) તે યહુદાહના પહાડી મુલકમાં આવેલુ હતુ (યહો. ૧૫; ૫૫). હાલ હેબ્રોનની અગ્નિકોણમા પાચ માઇલ ઉપર આવેલુ "તેલ-એઝ-ઝીફ" નામનુ ખંડિયેર એ નામથી ઓળખાય છે.

૧૬. માઓન—યહુદાહમાં આવેલુ એક શહેર કે જે હેબ્રોનની દક્ષિણે આસરે સાત માઇલ ઉપર હતુ (યહો. ૧૫, ૫૫). આ શહેરના નામ પરથી અરણ્યને પણ એજ નામ આપવામા આવેલુ છે. અહી દાઉદ અને તેના માણસો ઝીફથી નિકળીને શાઉલ રાજાની બીકથી સતાઇ ગયા હતા (૧ શમૂ. ૨૩, ૨૪). વળી નાબાલ તથા તેની સ્ત્રી અબીગાઇલ પોતાના પરીવાર સાથે અહીં રહેતાં હતા (૧ શમૂ ૨૫; ૨). આ નાબાલે દાઉદને ખોરાક સબધી અસભ્યતા ભરેલો જવાબ આપ્યો હતો (૧ શમૂ ૨૫).

૧૭. કરીઓથ-હેસ્રોન—યહુદાહની દક્ષિણે આવેલુ એક શહેર હતુ (યહો. ૧૫, ૨૫). કેટલાક વિદ્વાન શાસ્ત્રીઓનુ ધારવુ એવુ છે કે, પરસ્વાધીન કરનાર શિષ્ય યહુદા તે આ શહેરનો વતની હતો

૧૮. અરાદ—આ શહેર હેબ્રોનની દક્ષિણમાં ૨૦ માઇલ ઉપર આવેલુ છે મુસાના સમયમા અહીના રાજાએ ઇસ્રાએલપુત્રો વિરૂદ્ધ લડાઇ કરી હતી, જેમાં ઇસ્રાએલપુત્રોએ તેમનો સહાર કર્યો (ગણ. ૨૧, ૧-૩). ત્યાર પછી યહોશુઆએ તેમનો પુરો પરાજય કીધો (યહો. ૧૨; ૧૪). હાલમાં તેને "તેલ-અરાદ" કહે છે.

૧૯ એશતાઓલ—યહુદાહના નીચાણના પ્રદેશમા આવેલાં શહેરોમાંનુ એક હતુ (યહો. ૧૫, ૩૩). અને દાન કુળના વતનની સરહદનુ શહેર ગણાતુ હતુ (યહો. ૧૯; ૪૧). અહીં શામશૂને પોતાની બાલ્યાવસ્થા ગાળી, અને તેઓની આગળ પોતાનુ પરાક્રમ બતાવ્યુ. અને આખરે જ્યારે મરણ પામ્યો ત્યારે તેના ભાઇ તથા તેના બાપના ઘરનાં સર્વ ત્યાં જઇ તેને લઇ આવ્યા, ને સોરાહ તથા એશતાઓલની વચમા તેના બાપ "માનોઆહ"ના કબરસ્તાનમાં તેને દાટયો. હાલ સોરાહની પૂર્વમાં બે માઇલ ઉપર એક ટેકરી આવેલી છે, તેના ઉપર "યેશુઆ" નામની એક જગ્યા છે. તેને કેટલાએક લોકો પુરાતન

એશતાઓલ કહે છે. વળી એક બીજુ કિર્યાથ-યઆરીમની પૂર્વમાં "કુસટલ" નામનુ ગામ છે તેને કેટલાએક એશતાઓલ કહે છે

૨૦. તિમ્નાહ—આહાઝ રાજાના વખતમા પલિસ્તીઓએ યહુદાહની દક્ષિણના નગરો પર ચટાઇ કરી જીતી લીધાં ત્યારે તિમ્નાહ પણ તેમના કબજામાં આવ્યુ (૨ કાળ. ૨૮; ૧૯). યરૂશાલેમની પશ્ચિમે આસરે ૨૦ માઇલ ઉપર તે આવેલુ છે. અહાની એક છોડી સાથે શામશૂનની સગાઇ કરવામાં આવી હતી (ન્યા. ૧૪, ૧).

૨૧. એગ્લોન—યહુદાહ પ્રાતમા લાખીશ શહેરની પાસે આવેલુ હતુ (યહો ૧૦, ૩). આ શહેરનો રાજા યહોશુઆની સામે થયો, પણ તેને યહોશુઆએ તમામ હરાવ્યો, અને તેનો તથા શહેરનો નાશ કીધો. આજ સુધી આ શહેરનુ ખડિએર, "અઝા'થી ૧૪ માઇલ દૂર જોવામા આવે છે, જે હાલ "ટેલ-હેસી" નામથી ઓળખાય છે.

૨૨. માક્કેદાહ—અહી આગળ કનાનના પાચ રાજાઓ સતાઇ રહ્યા હતા, જેમને યહોશુઆએ પકડીને ફાસીએ દીધા (યહો ૧૬; ૨૬).

## (૩) દાન કુળનો ભાગ તથા તેઓનાં શહેરો.

આ કુળના ભાગની ઉત્તરમા તથા ઇશાનમા એફ્રાઇમનો ભાગ, પૂર્વમા બિન્યામીનનો ભાગ, દક્ષિણમા યહુદાહનો ભાગ, અને પશ્ચિમમાં ભૂમધ્ય સમુદ્ર આવેલાં હતાં. બાર કુળમા સૌથી નાનો ભાગ તેને મળ્યો હતો, તોપણ જે દેશ મળ્યો તે બહુ ફળદ્રુપ હતો, કારણ કે તેમના ભાગમા શેફેલા તથા શારોનનાં મેદાન સયુક્ત થતા હતા જમીન કાળી હોવાથી પાક સારો ઉતરતો હતો. એમને પોતાનો દેશ નાનો પડવાથી છેક ઉત્તરમા લબાનોનની પાસે લાઇશ કે લેશેમ નામનુ શહેર જીતી લીધુ, અને તેને "દાન" નામ આપ્યુ (ન્યા ૧૮, ૨૯). દાનના વિભાગમા જે પ્રખ્યાત શહેરો આવેલાં હતા તેમનાં નામ —સોરાહ, તિમ્નાહ, એશતાઓલ, લુદા, જોપ્પા, ગિબ્બથોન, રામલેહ, આયાલોન (યહો. ૧૯, ૪૦-૪૮).

૧ સોરાહ—યહુદાહના નીચાણના પ્રદેશમાં આવેલુ હતુ, અને દાન કુળને આપેલુ હતુ (યહો ૧૯, ૪૧) અહી આગળ માનોઆહની વાઝણી સ્ત્રીને યહોવાહના દૂતનુ દર્શન થયુ શામશૂનના થનાર જન્મ સબધી તેને ખબર આપી, અને શામશૂનની જન્મભૂમિ તે છે (ન્યા. ૧૩; ૨-૨૪). સોરેકની ખીણ જે પર્વતો તરફથી નીકળી પલિસ્તી દેશ તરફ જાય છે તેના મથાળા ઉપર આ શહેર આવેલુ હતુ (ન્યા ૧૬, ૪). અહી આગળ શામશૂનને દાટવામાં આવ્યો (ન્યા. ૧૬, ૩૧). વળી દાન કુળના માણસોએ અહાથી જાસુસો મોકલ્યા હતા (ન્યા. ૧૮; ૨) આ શહેર રહાબઆમે આબાદ અને કિલ્લાબધ

કીધુ હતું ( ૨ કાળ. ૧૧ ; ૧૦ ), અને બંદિપ્રવાસથી પાછા આવેલાઓ આ શહેરમાં વસતા હતા ( નહે. ૧૧ ; ૨૯ ). હજી સુધી આ શહેર હયાત છે. તે યરૂશાલેમથી આઠ માઇલ પશ્ચિમમા આવેલુ છે અને "સુરાહ" નામથી ઓળખાય છે.

૨. તિમ્નાહ કે તિમ્નાથ—ઉપર જણાવેલા ઉતરતા ઢોળાવની પાસે આ એક નાનુ ગામ હતુ ( ન્યા. ૧૪ ; ૧ ). અહીની એક સ્ત્રી સાથે શામશૂનની સગાઇ કરવામા આવી, અને અહી શામશૂને એક સિહને ચીરી નાખ્યો હતો ( ન્યા. ૧૪ , ૫ ).

૩. એશતાઓલ—સોરાહની પડોસમાં આ ગામ આવેલુ હતુ. શામશૂનના આશ્રયનુ આ બીજું ગામ હતુ ( ન્યા. ૧૬ ; ૩૧ ).

૪. લુદ્દા—જુના કરારમાં તેને "લોદ" નામ આપવામા આવ્યુ છે ( ૧ કાળ. ૮ ; ૧૨ ). હાલમાં તેનુ નામ "લુદ" છે. આ શહેરમાં પીતરે એનયસ નામના પક્ષઘાતીને સારો કીધો હતો ( પ્રે. કૃ. ૯ ; ૩૨–૩૪ ). એવું કહેવામા આવે છે કે "ઇંગ્લાંડનો ધર્મપિતૃ સૈન્ટ જ્યૉર્જનો જન્મ તથા મરણ આ શહેરમા થયાં હતાં ( ઇ. સ. ના ૩ જા સેકામા ). ક્રુઝેડના સમયમાં પણ તેનુ નામ આવે છે. "સૈન્ટ જ્યૉર્જ" નામનુ પડી ગએલુ મદિર રિચર્ડ-સિયર-ડી-લાઇયોન નામના એક શખ્સે ફરીથી બધાવ્યુ, જે હાલમાં પણ પ્રખ્યાત છે. ગ્રીક લોકો આ શહેરને "દીઓસ પોલીશ" કહે છે.

૫. જોપ્પા—આ શહેરને જાફા, તેમ હાલમાં "યાફા" કે "જાફા" પણ કહે છે. યહુદી લોકની સમજમા આ શહેર એટલુ બધુ પુરાતન છે કે, તેઓ એમ કહે છે કે, આ શહેરનુ નામ નુહના પુત્ર યાફેતે પાડયુ હશે , પણ એટલું તો ખરૂ છે કે આશિઆમાં આ શહેર સોથી પુરાતન શહેરોમાનુ એક શહેર છે. જેમ પહેલાના વખતમા તેમ આજ પણ યહુદાહ પ્રાંતનુ એક મુખ્ય બદર છે. તે ભૂમધ્ય સમુદ્રના કિનારા પર, કિલ્લા પર, બાધવામા આવ્યુ છે, તે ફેનીકી લોકના કબજામાથી કદી લેવામાં આવ્યુ નહોતુ, અને યહુદી લોકના કબજામાં તે કેવળ ઇ. સ. પૂ. બીજા સેકામાં આવ્યુ. જોપ્પાથી યરૂશાલેમ પૂર્વમા ૩૦ માઇલ દૂર, તથા ઉત્તરમા કાઇસારીઆ બે દિવસના રસ્તા ઉપર આવેલ છે. આ બદરથી સૂરના રાજા હિરામે સુલેમાનને ઇમારતી લાકડું પુરૂં પાડયુ હતુ ( ૨ રાજા. ૨ ; ૧૬ ). અને બીજા મદિર વખતે ત્યાંથી એરેજકાષ્ટ મગાવવામાં આવ્યું હતું ( એઝ. ૩ , ૭ ). તેમજ યૂના ભવિષ્યવાદી "યહોવાહની હજુરમાથી નાસી જવા નિકળ્યો" ત્યારે તેણે આ બદરથી મુસાફરી કરી હતી ( યૂના. ૧ , ૩ ). આ શહેરમા પ્રેરિત પીતરે "શિષ્યેણુ તાબીથા"ને જીવતી કરી હતી. અને આ શહેરમા "સીમોન ચામડીઆ"ને ત્યા પીતર ઘણા દિવસ રહ્યો હતો ( પ્રેરિ. ૯ ,

૩૬–૪૩). હાલમાં આ શહેર યાફા નામથી ઓળખાય છે, અને તુર્કી સરકારને તાબે છે. રૂમીઓ, યહુદીઓ અને મુસલમાનોના વખતમાં આ શહેર પર ઘણી આફ્તો આવી હતી, અને શહેર ઘણી વખતે નષ્ટ પણ થયું હતુ. આ શહેર નેપોલિયને ૧૭૯૯ માં ફ્રેંચ સરકારને તાબે કર્યું, અને તેના હુકમથી ચાર હજાર કેદીઓને આ શહેરમાં કાપી નાખવામા આવ્યા. હાલમાં આ શહેરની વસ્તી ૮૦૦૦ માણુસની છે, હજી સુધી સીમોન ચામડીઆનુ ઘર બતાવવામાં આવે છે. જોપ્પાથી યરૂશાલેમ સુધી ગાડાનો રસ્તો છે એટલુજ નહિ પણ ઇ. સ. ૧૮૯૨ મા યરૂશાલેમથી જોપ્પા સુધી રેલવે સડક પણ બાધવામા આવી છે.

૬. ગિબ્બથોન—પલિસ્તીઓનુ આ શહેર દાન કુળના ભાગમા આવેલું હતુ, કે જે કહાથપુત્રોને આપવામાં આવ્યુ હતુ (યહો. ૧૯; ૪૪ ૨૧; ૨૩). ઇસ્રાએલના રાજા યરોબઆમના દીકરા નાદાબે જ્યારે આ શહેરને ઘેરો ઘાલ્યો હતો ત્યારે બાઅશાએ તેને કતલ કીધો હતો (૧ રાજા. ૧૫; ૨૭ ૧૬; ૧૫, ૧૭). દસ કુળની ફતેહ પછી ઘણુકરીને આ શહેર પાછુ પલિસ્તીઓના હાથમા ગયું એમ દેખાય છે (૨ કાળ. ૧૧; ૧૩, ૧૪). આ શહેર ક્યા આવેલુ હતુ, તે હાલ સાફ માલમ નથી, પણ એવુ ધારવામાં આવે છે કે, કાઇસારીઆથી ૧૭ માઇલ દૂર હતુ.

૭. રામલેહ—હાલના ઇતિહાસમા તેનુ નામ પ્રખ્યાત છે, પરતુ શાસ્ત્રમા તેને વિષે કશી હકીકત આપેલી નથી કેટલીક દતકથા એવુ જણાવે છે કે, આરીમથાઇ જે યુસફની જન્મભૂમિ (તેણે પ્રભુ ઇસુના શબને પોતાની કબરમા મુક્યુ) તે આ હતી (માત્થી ૨૭, ૫૬, ૬૦. યોહા. ૧૯, ૩૮). બીજાઓ કહે છે કે રામાથાઇમ-સોફીમ જે શમૂએલની જન્મભૂમિ તે આ શહેર છે (૧ શમૂ. ૧; ૧, ૧૯). વળી બીજા કેટલાએક કહે છે કે, જેને માત્થી ૨, ૧૮ મા "રામાહ" કહે છે તે આ હશે.

૮. આયાલોન—આ શહેર તથા ખીણ દાન કુળના લોકે પ્રથમ તાબે કરી પણ તેમાંથી અમોરીઓને તેઓ કાઢી શક્યા નહિ (ન્યા. ૧; ૩૫). આ શહેર લેવીઓના શહેરોમાનુ એક હતુ કે જે કહાથીઓને આપવામા આવ્યુ હતુ (૧ કાળ. ૬; ૬૯). બેથ-શેમેશથી આ શહેર બહુ દૂર ન હતુ. યહુદાહ અને ઇસ્રાએલના રાજ્યની સરહદ પર આ શહેર આવેલુ હતુ, અને તેથી કરીને યહુદાહના ઇતિહાસમાં આ શહેરની વાત વખતો વખત આવે છે (૧ શમૂ. ૧૪; ૩૧. ૧ કાળ. ૮; ૧૩. ૨ કાળ. ૧૧; ૧૦) યહોશુઆના પ્રસિદ્ધ શબ્દો આ શહેર સાથે જોડાય લા છે, "સૂર્ય, ગિબઓન ઉપર તુ સ્થિર રહે. ચદ્ર, આયાલોનની ખીણ ઉપર તુ સ્થિર રહે" (યહો. ૧૦, ૧૨) હાલમા આ શહેર "યાલો" નામની જગ્યાથી ઓળખાય છે.

## (૪) શિમઓન કુળનો ભાગ તથા તેઓનાં શહેરો.

દાનની દક્ષિણે અને યહુદાહની પશ્ચિમે આ ભાગ આવેલો હતો. તેને નેગેબ અથવા દક્ષિણનો મુલક કહે છે. યહુદાહમાંથી ૧૮ નગરો લઇને એને વારસા દાખલ આપવામાં આવ્યાં હતાં. અહીનો ઘણોખરો ભાગ અરણ્યરૂપ અને કેટલોએક ફળદ્રુપ હતો. લોકો ઘણે ભાગે ઘેટાંપાળકનુ કામ કરતા હતા, અને પોતાનાં ટોળાંને લઇને અદોમ જે સેઇર પહાડ છે ત્યાં સુધી જતા હતા. ભરવાડ લોકોની માફક તેમને રખડવાની ટેવ હતી, માટે ધીમે ધીમે તેઓ બીજી જાતમાં મિશ્ર થઇ ગયા (જુઓ યાકુબનુ ભવિષ્ય ઉત્પ. ૪૯ ; ૬). આ ભાગમાં આવેલાં શહેરોનાં નામ :—સિક્લાગ, બેરશેબા, હોર્માહ, રિમ્મોન (યહો. ૧૯ , ૧–૮ ).

૧ સિક્લાગ—યહુદાહની દક્ષિણમાં આવેલુ એક શહેર કે જે નેગેબમાં આવેલુ હતુ. જ્યારે દાઉદ તેના માણસો સાથે ઝીફથી નિકળીને ગાથ નાસી ગયો ત્યારે આ શહેર પલિસ્તીઓના હાથમાં હતુ. પછી ગાથના રાજા આખીશે દાઉદને રહેવા માટે તે શહેર આપ્યુ. આ શહેરમા દાઉદ સવા વર્ષ રહ્યો (૧ શમૂ. ૨૭ ; ૬, ૭ ). દાઉદ પોતાનાં માણસો સાથે પોતાના શહેર બહાર આખીશ તથા તેના સૈન્ય સાથે હતો ( ૧ શમૂ. ૨૯ ; ૧૧ ) ત્યારે અમાલેકીઓએ સિક્લાગ ઉપર હલ્લો કરીને આગથી તેને બાળી નાખ્યુ, અને શહેરની સ્ત્રીઓને તથા નાનાં મોટાં સર્વેને કેદ કર્યાં (૧ શમૂ. ૩૦ ; ૧, ૨). દાઉદ તથા તેનાં માણસો શહેરમાં આવી જુએ છે તો અમાલેકીઓએ તેનો નાશ કર્યો છે. આ જોઇ તેઓ ઘણુ રડ્યા ; પણ દાઉદ "યહોવાહમાં હિમ્મતવાન થયો," અને પ્રભુની સલાહ પુછીને અમાલેકીઓની પૂઠે પડ્યો, તેમને નાસતાં પકડી પાડ્યા, અને જે સઘળુ તેઓ લઇ ગયા હતા તે દાઉદે પાછું મેળવ્યુ ( ૧ શમૂ. ૩૦ ; ૨૬–૩૧ ). સિક્લાગમાં દાઉદની પાસે શાઉલ તથા તેના પુત્રોના મરણના સમાચાર આવ્યા ( ૨ શમૂ. ૧ ; ૧, ૨ ). આ ગામમા દાઉદને યુદ્ધમાં સહાય કરનારા કેટલાક શૂરવીરો આવ્યા હતા ( ૧ કાળ. ૧૨ ; ૧ ). દાઉદ ત્યાથી નિકળીને હેબ્રોનમાં આવી રહ્યો. તે કઇ જગ્યામાં હતુ તે હાલ નક્કી કહી શકાતુ નથી. કહે છે કે બેરશેબાની દક્ષિણમાં "આસ્લુજ" નામનુ ખંડિયેર આવેલું છે, તે સિકલાગનું ખંડિયેર હશે.

૨. બેરશેબા—પાલેસ્તાઇનના છેક દક્ષિણ ભાગમાં આ ગામ હતુ. આદિ પિતાઓના રહેઠાણ તરીકે તે પ્રખ્યાત છે. અહી આગળ ઇબ્રાહીમ તથા અબીમેલેખની વચ્ચે સમ ખાવામા આવ્યા ; તેથી તેને બેરશેબા (સમનો કુવો) નામ આપવામાં આવ્યુ (ઉત્પ. ૨૧ ; ૩૧–૩૪). અહી આગળ ઇસ્હાકનુ અર્પણ કરવા ઇબ્રાહીમને પરમેશ્વરે ફરમાવ્યું (ઉત્પ. ૨૨ ; ૧૯). અહી આગળ હાગાર રખડતી હતી ( ઉત્પ. ૨૧ ; ૧૪ ). અહી આગળ ઇસ્હાકે વાસો કીધો

હતો. અહીં આગળ યાકુબે ઠગાઇથી પોતાના ભાઇનો આશીર્વાદ લઇ લીધો હતો, તથા પોતાના બાપને ઠગ્યો હતો (ઉત્પ. ૨૮; ૧૦). મિસરમાં જતાં અહીં આગળ યાકુબે દેવને યજ્ઞ ચઢાવ્યા (ઉત્પ. ૪૬; ૧). આહી આગળ શમૂએલે પોતાના દીકરાઓને ન્યાયાધીશ ઠરાવ્યા હતા (૧ શમ્. ૮; ૧, ૨). આહાબ તથા ઇઝેબેલે એલીયાહની સતાવણી કરી ત્યારે તે અહી આવ્યો હતો (૧ રા ૧૯; ૩). હાલમા એ નાશ પામેલા સ્થળને "બીર-એસ શેબા" કહે છે, જેનો અર્થ સાત કુવા થાય છે. હાલ તેઓમાના બે કુવા છે, જેમાનો એક ૧૨½ ફુટના ગાળાનો છે, અને ૪૪ ફુટની ઉંડાઇએ પાણી છે બીજો તે કરતાં નાનો છે.

૩. હોર્માહ (સહાર)— યહુદાહની સરહદ પર આવેલું શહેર હતુ. અરણ્યમા ૪૦ વરસની આખરે પ્રભુની મરજી ઉપરાંત કનાનીઓ વિરૂદ્ધ લડાઇ કરવાને કારણે, ઇસ્રાએલપુત્રો હાર્યા ગયા હતા (ગણ. ૧૪; ૪૫), તે પહેલાં આ જગ્યાને 'સફાથ' કહેતા હતા (ન્યા. ૧, ૧૭). અરણ્યમા ઇસ્રાએલ-પુત્રોની મુસાફરી પુરી થવા આવી તે સમયે અહીં આગળ કનાનીઓને સપૂર્ણ રીતે હરાવી દીધા, ને તેનુ નામ "સફાથ" બદલીને હોર્માહ પાડયુ (ગણ. ૨૧; ૩); હાલમાં તેને "સબાત્તા" કહે છે.

૪. રિમ્મોન—યહુદાહપુત્રોના કુળનાં "છેવાડા નગરો"માંનુ એક હતુ, કે જે પછી શિમઓનને આપવામાં આવ્યુ (યહો. ૧૯; ૭). "આયિન અને રિમ્મોન" એ પ્રમાણેના શબ્દો (યહો. ૧૫; ૩૨ ૧૯; ૭. ૧ કાળ. ૪; ૩૨. ઝખા. ૧૧; ૧૦) મા આવ્યા છે. પણ નહે ૧૧, ૨૯મા તેઓ (એન-રિમ્મોન) ભેગા લખવામાં આવ્યા છે. હાલમાં તે "ઉમ-એર રામામીન" નામથી ઓળખાય છે, કે જે હેબ્રોનથી ૧૩ માઇલ નૈઋત્યમાં છે

---

## લેવીપુત્રોને જે શહેરો આપવામાં આવ્યાં હતાં તે.

(યહો ૨૧; ૧૩-૩૯)

હેબ્રોન, લિબ્નાહ, યાત્તીર એસ્તમોઆ, હોલોન, દબીર, આયિન, યુટ્ટાહ ને બેથ-શેમેશ. (યહુદાહ તથા શિમઓન કુળમાથી)
ગિબઓન, ગેબા, અનાથોથ, આલ્મોન (બિન્યામીન).
શખેમ, ગેઝર, કિબ્સાઇમ, બેથ-હોરોન (એફ્રાઇમ).
એલ્તકે, ગિબ્બથોન, આયાલોન, ગાથ-રિમ્મોન (દાન).
તાઅનાખ, ગાથ-રિમ્મોન, ગોલાન, બએસ્તરાહ (મનાશ્શેહ).
કિશ્યોન, દાબરાથ, યાર્મૂથ, એન-ગાન્નીમ (યિસ્સાખાર).
મિશઆલ, આબ્દોન, હેલ્કાથ, રહોબ, (આશેર).
કેદેશ, હામ્મોથ-દોર, કાર્ત્તાન, (નાફતાલી).

યોકનઆમ, કાર્તાહ, દિમ્નાહ, નાહલાલ ( ઝબુલુન ).
બેસેર, યાહાસ, કદેમોથ, મેફાઆથ ( રેઉબેન )
રામોથ–ગિલઆદ, માહનાઇમ, હેશ્બોન, યાઝેર, ( ગાદ ).

---

## આશ્રયનગરો.

( યહોશુ ૨૧, ૭-૩૯ )

| | | | |
|---|---|---|---|
| ૧ હેબ્રોન-(યહુદાહમાં)<br>૨ શખેમ-(એફ્રાઇમમાં)<br>૩ કેદેશ-(નાફતાલીમાં) | પશ્ચિમ ભાગમાં હતાં. | ૪ બેસેર-(રેઉબેનમાં)<br>૫. ગોલાન-(મનાશ્શેહમાં)<br>૬ રામોથ-( ગાદમાં ) | પૂર્વ ભાગમાં હતા |

---

## (આ). પાલેસ્ટાઇન—ખ્રીસ્તના સમયમાં.

ખ્રીસ્તના જમાનામાં પાલેસ્ટાઇનના ચાર ભાગ પાડવામાં આવ્યા હતા, અને રૂમી સરકારના હાથમાં જ્યાં સુધી રાજ્ય રહ્યું ત્યાં સુધી આ ચાર ભાગ જાણીતા હતા —

(૧) ગાલીલ ( જે દેશનો ઉત્તર ભાગ )
(૨) સમરૂન ( જે દેશનો મધ્ય ભાગ ).
(૩) યહુદાહ ( જે દેશનો દક્ષિણ ભાગ ).
(૪) પેરીયા ( આ ગ્રીક નામનો અર્થ સામી બાજુનો મુલક થાય છે ). આ દેશ યરદન નદીની પૂર્વ તરફનો હતો.

ઐતિહાસિક બિના—બાબેલ બંદિપ્રવાસના ૭૦ વરસ પુરાં થયા પછી, ઇરાનના રાજા કોરેશની રજાથી યહુદીઓ પાછા પોતાના દેશમાં આવ્યા ( એઝ. ૧; ૧–૪ ) અને યરૂશાલેમ શહેર તથા મદિર ફરીથી બાંધ્યાં. બંદિપ્રવાસમાંથી પાછા આવ્યા બાદ ઝરૂબ્બાબેલ, એઝરા, નહેમ્યાહ અને ત્યાર બાદ યાજકો તેઓના અધિકારીઓ હતા. પણ સીકંદર મોટાના મરણ પછી ( ઇ. સ. પૂ. ૩૨૩ ) તેનું મહાન રાજ્ય ચાર સરદારો વચ્ચે વહેંચાઇ ગયુ તેમાં મિસર, અરબસ્તાન, પાલેસ્ટાઇન અને સીરિયા ટોલમી લોગશના હાથમાં આવ્યાં તેથી ટોલેમીએ ઇ. સ. પૂ. ૩૨૦ માં પાલેસ્ટાઇનનો કબજો લીધો, અને યરૂશાલેમનાં આસરે એક લાખ માણસોને મિસર દેશમાં લાવીને વસાવ્યાં. તેણે પોતાની રાજ્યધાની આલેકસાંદ્રિઆમા કીધી. ટોલમીના પછી ગાદીએ બેસનારના વખતમાં યહુદીઓની સતાવણી થતાં તેઓએ બંડ કરી મિસરની ધુંસરી ભાંગી નાખી. તેઓ સીરિયાના મહાન આન્ટીઓખસની પદ્ધિ નીચે આવ્યા. પણ આન્ટીઓખસની પછી ગાદીએ આવનારના વખતમાં ફરીને યહુદીઓની સતાવણી થઇ; ત્યારે તેઓએ ફરીને બળવો કરી સીરિયાની ધુંસરી ભાંગી નાખી ( ઇ. સ. પૂ.

૧૬૩). ત્યાર પછી પાલેસ્ટાઇનને (ઇ. સ. પૂ. ૬૮) મહાન પોમ્પેએ રૂમ રાજ્યમાં દાખલ કીધો. તેણે યરૂશાલેમનો કોટ જમીનદોસ્ત કરી, બાર હજાર માણસોની ભારે કતલ કરી, પણ મંદિરને કંઇ પણ નુકસાન કર્યું નહિ. પણ ત્યાર પછી આસરે પચ્ચીસ વર્ષ બાદ યહુદીઓએ રૂમી સરકાર વિરૂદ્ધ બંડ કરી તેની ધુસરી ભાંગી નાખી, તોપણ મહાન હેરોદે તેઓનો પરાજય કર્યો. શહેર અને મંદિરનો નાશ કીધો અને ઘણા રહેવાસીઓને મારી નાખ્યા. ત્યાર પછી આસરે ઇ સ. પૂ. ૨૦ માં હેરોદે શહેર તથા મંદિર ફરી બંધાવ્યાં (સરખાવો યોહા. ૨, ૨૦). ખ્રીસ્તના જન્મ પછી બે વરસે (ઇ. સ. પૂ. ૨) તેનુ મરણ થયુ, ત્યાર બાદ એના પુત્રોને દેશ વહેંચી આપ્યો —

આર્ખેલાઉસને —અદોમ, યહુદાહ તથા સમરૂન મળ્યા.

હેરોદ આંતીપાસને ·—ગાલીલ તથા પેરીઆએના ભાગમા આવ્યા.

ફીલીપને:—પેરીઆનો ઉત્તર ભાગ તથા ગાલીલ સરોવરના ઇશાન ભાગ અપાયો. ખ્રીસ્ત બાર વરસનો થયો, ત્યારે આર્ખેલાઉસ દેશનિકાલ થયો, અને એના રાજ્યને ખાલસા કરી રૂમી પ્રાંત બનાવ્યો.

## ૧. ગાલીલ પ્રાંત.

ઐતિહાસિક બિના—સુલેમાન રાજાએ હીરામને વીસ શહેરો આપ્યા હતાં, તે દેશનુ નામ પ્રથમ ગાલીલ હતુ (૧ રાજા. ૯, ૧૧). પણ હીરામને તે બક્ષિસ ગમી નહિ, માટે તેણે તેનુ નામ 'કાબુલ' પાડયુ, પણ પાછળથી એજ નામ મોટા પ્રાંતને લાગુ પડયુ રૂમી રાજ્યના વખતમાં પાલેસ્તાઇનના ત્રણ ભાગ પડ્યા એટલે ગાલીલ, સમારીઆ અને યહુદાહ (પ્રેરિ. ૯; ૩૧. લુક ૧૭; ૧૧). ત્રણેમા ગાલીલ સૌથી મોટો હતો. આ પ્રાંતમાં આશેર, નાફતાલી, ઝબુલૂન તથા યિસ્સાખારના પ્રદેશ હતા.

ગાલીલની ઉત્તર સરહદ પર લબાનોન, દક્ષિણે સમારીઆના પહાડો, પૂર્વે યરદન નદી તથા ગાલીલ સરોવર અને પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર આવેલો હતો. પુરાતન વખતમાં ગાલીલ પ્રાંતમાં ૨૪૦ શહેરો અને તે શિવાય બીજાં નાનાં મોટાં આબાદ ગામો આવેલાં હતાં. ગાલીલના ઉત્તર ભાગમા ફેનીકે, અરામી તથા અરબ લોકો રહેતા હતા, તેથી તે ભાગને "વિદેશીઓનું ગાલીલ" કહેતા હતા (માત્થી ૪, ૬). ઉપલી વિદેશીઓની વસ્તીને લીધે આખા ગાલીલ તરફ યહુદીઓ તિરસ્કારની નજરે જોતા હતા (યોહાન ૧; ૪૬). એમની ભાષા પણ હલકા પ્રકારની હતી (માર્ક ૧૪; ૭૦).

કુદરતી રીતે ગાલીલ પ્રાતના બે મુખ્ય ભાગ જોવામાં આવે છે —

(૧) ગાલીલનો ઉચ્ચ પ્રદેશ અથવા વિદેશીઓનુ ગાલીલ અથવા કાંઠો કે કિનારાનો પ્રદેશ અથવા તૂર કે સીદોનનો મુલક. આ ભાગ પહાડી છે, અને તેમાં ફળદાયક ખીણો ઘણી છે.

(૨) ગાલીલમાંનો નીચાણમાંનો પ્રદેશ, એમાં એસ્ડ્રાએલોનનુ મેદાન આવે છે ને આજે પણ ફળદ્રુપતાને કારણે પ્રખ્યાત છે.

ગાલીલ દેશ આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના સબધમાં પ્રખ્યાત ગણાય છે. અહી ુ ઇસુ ખ્રીસ્ત ત્રીસ વરસ રહ્યો હતો. સદર્શક ત્રણ સુવાર્તામાં ( એટલે ્થી, માર્ક તથા લુક ) પ્રભુ ઇસુની ગાલીલમા કરેલી ધર્મસેવા અને તેના વનચરિત્રથી ભરેલી છે. પ્રભુ ઇસુનાં કહેલા દ્દષ્ટાંતોમાંના ૧૯ સુદર દ્દષ્ટાતો ા તેના કરેલા ચમત્કારોમાથી પચ્ચીસ ચમત્કારો તેણે આ પ્રાંતમાં રહીને લા છે. તેનો પહેલો ચમત્કાર ગાલીલના કાનામા કરવામા આવ્યો, તેમજ લો ચમત્કાર ગાલીલ સમુદ્રના કિનારા ઉપર કરવામાં આવ્યો અહી રહીને ાડપરનુ ભાષણ આપ્યુ. વળી જીવનની રોટલી વિષે, શુદ્ધતા વિષે, માફી ., નમ્રતા વિષે બોધ આપ્યો. અહીથીજ તેણે પોતાના પહેલા શિષ્યોને લાવ્યા. પ્રભુ ઇસુને પોતાને "ગાલીલનો ઇસુ" કહેવામાં આવ્યો તેમ તેના ા શિષ્યો ગાલીલના રહીશ હતા, તેથી તેઓને પણ "ગાલીલનાં માણસો" વામા આવે છે.

આ પ્રાતમા આવેલા મુખ્ય શહેરો—કાપરનાહુમ, બેથસાયદા, ખોરાજીન, ગદાલા, તિબેરીઅસ, કાના, નાઝારેથ, નાઇન, દાલમાનુથા.

૧. કાપરનાહુમ—ગાલીલ સરોવરના પશ્ચિમ કિનારા ઉપર આવેલુ હતુ. પણો પ્રભુ ઇસુ નાઝારેથમાથી નિકળ્યો ત્યાર પછી ઘણે ભાગે આ શહેરમાં ા છે, તેથી તેને "પોતાનુ નગર" કહે છે (માત્થી ૯, ૧). આપણા પ્રભુ , ખ્રીસ્તના ઇતિહાસમાં ઘણી વખતે આ શહેરનુ નામ આવે છે. જેમકે·— માત્થી ૪, ૧૩· ૮; ૫. ૧૭; ૨૪. માર્ક ૧; ૨૧: ૨, ૧: ૯; ૩૩. · ૪; ૨૩, ૩૧. યોહા. ૨, ૧૨ ૪; ૪૬ ૬, ૧૭, ૨૪, ૫૯. માત્થી , ૨૩. લુક ૧૦, ૧૫).

આ શહેરમા તેણે ઘણા ઘણા ચમત્કારિક કામો કીધાં હતાં, એટલે પક્ષ-ની માણસને સારો કર્યો હતો ( માત્થી ૯; ૧–૮ ), અશુદ્ધ આત્મા વળગેલા ણસને સારો કીધો ( માર્ક ૧; ૨૧-૨૮ ), સુબેદારના ચાકરને સમો કર્યો ુક ૭; ૧–૧૦), યાઐરસની દીકરીને જીવતી કરી, લોહીવાવાળી સ્ત્રીને સાજી (માર્ક ૫; ૨૩–૪૩), પીતરની સાસુનો તાવ મટાડ્યો, તથા સઘળા માંદાંને ં કર્યા હતાં ( માર્ક ૧, ૩૨–૩૪). એમ છતા ત્યાંના લોકોએ પસ્તાવો

કર્યા નહિ માટે પ્રભુએ તેને કહ્યુ કે, "તુ પાતાળ સુધી નીચુ નખાશે." ખ્રીસ્તનું આ કહેલુ ભવિષ્ય હાલ પુરૂં પડેલુ છે; કારણ કે તેનુ નામ નિશાન હાલમાં નથી. ડૉ. રોબિન્સન તેને "આઇન-એલ-દાઇ" ની પાસે બતાવે છે. ડૉ. થોમ્સન "ટેલ-હુમ" નામનુ એક ગામ બતાવે છે, જે ગાલીલ સમુદ્રથી બે માઇલ પર આવે છે. અહીં અસલ ઇમારતોના ખાંડિયેર જોવામાં આવે છે, જ્યાં પુરાતન સભાસ્થાનનુ ખાંડિયેર પણ દેખાડે છે ( માત્થી ૮ ; ૫. સરખાવો ).

૨. બેથસાયદા—નવા કરારની અદર બેથસાયદા નામના બે ગામની હકીકત આપવામા આવેલી છે. આ બેમાનુ એક તિબેરીઅસ સમુદ્રની પશ્ચિમ બાજુએ ગાલીલ પ્રાતના ગેન્નેસારેત પરગણામા આવેલુ હતુ. પ્રેરિતોમાના પીતર, આંદ્રયા અને ફિલીપનુ વતન તે ગામ હતુ ( માર્ક ૬ , ૪૫. યોહા. ૧ ; ૪૪ ૧૨ ; ૨૧ ) આ શહેરમા પ્રભુ ઇસુ વખતો વખત જતો હતો. તેના સબધે અફસોસનુ કારણ એ બતાવે છે કે "ન્યાયકાળે સૂર તથા સીદોનને તારા કરતાં સહેલ પડશે," કેમકે ત પસ્તાવો કીધો નહિ ( માત્થી. ૧૧ , ૨૧. લુક ૧૦ , ૧૩). હાલમા આ શહેરનુ કઇ પણ નામ નિશાન રહ્યુ નથી. (બીજા બેથસાયદા સબધી પેરીઆ પ્રાત જુઓ ).

૩. ખોરાજીન—આ શહેરનુ નામ બેથસાયદા અને કાપરનાહુમ સાથે હમેશા આવે છે જે શહેરોમા પ્રભુ ઇસુએ પોતાના પરાક્રમી કામો કીધા છતા પસ્તાવો કીધો નહિ, તેમાનુ ખારાજીન એક છે (માત્થી ૧૧ , ૨૧. લુક ૧૦ , ૧૩). ખોરાજીન તથા બેથસાયદા ગાલીલ સમુદ્રની પાસે આવેલા હતા. કાપરનાહુમ, જેને હાલ "તેલ-હુમ" કહે છે તેથી અઢી માઇલ દૂર ખોરાજીન શહેરના નામથી ઓળખાતુ "કેરાજેહ" નામનુ ગામ આવે છે, તેજ અસલ ખોરાજીન છે એમ ડા. થોમ્સન કહે છે.

૪. માગદાલા અગર માગદાન—કેવળ માત્થી ૧૫ ૩૯ માં આ શહેરનુ નામ આપવામા આવે છે. ચાર હજારને જમાડ્યા પછી ઇસુ અહીં આવ્યો. મરિયમ માગદાલેણની જન્મભૂમિ કદાપિ આ ગામ હશે. આ ગામ તીબેરીઅસ સમુદ્રના પશ્ચિમ કિનારા પર આવેલુ હતુ હાલ તીબેરીઅસ સમુદ્રના વાયવ્ય કોણે આસરે ત્રણ માઇલ ઉપર "એલ-મેજ-દેલ" નામનુ એક ગામ આવેલુ છે, તેજ ઘણુ કરીને પુરાતન માગદાન હશે. તાલમુદમા આ શહેરને "રગનુ શહેર" કહે છે, અને તેના કોઇ ખાસ ભાગને "રગારાનો બુરૂજ" એવુ નામ આપવામાં આવે છે. યરૂશાલેમનો નાશ થયા બાદ કેટલાએક યહુદી પડિતો ત્યા જઇને રહેલા હતા.

૫. તીબેરીઅસ—ગેન્નેસારેત સરોવરના દક્ષિણ કિનારા પર આ શહેર આવેલુ હતુ. તેને હાલમાં "તુબારીખ" કહે છે. એવુ કહેવાય છે કે હેરોદ

આન્ટીપાસે (ઇ. સ ૧૬) પુરાતન રાક્કાથ શહેરના ખંડિયેર પાસે આ શહેર બધાવ્યુ અને તે વખતના રૂમના બાદશાહના માન ખાતર તેને તીબેરીઅસ નામ આપ્યુ. આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના ઇતિહાસ સબધે આ શહેરનુ નામ ત્રણ વખત માત્ર જોડવામાં આવેલુ છે (યોહા. ૬; ૧, ૨૩: ૨૧; ૧). આ શહેર યરૂશાલેમથી આસરે ૯૦ માઇલ અને નાઝારેથ શહેરથી આસરે ૨૦ માઇલ ઉપર આવેલુ છે કોઇ વખતે લખવામાં આવ્યુ નથી કે, પ્રભુ ઇસુ આ શહેરમા ગયો, કારણ કદાપિ એ હોય કે શહેર મૂર્તિપૂજક હતુ. યરૂશાલેમનો નાશ (ઇ. સ. ૭૦) થયા બાદ યહુદીઓનુ પાલેસ્ટાઇનમાં તે મુખ્ય મથક ગણાયુ અને ૩૦૦ વર્ષ કરતાં વધુ વખત તેમની રાજ્યધાનીનુ શહેર રહ્યુ. આસરે ઇ. સ. ૧૫૦ માં અહી આગળ સાન્હેદ્રીમ સભા સ્થાપન થઇ, અને ત્યાં રાબીઓની નિશાળ સ્થાપવામાં આવી, તે પ્રસિદ્ધ હતી. શહેરથી એક માઇલ દૂર ગરમ પાણીનો એક ઝરો આવેલો છે, તેમાં હમેશાં પાણી ગરમ રહે છે. ઘણાં માંદાં માણુસ તેમાંથી પાણી પીતા, અને તેમા ન્હાતા હતા. ઇ. સ ૧૮૩૭ ના જાન્યુઆરી માસની તા. ૧ લીએ ધરતીકપના આચકાએ કરી આ શહેર છિન્ન ભિન્ન થઇ ગયું. વસ્તીનો અર્ધો ભાગ માર્યો ગયો ને એક બે ઘર શિવાય બીજાં બધાં જમીનદોસ્ત થઇ ગયાં. કોટની મરામત હજુ સુધી કરવામાં આવી નથી, હાલમાં તે સ્થળ ગદકીરૂપ છે અને ભૂમધ્ય સમુદ્રથી આસરે ૬૦૦ ફુટ નીચુ છે. ઉનાળામાં અતિશય ગરમી થાય છે. હાલ આસરે ૨૦૦૦ માણુસની વસ્તી છે.

૬. કાના—કાપરનાહુમની પાસે આવેલું હતુ આ ગામમાં આપણા તારનાર પ્રભુ ઇસુ ખ્રીસ્તે પાણીના દ્રાક્ષરસનો પહેલો ચમત્કાર કીધો (યોહા. ૨; ૧–૧૧). વળી આ જગ્યાએ કાપરનાહુમનો અમીર પોતાના માંદા દીકરાને માટે વિનતિ કરવા આવ્યો હતો (યોહા. ૪; ૪૬) તેમજ આ જગ્યા તે નાથાનાએલની જન્મભૂમિ હતી (યોહા. ૨૧; ૨). હાલમા આ શહેરનાં ખડિયેર જુદી જુદી બે જગ્યાએ બતાવવામા આવે છે એકને "ખુરબેત કાના" કહે છે, જે નાઝારેથની ઉત્તરમા આસરે નવ માઇલ ઉપર આવેલુ છે. બીજા કેટલાએક "કેફ્ર–કાના" નામની બીજી જગ્યા બતાવે છે, જે નાઝારેથની ઇશાન કોણમાં પાંચ માઇલ ઉપર અને તીબેરીઅસ સમુદ્રથી સીધી લાઇનમાં ૧૨ માઇલ પર આવેલી છે. નવા કરારમા આ શહેરને "ગાલીલનુ કાના" કહે છે, કેમકે એજ નામનુ એક બીજું શહેર આશેરના ભાગમાં આવેલુ હતુ (યહો. ૧૯, ૨૮), જે હાલમાં સૂરથી અગ્નિ કોણુમા છ માઇલ ઉપર આવેલુ છે, અને આઇન-કાના નામથી ઓળખાય છે.

૭. નાઝારેથ—એસ્ડ્રાએલોનના મેદાનની ઉત્તર સરહદના ટેકરાઓ પર, એટલે લબાનોન પહાડની દક્ષિણ ધારોમાં તાબોર પહાડની પશ્ચિમે છ માઇલ ઉપર અને ગાલીલ સમુદ્રથી આસરે ૧૪ માઇલ ઉપર આવેલુ હતું. પૂર્વથી પશ્ચિમ તરફ એક નાની ખીણ, આસરે એક માઇલ લાંબી અને પા માઇલ

પહોળી આવેલી છે. તેની ઉત્તર બાજુ તરફ જે ટેકરા છે કે જેમાંના કેટલાક ૪૦૦ ફુટ સુધી ઉંચા છે તેઓ ઉપર આ શહેર બાંધવામાં આવ્યુ હતું. ઘણુ કરીને એવુ ધારવામાં આવે છે કે, હેબ્રી શબ્દ "નેતસર"ની ગ્રીક રચના નાઝારેથ કરવામાં આવી હોય. હેબ્રી નેતસરનો અર્થ અકુર કે અલગ કરવું, એવો થાય છે, જેથી નાઝારેથ એટલે અલગ થએલુ નામ આપ્યુ હોય. બીજા કેટલાએક એવુ ધારે છે કે, આ શહેરની પાછળ જે ડુંગર આવેલો છે, તેનુ નામ હેબ્રીમાં "નોત સેરાહ" છે, જેનો અર્થ તપાસનાર કે નજર રાખનાર થાય છે. હવે એ ડુંગર પરથી પાલેસ્ટાઇનનો બધો સુદર દેખાવ જોઇ શકાય છે. કદાચ તે ડુંગરના નામ ઉપરથી આ શહેરનુ નામ નાઝારેથ પાડયુ હોય. મરિયમ તથા યુસફનુ "પોતાનુ શહેર" હતુ (લુક ૨ ; ૩૯). અહી ઇસુ ખ્રીસ્તના જન્મ વિષે ખબર આપવા ગાબ્રીએલ દૂત કુમારિકા મરિયમ પાસે આવ્યો હતો (લુક ૧ ; ૨૬–૨૮). ઇસુ મિસરમાંથી પાછો આવી અહી રહો, અને અહીજ મોટો થયો હતો (લુક ૪; ૧૬). વળી અહીના સભાસ્થાનમાં તેણે પોતાની જાહેર ધર્મસેવાનો આરભ કીધો (માત્થી ૧૩; ૫૪). એક વખત તે નાઝારેથના સભાસ્થાનમાં બોધ કરતો હતો ત્યારે લોકો એટલા બધા તેની સામા થયા કે, જે "પહાડ પર શહેર બાધેલુ હતુ" તે પહાડ પર લઇ જઇ તેને હેઠળ પાડી નાખવાનો ઠરાવ કીધો (લુક ૪; ૨૯). બેવાર તેઓએ પોતાની હદમાંથી તેને કાઢી મુક્યો (લુક ૪; ૧૬–૨૯. માત્થી ૧૩, ૫૪–૫૮). પછી ઇસુ આ શહેરમાંથી નિકળી ગયો, અને તેઓના અવિશ્વાસને લીધે તેણે ત્યાં ઘણા પરાક્રમી કામ ન કીધા (માત્થી ૧૩; ૫૮). અને ત્યાથી નિકળી કાપરનાહુમમાં આવી રહો. "શુ નાઝારેથમાથી કઇ સારૂ નિકળી શકે ?" (યોહા ૧, ૪૬), આ શબ્દો પરથી કેટલાક માણસો એમ ધારે છે કે, નાઝારેથ તે વખતમા અપમાનિક અને હલકુ શહેર ગણાતુ હતુ એટલુજ નહિ, પણ ગાલીલનાં માણસો અણસુધરેલ તથા ગામડીઆ હોઇ બહારના વિદેશીઓ સાથે મળી ગયા હતા, અને ધર્મ તથા નીતિની બાબતમાં પાછળ પડેલા હતા, માટે યોહા. ૧ ; ૪૬ માં નાથાનાએલે એમ કહ્યુ હશે. ઇસુ ખ્રીસ્તના વખતમાં આ શહેરની વસ્તી ૧૫ થી ૨૦ હજાર માણસોની હતી, પરતુ હાલમાં ૬૦૦૦ માણસની વસ્તી છે. આ શહેર હાલમાં "એન–નાઝી–રાહ" નામથી ઓળખાય છે.

૮. નાઇન—આ ગામ નાના હેર્મોન પહાડની પશ્ચિમ તળેટીમાં, કાનાથી દક્ષિણે આઠ માઇલ દૂર હતુ. આ ગામની ભાગળમાં ઇસુએ વિધવાના પુત્રને સજીવન કર્યો હતો (લુક ૭; ૧૧–૧૭). હાલમાં "જબલદુહી" પહાડના વાયવ્ય ઢોળાવ ઉપર તાબોર પર્વતથી ચાર માઇલ દૂર અને કાપરનાહુમ શહેરની નૈઋત્યકોણમાં પચ્ચીસ માઇલ દૂર 'નેઇન' નામનુ એક ગામ આવેલુ છે તેજ કદાચ પુરાતન નાઇન હશે

૯. દાલમાનુથા—આ નામ માત્ર માર્ક ૮; ૧૦માં આવે છે. ચાર હજાર માણસને જમાડવાનો ચમત્કાર કરીને "ઇસુ હોડી પર ચઢીને દાલમાનુથાની સીમોમાં આવ્યો." ગાલીલ સમુદ્રની પશ્ચિમે આ નામની જગ્યા આવેલી હતી. માત્થી ૧૫, ૩૯માં આ જગ્યાને "માગદાનની સીમ" એવું નામ આપવામાં આવ્યુ છે, કેમકે દાલમાનુથા માગદાનથી દૂર ન હતુ. કદાપિ એક માઇલનુ અતર હતુ, તેથી બન્ને સુવાર્તામાં એવો ફેર માલમ પડે છે. હાલના દિવસોમાં માગદાનની પાસે "આઇન–એલ–બારીદેહ" નામનો એક ઝરો અને અંડિયેરો જોવામાં આવે છે, તેની આસપાસ સુદર બગીચા ખેતરોમાં માલમ પડે છે. કદાપિ તેજ પુરાતન દાલમાનુથા હશે એમ કેટલાક ધારે છે.

ટીપ.—ગાલીલ સરોવરથી પશ્ચિમે થોડા માઇલ ઉપર એક મેદાન છે, જેને હાટટીન કહે છે. આ મેદાનની અદર એક નાનો પહાડ છે, જેનાં બે શિખર છે, અને આસરે ૬૦ ફુટની ઉંચાઇમા છે. બન્ને શિખરની વચમાં સપાટ મેદાન છે, તેને "ધન્યતાનો પહાડ" કહે છે. તેના સબધમાં એવી દતકથા ચાલે છે કે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તે "પહાડપરનુ ભાષણ" અહીં આપ્યુ. આ બે શિખરોને હાલ "કુરેન-હાટટીન" નામ આપેલુ છે. આ મેદાન ક્રુઝેડની લડાઇમાં પ્રખ્યાત થયું છે, કારણ કે ઇ સ. ૧૧૮૭મા સલાદીને ક્રુઝેડની લડાઇ લડનારાઓને અહીં આગળ સખત હાર ખવાડી હતી.

## (૨) સમરૂન કે સમારીઆ પ્રાંત.

ઇસુ ખ્રીસ્તના જમાનામાં પાલેસ્તાઇન દેશ ત્રણ ભાગમાં વહેચાયલો હતો. ઉત્તરમાં ગાલીલ પ્રાંત, દક્ષિણમાં યહુદાહ પ્રાંત અને મધ્યમા સમરૂન અગર સમારીઆ પ્રાંત આવેલો હતો (યોહા. ૪; ૪). તાલ્મુદમાં તેને "કુથીઅન લોકનો દેશ" કહે છે, અને પવિત્ર ભૂમિનો ભાગ તેને ગણ્યો નથી. એમાં એફ્રાઇમ તથા અર્ધ મનાશ્શેહનો ભાગ આવી જાય છે.

ઐતિહાસિક બિના—સમરૂનના અસલ રહેવાસીઓને આશ્શૂરનો રાજા સાર્ગોન બદિપ્રવાસમાં લઇ ગયો હતો (ઇ. સ. પૂ. ૭૨૧). તેમને બદલે આશ્શૂરના રાજા એસાર-હાદ્દોને બાબેલમાંથી તેમજ બીજી જગ્યાઓમાંથી કેટલીક વસ્તી આણી સમરૂન શહેરમાં વસાવી. આ સેળભેળ કોમને સમરૂનીઓ એવુ નામ આપવામાં આવ્યુ છે (૨ રા. ૧૭, ૨૪. એઝ. ૪; ૨, ૯, ૧૦). યહુદીઓ બાબેલના બદિપ્રવાસથી પાછા ફર્યા અને મદિર ફરી બાધવા લાગ્યા, ત્યારે સમરૂનીઓએ તેમાં મદદ કરવાનુ માગ્યુ; પણ તે વાત યહુદીઓએ માની નહિ, અને કહ્યું કે, "અમારા દેવને સારૂ ઘર બાધવામાં અમારી સાથે તમારે કઇ લાગભાગ નથી" (૨ રા. ૧૭; ૨૪–૪૧). એ ઉપરથી બન્ને કોમ વચ્ચે દુશ્મનાઇ શરૂ થઇ, અને સમરૂનીઓ મદિર બાંધવાને (યહુદીઓને) ગેરવાજબી અટકાવ કરવા

લાગ્યા, અને ત્યાર પછી ઇ. સ. પૂ. ૪૦૯માં તેમણે પોતાને માટે સમરૂનમાં ગરીઝીમ પર્વત ઉપર એક મંદિર બાંધ્યું અને ત્યાર પછી તે મંદિર પર તથા મુસાના નિયમશાસ્ત્રની એક નકલ જે તેમની પાસે હતી તે પર વધારે ચિંતાની નજરે જોવા લાગ્યા. ઉપરના ગરીઝીમના મંદિરનો યોહાન હીરકાનસે ઇ સ. પૂ. ૧૩૦માં નાશ કરી નાખ્યો. પછી તેઓએ એક બીજું મંદિર શખેમમા ઉભું કર્યું, અને એમ યહૂદી અને સમરૂની બન્ને કોમ વચ્ચે આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તના વખત સુધી અણબનાવ જોવામાં આવે છે. યહુદીઓ તેમને હલકા ગણી તેમની સાથે કઇ પણ વહેવાર રાખતા નહિ (યોહા. ૪; ૯. લુક ૯; ૫૨, ૫૩). આપણા પ્રભુ ઇસુને યહૂદીઓએ સમરૂની કહ્યો હતો (યોહા. ૮; ૪૮). સમરૂનમાના ઘણાએ શરૂઆતમા સુવાર્તાનો અંગીકાર કર્યો હતો ઇસુએ જીવતા પાણી સબધે જેને વાત કરી હતી તે સમરૂની સ્ત્રી હતી (યોહા. ૪; ૫–૪૨) ખ્રીસ્તે એક સારા સમારીનુ દ્દષ્ટાંત કહ્યું (લુક ૧૦, ૩૩–૩૭). ઉપકાર માનવાને પાછો આવેલો કોઢિયો તે સમારી હતો (લુક. ૧૭, ૧૬). આ સમરૂનીઓના હજુ સુધી આસરે ૧૫૦ માણસ શખેમમા રહે છે અને પોતાના બાપદાદાનો ધર્મ ઘણો ચોકસાઇથી પાળતાં તેનાં ફરમાનો પ્રમાણે ચાલે છે. યહુદીઓ પાસે જે નિયમશાસ્ત્રની નકલ યરૂશાલેમમા હતી તે કરતા કેટલાક વાક્યોમાં ફેરવાળી નકલ સમરૂનીઓ પાસે હતી જુના કરારમાથી મુસાના પાંચ પુસ્તકો તેમણે ઇશ્વરપ્રેરિત ગણ્યાં હતા આ પાચે પુસ્તકને તેઓ એક પુસ્તકની માફક ગણતા હતા. નિયમશાસ્ત્રની આ નકલ વિષે તેઓ એવો દાવો કરતા હતા કે, એ નકલ મુસાના હાથમાથી અમને મળેલી છે. આ પુસ્તકનાં બે ભાષાંતર કરવામા આવ્યા છે એક સમરૂની ભાષામા, જે પહેલા સૈકામા, અને બીજું અરબી ભાષામા જે આસરે ૧૧ કે ૧૨ મા સૈકામા કરવામાં આવ્યુ છે. તેઓ યહુદી પર્વો તથા સાબ્બાથો પાળતા હતા.

આ પ્રાતમાં આવેલાં મુખ્ય શહેરોના નામ —સમરૂન, સૈખાર, શખેમ, સાલીમ, એનોન, કાઇસારીઆ, આંતિપાત્રસ.

૧. સમરૂન—મધ્ય ભાગમાં આ શહેર આવેલુ હતુ. સીધી લીટીમાં યરૂશાલેમ અને સમરૂન આ બન્ને રાજ્યધાનીના શહેરનુ અતર ૩૫ માઇલનુ હતુ. કાઇસાર ઑગસ્તસે આ શહેર મોટા હેરોદને આપ્યુ. હેરોદ મોટાએ તેને ફરીને બધાવ્યુ અને કાઇસાર ઑગસ્તસના નામમાં તે શહેરને "સેબાસ્ટે" નામ આપ્યુ નવા કરારમાં પ્ર. કૃ. ૮; ૫–૧૩ માં આ શહેરનુ નામ આવે છે, અને ત્યાં લખવામાં આવ્યુ છે કે, "ફિલીપે સમારીઆ શહેરમાં જઇને તેઓને ખ્રીસ્ત પ્રગટ કર્યો." એ શિવાય ખ્રીસ્તના સબધમાં નીચે પ્રમાણે વાત લખેલી છે:— સમરૂનમાં થઇને ઇસુને જવુ પડયુ (યોહા. ૪, ૩). સમરૂનમાં થઇને ગયો (લુક ૧૭; ૧૧) સમારીઆમાં તમે મારા સાક્ષી થશો (પ્ર. કૃ. ૧; ૮).

પ્રેરિતોનાં કૃત્યમા એ પ્રમાણેની વાત છે —સમરૂનમાં સુવાર્તા પ્રગટ કરી (પ્ર. કૃ. ૮ ; ૧, ૫, ૧૪ : ૯ , ૩૧ ૧૫ ; ૩). હાલમા તેને “સેબુસ્ટીએહ” કહે છે, અને તેમાં આસરે ૩૦૦ માણુસની વસ્તી દેખાય છે.

૨. સૈખાર કે }
૩. શખેમ }
સૈખાર તે શખેગ છે હાંસીઆમાં શખેમને સેખાર નામ આપવામાં આવ્યુ છે. પણ કેટલાક વિદ્વાનો એમ ધારે છે કે શખેમમાં પાણીના પુષ્કળ ઝરા આવેલા હતા, અને સમરૂની સ્ત્રી એટલે દૂર એવા ઉંડા કુવામાં પાણી ભરવા ગઇ હોય તે બહુ સભવિત નથી. તેથી કરીને એવો ખુલાસો કરે છે કે, હાલ “આસ્ખાર” નામનુ એક નાનું ગામ એબાલની દક્ષિણુ ગમ યાકુબના કુવાની ઉત્તરમા આસરે એક માઇલ પર આવેલ છે, તેજ પુરાતન સૈખાર હશે ( યોહા. ૪ , ૫ ).

૪. સાલીમ—એનોનની પાસે યરદનની પશ્ચિમે આ જગ્યા આવેલી હતી, જ્યાં યોહાન બાપ્તિસ્મા કરતો હતો (યોહા ૩ ; ૨૩). ઘણુ કરીને આ સાલીમ તે ઉત્પ. ૩૩ , ૧૮ માં આવેલુ શખેમ હશે, જે એનોનની દક્ષિણે સાત માઇલ ઉપર આવેલુ હતુ.

૫. એનોન—સાલીમની પાસે આ નામની એક જગ્યા હતી, જ્યાં પાણીના ઘણા ઝરા હતા. યોહાન બાપ્તિસ્મા કરનાર ત્યા બાપ્તિસ્મા આપતો હતો (યોહા ૩ , ૨૩). આ ઝરાઓના પાણી યાબ્બોક નાળાના મુખથી સામી બાજુ યરદન નદીને મળતાં હતા. એ જગ્યા હાલ “આઇનુન” નામથી ઓળખાય છે, જે પુરાતન એનોન હશે. તે જગ્યા ઉપલા ઝરાઓથી ઉત્તરમા ચાર માઇલ ઉપર આવેલ છે.

૬. કાઇસારીઆ—જોપ્પાની ઉત્તરે ૩૨ માઇલ ઉપર સૂરથી મિસર દેશ જવાના ધોરી રસ્તા પર અને ભૂમધ્ય સમુદ્રને કિનારે યરૂશાલેમથી વાયવ્ય કોણમાં ૭૦ માઇલ પર આ શહેર આવેલુ હતુ. આ શહેર મહાન હેરોદે ઇ. સ. પૂ ૧૦ માં બધાવ્યુ, અને તેને કાઇસાર ઑગસ્તસના નામ પરથી કાઇસારીઆ નામ આપવામા આવ્યું. યહુદાહના રૂમી ઇલાકાનુ તે મુખ્ય શહેર હતુ ; તેમજ રૂમી ગવર્નરની રાજ્યધાનીનુ શહેર અને રૂમી ફોજનું મુખ્ય મથક હતું. આ શહેરમાં કરનેલ્યસ સુબેદાર જે પોતાનાં ઘરનાં સઘળાં માણસો સુદ્ધાં દેવનુ ભય રાખતો હતો તે પ્રેરિત પીતરની મારફતે ખ્રીસ્તી થયો ( પ્રે. કૃ. ૧૦ ; ૧, ૨૪), અને એ પ્રમાણે વિદેશી ખ્રીસ્તીઓમાનો પહેલો તે કરનેલ્યસ હતો. સુવાર્તિક ફિલીપ પોતાની ચાર કુવારી દીકરીઓ સાથે આ શહેરમાં રહેતો હતો ( પ્રે. કૃ. ૨૧ ; ૮). જ્યારે યરૂશાલેમથી પાઉલને નાસવુ પડયુ ત્યારે આ બદરેથી વહાણે બેસી પોતાના વતન તાર્સસ ગયો હતો ( પ્રે. કૃ. ૯ ; ૩૦ ). વળી પાઉલ જ્યારે પોતાની બીજી મુસાફરીમાંથી પાછો આવ્યો ત્યારે આ શહેરમાં ઉતર્યો હતો ( પ્રે. કૃ. ૧૮ ; ૨૨ ),

અને રૂમની મુસાફરી પહેલા તે અહી બે વરસ કેદી રહ્યો ( પ્રે. કૃ. ૨૪; ૨૭ · ૨૫; ૧, ૪, ૬, ૧૩ ). વળી આ શહેરમાં "ઠરાવેલે દિવસે" કલાદીઅસ બાદશાહના માનમાં એક મેળાવડો થયો ત્યારે હેરોદ આગ્રીપા ૧ લાએ દેવની આગળ મગરૂર થઇ દેવને મહિમા આપ્યો નહિ, માટે પ્રભુના દૂતે તરત તેને માર્યો, ને કીડાથી ખવાઇ જઇને તેણે પ્રાણ છોડ્યો ( પ્રે. કૃ. ૧૨ ; ૧૯-૨૩). એજ રીતે તેનો ઘરડો બાપ હેરોદ મોટો પણ મરણ પામ્યો હતો આ શહેર હજુ સુધી એજ નામથી ઓળખાય છે , પણ તદન વેરાન થઇ ગયુ છે, અને કોઇ ત્યાં રહેતુ નથી ; પણ સાપ, વિંછુ અને જંગલી જાનવરોનુ તે કોતર થયુ છે. કહે છે કે યુસેબીઅસ ઇતિહાસક અને ધર્મપિતૃ ઓરીજન આ શહેરના રહીશ હતા.

૭. આંતીપાત્રસ—મહાન હેરોદે આ શહેર પોતાના પિતા આંતીપાતરના માનાર્થે બધાવી તેને પોતાનુ નામ આપ્યુ. આ શહેર કાઇસારીઆ અને લુદાની વચ્ચે કાઇસારીઆથી યરૂશાલેમ જવાના મોટા રૂમી સરીઆમ માર્ગ પર આવેલુ છે. પાઉલને જ્યારે કાઇસારીઆ લઇ જતા હતા ત્યારે સીપાઇઓ રાતોરાત તેને આ શહેરમાં લાવ્યા હતા કે જે કાઇસારીઆથી ૨૮ માઇલ દૂર અને યરૂશાલેમથી ૪૨ માઇલ દૂર હતુ ( પ્રે. કૃ ૨૩ , ૩૧ ). હાલ આ શહેર "રામ-એલ-આઇન" નામથી ઓળખાય છે, કે જ્યાં આગળથી પાણીનો એક મોટો ઝરો ઉત્પન્ન થાય છે.

યાકુબનો કુવો—( યોહા. ૪ , ૫, ૬ ) પાલેસ્તાઇન દેશમાં એવી જગ્યા બહુ થોડી છે કે જે વિષે કશી તકરાર ન હોય. આ કુવો યાકુબે જે જમીનનો ટુકડો હામોરના દીકરાઓ પાસેથી વેચાતો લીધો હતો તેમા ખોદાવ્યો હતો. આ કુવો યાકુબે પોતે ખોદાવ્યો હતો માટે તેનુ નામ "યાકુબનો કુવો" એવુ પડ્યુ (ઉત્પ. ૩૩ , ૧૯). હજી સુધી આ કુવો હૈયાત છે, પણ તેમા પાણી નથી. આ કુવો શખેમની અગ્નિ કોણમાં એબાલ અને ગરીઝીમ પર્વતોની ખાણમાં પેસતા નાકામાં આવેલ છે. તેની મધ્ય રેષા ૯ ફુટની તથા ઉંડાઇ ૭૫ ફુટની છે. એ ઉપરથી જણાય છે કે, અસલના વખતમાં હાલના કરતા આ કુવો બમણો ઉંડો હશે. આ કુવો ખોદતા ખરેખર ઘણી મહેનત તથા ખર્ચ થયો હશે. આ કુવાના સબધે નવા કરારમાં સમરૂની સ્ત્રીની વાત જોડાએલી છે, કે જ્યાં ઇસુએ "જીવનના પાણીનો" મધુર બોધ આપ્યો હતો ( યોહા. ૪. જુઓ ).

## ( ૩ ) યહુદાહ પ્રાંત.

બદિપ્રવાસ પછી યરદન નદીના પશ્ચિમ ભાગમાં આવેલા આખા મુલકને આ નામ આપવામાં આવેલ હતુ ( હાગા. ૧ ; ૧, ૧૪ · ૨ ; ૨ ). પણ ઇસુ ખ્રીસ્તના વખતમાં રૂમી રાજ્યના જમાનામાં પાલેસ્તાઇન દેશના ત્રણ ભાગ પાડવામાં આવ્યા હતા, જેમાંના દક્ષિણ ભાગને યહુદાહ કહેતા હતા ( માત્થી ૨ ; ૧, ૫ : ૩ ; ૧ : ૪ ; ૨૫). તોપણ કોઇ કોઇ વખત આખા પાલેસ્તાઇન દેશને

આ નામ આપવામાં આવે છે (પ્રે. કૃ. ૨૮ ; ૨૧). પણ ખરી રીતે જોતાં કનાનનો દક્ષિણ ભાગ જે સમારીઆથી દક્ષિણે ૧૦૦ માઇલ લાંબો અને ૬૦ માઇલ પહોળો આવેલ છે, તેને યહુદાહ નામ આપવામાં આવ્યુ છે. આ ભાગમાં યહુદાહ, બિન્યામીન, દાન, શિમઓનના ભાગ આવેલા હતા. આ પ્રાતમાં ઇસુનો જન્મ, મરણુ, પુનરૂત્થાન તથા સ્વર્ગારોહણુ થયાં હતાં. યહુદાહ દેશનો પહેલો ગવર્નર (પ્રોક્યુરેટર) કોપોનિયસ હતો (ઇ. સ. ૬–૯) અને પિલાત તે પાચમો હતો (ઇ. સ. ૨૬–૩૭).

ઐતિહાસિક બિના—એદોમ દેશ અગાઉ અરાબાહની પૂર્વે બાજુએ એટલે મૃત સરોવરના દક્ષિણુ છેડાથી માંડીને અકાબાના અખાત સુધીમાં આવેલો હતો. પરતુ યહુદાહના બદિપ્રવાસ પછી તેઓ પાલેસ્તાઇનના દક્ષિણમાં આવી વસ્યા, અને ધીમે ધીમે તેઓ યહુદી પ્રજામાં જોડાઇ ગયા, ને યહુદી ધર્મ મુજબના સઘળા હકના ભાગીદાર થયા. હેરોદ મોટાનો બાપ આન્ટિપાતર અદોમ કુળનો હતો

યહુદાહ પ્રાંતમાં આવેલાં શહેરો·—યરૂશાલેમ, જોપ્પા, યરેખો, આરીમથાઇ કે રામાહ, બેથલેહેમ, બેથાની, બેથફાગે, ઇમાશ, લુદા, ઇફ્રાઇમ, ગાઝા, આઝોટ્સ.

સુચના—યાદ રાખવુ કે, જે જે શહેરો, ગામ, નદી, પહાડ ઇત્યાદિની હકીકત જુના તથા નવા કરારમા આવે છે, તેઓ સબધીની સામટી હકીકત બાર ભાગનુ વર્ણુન કરતાં આપી દીધેલ છે, માટે તેઓ સબધીની હકીકત ફરી ફરીને ન લખતાં માત્ર નવા કરારમા જેટલી વાત છે, તેટલીજ આ જગ્યાએ આપવામાં આવે છે, અને જેની હકીકત અહી આપવામાં ન આવે તો તેનુ વર્ણુન પાછળના ભાગમાં (પ્રાચીન પાલેસ્તાઇનમા) જોઇ લેવુ.

૧. યરૂશાલેમ—ખ્રીસ્તની મુલાકાત. શુદ્ધિકરણુના દિવસ પુરા થયા ત્યારે
તેને મદિરમાં લાવવામાં આવ્યો લુક ૨ ; ૨૪.
બાર વરસની ઉમરનો થયો ત્યારે યરૂશાલેમ આવ્યો લુક ૨ , ૪૧-૪૩.
મદિરનુ પહેલુ શુદ્ધિકરણુ ખ્રીસ્તથી કરવામાં આવ્યુ યોહા. ૨ ; ૧૩ ૨૨.
આડત્રીસ વરસના માંદાને સમો કર્યો યોહા. ૫ ; ૧–૯.
માડવા પર્વ વખતે ગયો. યોહ. ૭.
રાજા તરીકે ઇસુ યરૂશાલેમ આવ્યો. યોહા. ૧૨.

(તે ઉપરાંત ખ્રીસ્તના જીવન ચરિત્રનો છેલ્લો ભાગ યરૂશાલેમમાં ગાળ્યો છે).

પવિત્ર આત્માનુ ઉતરવુ (પ્રે. કૃ. ૨). સ્તેફનનું પત્થરે મરાવુ (પ્રે. કૃ. ૭). પહેલી મહાસભા (પ્રે. કૃ. ૧૫). પાઉલ યરૂશાલેમમાં (પ્રે. કૃ. ૨૧). યરૂશાલેમને જોઇને ખ્રીસ્ત રડયો. (માત્થી ૨૩ , ૨૭). તેના નાશ સબધી ભવિષ્ય (માત્થી ૨૪). નવુ યરૂશાલેમ (પ્રક ૨૧).

૨. જોપ્પા. (જુઓ પૃષ્ઠ ૧૦૫)

૩. યરેખો. (જુઓ પૃષ્ઠ ૮૪).

૪. આરીમથાઇ. પ્રભુ ઇસુનું દફન કરનાર યુસફ અહીંનો વતની હતો (માત્થી ૨૭ ; ૫૭).

૫. બેથલેહેમ. (જુઓ પૃષ્ઠ ૯૭).

૬. બેથાની—આ ગામ જૈતુન પહાડની અગ્નિ કોણમાં પહાડના ઢોળાવ પર (માર્ક ૧૧ ; ૧) યરૂશાલેમથી પૂર્વમા આશરે બે માઇલ દૂર યરેખોના રસ્તા ઉપર આવેલુ છે. ત્યા ખજુરીના ઘણા ઝાડ આવેલાં હતા, એ પરથી આ ગામને બેથાનીઆ એટલે ખજુરીનુ ઘર નામ આપવામા આવ્યુ હશે. આ ગામમાં લાજરસ અને તેની બહેનો રહેતી હતી. આપણા પ્રભુ ઇસુ ખ્રીસ્તની જીદગીના ઘણા બનાવો આ ગામની સાથે સબધ ધરાવે છે (માત્થી ૨૧, ૧૭ ૨૬, ૬. માર્ક ૧૧, ૧, ૧૧, ૧૨ · ૧૪, ૩ લુક ૨૪; ૫૦. યોહા. ૧૧; ૧, ૧૨; ૧). હાલ આ ગામ "એલ–આઝારિયા" એટલે લાજરસની જગ્યા એ નામથી ઓળખાય છે. આ ભગ્ગિત થએલુ ગામ દૂરથી બહુ સુદર દેખાય છે તેમાં હાલ કેવળ વીસ કુટુબ રહે છે. ત્યાના લોક મુસાફર લોકોને લાજરસનુ ઘર અને તેની કબર બતાવે છે પણ તે ખાતરીની વાત નહિ કહેવાય. નવી આવૃતિમા યોહાન ૧; ૨૮ મા બેથાબારાને બદલે બેથાનીઆ (જુના હસ્તલેખો પર આધાર રાખીને) લખેલ છે. એમ દેખાય છે કે યરદન નદીની પૂર્વમા આ નામની કોઇ જગ્યા આવેલી હતી.

૭ બેથ–ફાગે—યરૂશાલેમથી યરેખોની સડક પર જૈતુન પહાડ ઉપર આ નામનુ ગામ આવેલુ હતું અહીં આગળથી ઇસુએ બે શિષ્યોને ગધેડું લાવવાને મોકલ્યા હતા (માત્થી ૨૧, ૧ માર્ક ૧૧, ૧. લુક ૧૯, ૨૯). તે બેથાનીઆની છેક પાસે આવેલુ હતુ યરૂશાલેમથી શાબ્બાથ દિવસની મુસાફરી જેટલુ દૂર આવેલુ હતુ. એટલે આશરે ૨૦૦૦ હાથ દૂર હતું, હાલ આ ગામને "કેફ્રએત–તુર" કહે છે.

૮. ઇમાઉ—તારનાર પ્રભુ ઇસુના પુનરૂત્થાનને પહેલે દિવસે આ ગામથી યરૂશાલેમના રસ્તા ઉપર ચાલતા બે શિષ્યોની સાથે તેઓ નહિ ઓળખે એવી રીતે ઇસુએ વાતચિત કીધી હતી (લુક ૨૪, ૧૩). યરૂશાલેમથી આસરે સાત માઇલ દૂર "એલ–કુબૈબેહ" નામનુ એક ખંડિયેર જોવામાં આવે છે, તે વિષે વિદ્વાનોનું એવુ ધારવુ છે, કે એજ તો પુરાતન ઇમાઉ હશે વળી "ખુરએટ–ખમાસ" નામનુ એક ખડિયેર યરૂશાલેમથી નૈઋત્યમાં આઠ માઇલ દૂર છે, તે વિષે પણ એવુ ધારવામાં આવે છે કે તે પુરાતન ઇમાઉ હશે.

૯. લુદા—જોપ્પાથી પૂર્વમાં દરિયા કિનારાથી યરૂશાલેમ જવાના માર્ગ ઉપર આ શહેર આવેલું છે, તે એફ્રાઇમના ભાગમાં આવેલુ હતુ, અને શાસ્ત્રમાં માત્ર નવા કરારમા તેનુ નામ આવે છે (પ્રે. ૯, ૩૨, ૩૫, ૩૮). આ શહેરમાં પિત્તરે એનયસ નામના પક્ષઘાતીને સાજો કીધો હતો. જુના કરારમાં આ શહેરને લોદ નામ આપવામાં આવ્યું છે (૧ કાળ. ૮, ૧૨). આ શહેરને રૂમીઓએ એક વાર બાળી નાખ્યુ હતુ. પણ પછીથી તેને ફરી બધાવી "દીઓસપોલીશ" નામ આપ્યુ. હાલમાં તેને "લુદ" કહે છે, જે જોપ્પાથી પૂર્વમા નવ માઇલ ઉપર આવેલુ છે, એવુ કહેવાય છે કે, ઇગ્લાડનો ધર્મપિતૃ સેન્ટજ્યોર્જ ત્યાં જન્મ્યો હતો.

૧૦. એફ્રાઇમ—યરૂશાલેમની ઉત્તર પૂર્વમાં જે પહાડી મુલક આવેલો હતો, તેમાં આ શહેર હતુ. લાજરસને સજીવન કર્યા બાદ ઇસુ ખ્રીસ્ત આ શહેરમા પોતાના શિષ્યો સુદ્ધાં આવી રહ્યો હતો, જે વખતે યહુદીઓ ઇસુને મારી નાખવાને માહોમાંહે મસલહત કરતા હતા (યોહ. ૧૧, ૫૩). ઘણુકરીને યહોશુ. ૧૮; ૨૩ માં જેને ઓફ્રાહ કહે છે, તેજ આ એફ્રાઇમ હશે.

૧૧. ગાઝા કે ગાઝ—ફિલિપ સુવાર્તિકે હબસી ખોજાની મુલાકાત અહી લીધી હતી (પ્રે. ૮, ૨૬).

૧૨. આઝોટ—જુના કરારમાં તને આશ્દોદ નામ આપેલુ છે. ફિલિપ આઝાથી નિકળી અહી આવ્યો, ને અહીથી કાઇસારીમા ગયો (પ્રેરિ. ૮, ૪૦).

ટીપ—યરૂશાલેમના સબધમા કેટલાએક જાણવા લાયક સ્થળની હકીકત :—

૧. શીલોઆહ—મોકલાયલો. આ નામનો એક કુડ યરૂશાલેમની અગ્નિકોણમા કોટ બહાર આવેલો હતો. આ કુડ ૫૩ ફુટ લાંબો ૧૮ ફુટ પહોળો અને ૧૯ ફુટ ઉંડો હતો. આ કુંડમાં "કુંવારીઓનો ઝરો" એ નામના એક ઝરામાંથી પાણી આવે છે, તે ઝરાથી માંડીને શીલોઆહના કુડ સુધી પાણીની જે નીક આવે છે તેની લબાઇ ૧૧,૭૫૦ ફુટની છે. ઝરામાથી આ નહેરનુ પાણી નિકળી શીલોઆહના કુડમાં પડે છે, તે દરમિયાન આ નહેર ઘણાએક બગીચાને પાણી પુરૂ પાડે છે. આ કુંડને હેબ્રીમા "શેલાહ" કહે છે (નહે ૩; ૧૫). આ કુડ જે જગ્યામા આવેલો હતો, તે જગ્યાને તથા તેની આસપાસની જગ્યાને એજ નામ આપવામા આવ્યુ હતુ, હાલ કિદ્રોન નાળાની પૂર્વમાં આ જગ્યા ઉપર એક ગામ આવેલુ છે તેને શીલોઆમ કે શીલવાન કહે છે. અહી શીલોઆમનો બુરૂજ આવેલો હતો (જાઓ સીલોઆમ) શીલોઆહના કાનં

પાણી માંડવા પર્વને દિવસે એક યાજક આવી સોનાના વાસણમાં ભરી જતો, અને જ્યારે તે આ પાણી લઇને મંદિરમાં હાજર થતો ત્યારે રણશિંગડાં વગાડવામાં આવતાં, પછી યાજક અંદર જઇ વેદીની પાસે ઉભો રહી પાણી સાથે દ્રાક્ષરસ ભેળવી કુરબાની ઉપર છાંટતો હતો. આ વખતે પણ રણશિંગડાં સાથે ખુશીનો પોકાર પાડવામાં આવતો હતો. એમ કુંડનાં પાણી પવિત્ર ગણાતાં હતાં. યશા. ૮; ૬ ૭; ૩ માં આ કુંડને લગતી વાત આવે છે. આ કુંડ આગળ આપણા પ્રભુ ઇસુએ એક પ્રસિદ્ધ ચમત્કાર કીધો હતો; એટલે જન્મના આંધળાને દેખતો કીધો હતો (યોહા ૯; ૭–૧૧). આ કુંડને લગતા કેટલાએક હસ્તલેખ હાથ આવ્યા છે, જે ઘણા પુરાતન વખતના એટલે સુલેમાન તથા હિઝકીયાહના વખતના કહેવાય છે.

૨. સીલોઅમનો બુરૂજ—આ નામ માત્ર લુક ૧૩; ૪ માંજ આપવામાં આવ્યું છે. શીલોઆહના હોજની પાસે પુરાતન વખતમાં કોઇ બાદશાહે મોટી ઇમારતો બંધાવી હતી (૨ કાળ. ૨૭; ૩ ૩૩, ૧૪. નહે. ૩; ૨૬), તેમાના એક બુરૂજને ઘણું કરીને ઉપલું નામ આપવામાં આવ્યું છે. ખ્રીસ્ત કહે છે કે અહીં આગળ બુરૂજ પડવાથી ૧૮ માણસો મરણ પામ્યાં હતા (લુક ૧૩, ૪).

૩. બેથેસ્દા = કૃપાનું ઘર. યરૂશાલેમમા ઘેટાંના દરવાજા કે મારકેટ પાસે એક ન્હાવાનો કુંડ હતો, હેબ્રી ભાષામા તેને બેથેસ્દા, અને ગ્રીક ભાષામાં "કોલુમ બેથેશ" (તરીને ન્હાવાની જગ્યા) કહે છે (નહે. ૩; ૧. યોહા. ૫; ૨). યુસેબિઅસ ઇતિહાસક (ઇ. સ. ૩૩૦) તેને "ઘેટાંનો કુંડ" કહે છે. આ કુંડને લગતી પાંચ પરશાળ હતી, જેમા રોગી, આંધળા, લંગડા અને સુકાઇ ગએલા ઘણા માણસો આવીને "પાણી હાલવાની વાટ જોતા" પડી રહેતા હતા (યોહા. ૫, ૨). અહીં આગળ ઇસુએ ૩૮ વરસના માંદાને સમો કર્યો હતો આ કુંડને હાલ "કુવારીનો ઝરો" કહે છે, જે સીલોઅમના કુંડની પાસે કિદ્રોન નાળાના નીચ પ્રદેશમાં આવેલ છે. બીજા કેટલાએક ધારે છે કે આ બેથેસ્દા તે હાલનો "બરકેટ-ઇસ્રાએલ" કહેવાતો કુંડ હશે, પણ તે વિષે નક્કીપણે બતાવી શકાય તેમ નથી.

૪. ગેથસેમાને = તેલની ઘાણી. કિદ્રોન નાળાની પેલીપાર જૈતુન પહાડની તળેટીમાં જૈતવૃક્ષોના એક બગીચાને આ નામ આપવામાં આવ્યુ હતુ. પ્રભુ ઇસુ ખ્રીસ્ત અને તેના શિષ્યો આ વાડીમાં વારવાર જતા હતા (યોહા. ૧૮ ; ૧, ૨). જાણે કે આ જગ્યા તારનાર અને તેના શિષ્યોનુ નિવૃત્તિસ્થાન હતું. અહી એકાંતમા લોકની ગરબડથી અલગ થઇ પ્રભુ ઇસુ પોતાના પિતાની મુલાકાત કરતો હતો, અને એમજ "રીત પ્રમાણે" પોતાના મરણુની આગલી રાત્રે પોતાના શિષ્યો સુદ્ધાં આ વાડીમાં ગયો, અને યશાયાહ ભવિષ્યવાદીના કહેવા મુજબ તે ઘણો કષ્ટિત થયો. "મેં એકલાએ દ્રાક્ષરસ ખુંદ્યો છે, ને લોકોમાંથી કોઇ માણસ મારી સાથે નહોતુ ને મારો તમામ પોશાક મેં ડાઘેલ કીધો છે" (યશા. ૬૩ ; ૩). આખી દુનિયાના પાપનો બોજો તેને એટલો બધો અસહ્ય થયો કે, "લોહીનાં ટીપાં જેવો તેનો પરસેવો" હતો. જ્યારે પ્રભુ ઇસુ પોતાના લોકને માટે આ વાડીમાં એવી હાલતમાં હતો ત્યારે શિષ્યો પત્થર ફેંકાય એટલે દૂર ઉઘતા હતા (લુક ૨૨ ; ૩૯–૪૬. માત્થી ૨૬ ; ૩૬. માર્ક ૧૪ ; ૩૨ ). હાલમાં યરૂશાલેમના કોટથી થોડે દૂર એક જગ્યા દેખાડવામા આવે છે, કે જ્યાં આઠ પુરાતન જૈતવૃક્ષો મોજુદ છે, તેને ફરતો કોટ હાલ બાંધવામાં આવ્યો છે. વિદ્વાનોના ધારવા પ્રમાણે આ તે પુરાતન ગેથસેમાને છે.

## (૪) પેરીઆ પ્રાંત.

યરદન નદી અને મૃત સમુદ્રની પૂર્વેનો જે મુલક તેને પેરીઆ કહેતા હતા. "પેરીઆ" આ ગ્રીક નામ છે, અને તેનો અર્થ સામી બાજુનો દેશ, એવો થાય છે. આ કારણથી કોઇ વાર તેને "યરદનની પેલે પારનો દેશ" એવું નામ આપ્યુ છે. પ્રાચિન કાળે તેમાં ગિલઆદ, મોઆબ અને આમ્મોનપુત્રોનો મુલક હતો. ત્યાર પછી તે ઇસ્રાએલપુત્રોએ જીતી લીધો, અને અઢી કુળને વહેચી આપવામાં આવ્યો.

નવા કરારના જમાનામાં આ ભાગનાં જુદાં જુદાં નામોમાં વિભાગ પાડેલા હતા :—

૧. હાવ્રાન કે ઔરાન્ટીસ.
૨. આબીલેને.
૩. ઇતુરાઇ.
૪. ગૌલાનીતી.
૫. ત્રાખોનીતી.
૬. દકાપોલીસ.
૭. શુદ્ધ પેરીઆ.

૧. હાઉરાન કે ઑરાન્ટીસ—(હઝ. ૪૭ ; ૧૬). સિરીઆમાં આ પ્રાંત સહુથી ફળદ્રુપ છે. આજ સુધી આ પ્રાંતમાં આવેલા ખંડિયેરો જોવામાં આવે છે. યુનાની તથા રૂમી લોકો "ઓરોન્ટીસ" નામથી તેને ઓળખતા હતા. આ નામ પવિત્ર શાસ્ત્રમાં કેવળ એકજ વખત પાલેસ્તાઇન દેશની હદ બતાવતાં લખવામા આવ્યુ છે (હઝ. ૪૭ ; ૧૬, ૧૮ ).

૨. આબિલેને—હેર્મોન પહાડની ઉત્તરે અને આન્ટિલીબાનસ પર્વતના પૂર્વ ઢોળાવ પર આવેલુ પરગણુ હતુ. આ "આબિલેને" નામ કેવી રીતે પડયુ તેના સબધમાં બે વાત જોવામાં આવે છે. (૧) આ પરગણામાં આવેલા આબિલા નામના મુખ્ય શહેર પરથી એ પરગણાને ઉપરનુ નામ આપવામાં આવ્યુ છે. આ શહેર હેલીઓપોલીસ અને દમસ્કની વચમાં બારાદાના નીચાણના પ્રદેશમા દમસ્કથી ૧૮ માઇલ દૂર આવેલુ હતુ. (૨) આબિલેને આ નામ હાબેલ પરથી નિકળેલુ છે, જેનો અર્થ બીડ કે ઘાસની જગ્યા એવો થાય છે. અહીના વતનીઓ એને નબીહાબેલ કહે છે, એટલે હાબેલ ભવિષ્યવાદી, કારણ કે તેઓ એવુ ધારે છે કે કાઇને પોતાના ભાઇ હાબેલને મારીને અહી દાટયો હતો. રૂમી લોકોએ આ ભાગ જીતી લીધો ત્યારથી તે સુરીઆ કે અરામની સાથે જોડાયલો છે. ઇસુ ખ્રીસ્તના વખતમા લુસાનિયસ આ પ્રાતનો રાજા હતો (લુક ૩ ; ૧).

૩ ઇતુરાઇ કે ઇતુરીઆ—હેર્મોન પહાડની તળેટીમા આ એક નાનો ભાગ આવેલો હતો. કદાપિ જુના કરારમા જેને ગેશુર કહે છે તેજ એ હશે. ઇતુરાઇ કે ઇતુરીઆ, આ નામ ઇશ્માએલના પુત્ર યટૂર (ઉત્પ. ૨૫ , ૧૫) ઉપરથી પડયુ છે એક સમયે તેના વશજો અહી વાસો કરતા હતા ; પણ ૫૦૦ વરસ બાદ ઇસ્રાએલીઓએ તેમને હાકી મુક્યા, અને મનાશ્શેહ કુળના લોકોને ત્યાં વસાવ્યા ( ૧ કાળ. ૫ , ૧૯, ૨૩ ). પણ પછીથી ધીમે ધીમે અસલ કોમ જોર પર આવી પોતાના મુલકમાં ફરીથી વસી હશે એમ દેખાય છે. કેમકે ઇ. સ. પૂ. ૧૦૦ માં યહુદી બાદશાહ આરિસ્તોબુલસે આ દેશ તરફના જે લોકોને હરાવ્યા તેઓ ઇશ્માએલીઓ હતા, જેમને તેણે કહ્યુ કે, ગમે તો યહુદી ધર્મ સ્વીકારો, યા ગમે તો દેશ મુકી ચાલ્યા જાઓ. એ પરથી ઘણાએક ઇશ્માએલીઓ યહુદી થઇ ગયા, અને કેટલાએક હેર્મોન પહાડમાં ભરાઇ ગયા. ઇતુરીઆના લોકો તિરદાજ અને લુટારા હતા એમ કેટલાએક કહે છે. આખરે આ દેશ રૂમી સરકારના હાથમા આવ્યો ( ઇ. સ. પૂ. ૨૦ ), અને કાયસારે તે મહાન હેરોદના હાથમાં સોંપ્યો, અને મહાન હેરોદે મરતી વખતે આ પ્રાંત હેરોદ ફિલીપને આપ્યો ( લુક ૩ ; ૧ ). હાલના વખતમા ઇતુરાઇને "યેદુર" કહે છે. તેની સીમા—ઉત્તરે દમસ્કનુ મેદાન, દક્ષિણે ગોલાન, પૂર્વે આઓનિટીશ અને પશ્ચિમે હેર્મોન પહાડ આવેલો છે. આ પ્રાંતમાં ૩૮ શહેર અને ગામ આવેલાં છે ;

પણ તેમાંના દસ શહેર બિલકુલ વેરાન થઇ ગયાં છે, અને બાકીના તેમાં પણ થોડીજ વસ્તી જોવામાં આવે છે.

કાઇસારીઆ ફિલિપ્પી—આ શહેર બહુ ખુબસુરત જગ્યામાં આવેલું હતુ. તેની પાસે હેર્મોન પહાડ આવેલો હતો, જે સાત આઠ હજાર ફુટ ઉંચો હતો યરૂશાલેમથી ઉત્તરમાં ૧૨૦ માઇલ પર અને ગાલીલ સમુદ્રથી ઉત્તરમાં ૨૦ માઇલ પર એ આવેલુ હતુ તેનુ પુરાતન નામ બઆલ-ગાદ ( યહો. ૧૧ ; ૭ ) કે બઆલ-હેર્મોન ( ન્યા ૩ ; ૩. ૧ કાળ. ૫ ; ૨૩ ) હતું આ શહેરમાં "પાન" દેવતાની પૂજા થતી હતી, તેથી આ શહેરને પાનીઆસ પણ કહેતા હતા. આ શહેરમા હેરોદે કાઇસાર ઑગસ્તસના માનમાં એક મદિર બધાવ્યુ હતું. આ શહેરમા ત્યાર પછી હેરોદ ફિલિપે સુધારો વધારો કર્યો, અને શહેર સાથે પોતાનુ નામ પણ ઉમેર્યું. અથવા તો કદાપિ એમ હોય કે ભૂમધ્ય સમુદ્ર પરના કાઇસારીઆથી આ શહેર જુદુ ઓળખાવવાને એ નામ આપ્યુ હોય. હાલ આ શહેરની જગ્યાએ એક ગામ છે, જેને "બાનીયાસ" કહે છે. અહી આગળ આપણા પ્રભુ ઇસુએ પોતાના શિષ્યોને એક જાણવા લાયક પ્રશ્ન કર્યો કે, "હુ કોણ છુ તે વિષે લોકો શું કહે છે ?" ( માત્થી ૧૬ , ૧૩ )

૪. ગૌલાનીતી—ઇસ્રાએલીઓના બદિપ્રવાસ પછી આ બાશાનના ચાર ભાગ પડ્યા, તેમાનો એક ગોલાન પ્રાત હતો, જેને હાલ "જોલાન" કહે છે. આ પ્રાત ૩૯ માઇલ લાબો અને ૧૮ માઇલ પહોળો હતો. પુરાતન વખતમાં આ પ્રાતમા ૧૨૭ ગામ ગામડા આવેલા હતાં ; પણ હાલ તેઓમાંનાં કેવળ બેજ વસ્તીવાળાં છે. આ પ્રાતની જમીનમા ઘાસ ચારો ઉમદા થાય છે. આ ભાગમાં આવેલાં શહેર :—

(૧) બેથસૈદા-જુલિઅસ—આ શહેર ગાલીલ સમુદ્રની પૂર્વે, યરદન નદી સમુદ્રને મળે છે ત્યાથી ઉપર બે માઇલ દૂર આવેલુ હતુ અહી આગળ ઇસુએ પાંચ હજાર માણસોને ખવાડવાનો પ્રસિદ્ધ ચમત્કાર કીધો હતો ( માત્થી ૧૪; ૧૩–૨૧. માર્ક ૬ ; ૩૧. લુક ૯ ; ૧૦. યોહા. ૬ ; ૧-૧૭ ), અને આ જગ્યામા એક આંધળાને દેખતો કરવામાં આવ્યો (લુક ૯; ૧૦). આ શહેરને બેથસૈદા-જુલિયસ કહે છે; કેમકે ફિલીપે તેને ફરી બધાવ્યુ અને ઘણુ વધાર્યું, અને ત્યાર પછી કાઇસાર ઑગસ્તસની દીકરી જુલિયસના નામ પરથી તેની યાદગીરીમાં આ શહેરને બેથસૈદા-જુલિયસ નામ આપ્યુ. કેટલાએક એમ ધારે છે કે યરદન નદી ગાલીલ સમુદ્રને મળે છે તે જગ્યા ઉપર નદીની બન્ને બાજુ પર આ એકજ શહેર બાંધવામાં આવેલ હતું, જેનો એક ભાગ પૂર્વમાં અને બીજો ભાગ નદીની પશ્ચિમમાં હતો.

(૨) ગમાલા—ગાલીલ સમુદ્રના દક્ષિણ ભાગ પર પૂર્વ તરફ એક પ્રખ્યાત કિલ્લો હતો, કે જે યરૂશાલેમનો નાશ કર્યા અગાઉ રૂમી સિપાઇઓએ ઇ સ. ૬૯ માં જીતી લીધો. અહીં આગળ યહુદીઓની ભારે કતલ થઇ, કે જેમાં માહેમાંહે ૫૦૦૦ કપાઇ મુઆ હતા.

૫. ત્રાખોનીતી—હેબ્રીમાં (જુના કરારમાં) તેને આર્ગોબ કહે છે (પુન. ૩ ; ૪). અહી આગળ બે પહાડ આવેલા છે, તેને ગ્રીક કે યુનાની લોકો ત્રાખોનીશ કહેતા હતા, અને તે ઉપરથી આ ભાગને ત્રાખોનીતી કહેવા લાગ્યા. આ ભાગ ગાલીલ સમુદ્રથી પૂર્વમાં અરણ્ય તરફ આવેલો હતો. હાલ તેને "લેજાહ" કહે છે. આ પરગણામાં પહેલાંના વખતમાં શિકારી જાનવર, ચોર તથા લુટારા રહેતા હતા. ઇ. સ પૂ. ૨૩ માં આ પ્રદેશ ઑગસ્તસ બાદશાહે મહાન હેરોદને આપ્યો, એ માટે કે ત્યાંના લુટારા લોકોને વશ કરે. તેણે ૩,૦૦૦ અદોમીને ત્યા વસાવી ઘણાં શહેર બધાવ્યા. જ્યારે હેરોદના સસ્થાનો તેના પુત્રોમાં વહેચાયાં, ત્યારે ત્રાખોનીતી દેશ ફિલીપના ભાગમાં આવ્યો (લુક ૩ ; ૧).

૬. દકાપલીસ = દસ શહેર અગર દસ શહેરનું પરગણુ—આ પ્રાંત ગાલીલ સમુદ્રની પૂર્વ અને અગ્નિ કોણમા આવેલો હતો. તેમાં મુખ્ય દસ શહેર આવેલાં છે, અને વિદેશીઓ તેમાં રહેતા હતા. પ્લીનીના બ્યાનથી માલમ પડે છે કે, આ દેશ ૧૦૦ માઇલ લાંબો અને ૬૦ માઇલ પહોળો હતો. નવા કરારમાં આ પ્રાતનુ નામ ત્રણ વાર આવે છે (માત્થી ૪ ; ૨૫. માર્ક ૫ ; ૨૦ : ૭ ; ૩૧). દસે શહેરનાં નામ નીચે પ્રમાણે છે :—

(૧) સ્કીથીઓપોલીસ = સીથીઅન લોકનુ શહેર. દસે શહેરોમાં આ સૌથી મોટુ હતુ. તેનુ પુરાતન નામ બેથ-શાન છે. આ એકજ શહેર યરદનની પશ્ચિમે આવેલુ હતુ. બાકીનાં નવ યરદનની પૂર્વમાં આવેલાં હતાં (૧ શમૂ. ૩૧ ; ૧૦).

(૨) ગાડરા—આ પ્રસિદ્ધ શહેર આગળ ઇસુએ એક અશુદ્ધ આત્માઓને કે જેઓનુ નામ "સેના" હતુ, તેમને એક માણસમાંથી કાઢયા હતા. ગાડરા ગરગસાથી બહુ દૂર ન હતુ, માટે તે કોઇ વખતે ગગ્ગસા નામથી પણ ઓળખાતુ હતુ. તેને ગેરાસીનીઓનો દેશ એવુ નામ આપવામાં આવ્યુ છે (માત્થી ૮ ; ૨૮–૩૦. માર્ક ૫ ; ૧). સરોવરના પૂર્વ કાંઠા પર હાલમાં "કેરઝા" નામનું ગામ છે, જે પ્રાચીન ગરગસા હશે એવું ડૉ. થોમ્સનનુ ધારવુ છે.

(૩) હીપ્પૉસ–(૪) પેલ્લા=ગિલઆદ પહાડની તળેટીમાં હાલ એજ નાશ પામેલા શહેરનુ "તુબુકટ-ફાહીલ" નામનુ થોડુ બાંધણીનુ સ્થળ છે. જે સમયે રૂમી સરદાર તીતસે યરૂશાલેમને ઘેરો ઘાલ્યો હતો, તે સમયે શહેરમાં વસતા ખ્રીસ્તીઓ ખ્રીસ્તની કહેલી ભવિષ્યવાત પ્રમાણે (માત્થી ૨૪; ૧૬) આ શહેરમાં આવી વસ્યા હતા.

(૫) ફિલાદેલફિયા—તેનુ પુરાતન નામ રાબ્બાથ-આમ્મોન હતુ.

(૬) ગેરાસા. (૭) દીઓન.

(૮) કનાથા. (૯) રફાના. (૧૦) દમસ્ક.

જ્યારે રૂમી લોકે સીરિયા જીતી લીધુ (ઇ. સ. પૂ. ૬૫) ત્યારે તેઓએ આ શહેરો ફરીને બધાવ્યાં, અને તેમને દકાપલીસ નામ આપ્યુ હાલ આ પ્રાત વેરાન થઇ ગયો છે, અને દસમાનાં છ શહેરો તદન નાબુદ થઇ ગયા છે. સ્કીથીઓ-પોલીસ, ગાડરા અને કનાથામાં થોડી ઘણી વસ્તી છે પણ દમસ્ક આબાદ છે.

(૭) પેરીઆ—યાબ્બોક તથા આર્નોન આ બે નાળાંની વચ્ચે આવેલા ભાગને શુદ્ધ પેરીઆ કહેતા હતા. આ ભાગમાં આવેલા બે પ્રખ્યાત સ્થળોનાં નામ નીચે પ્રમાણે છે —

(૧) બેથ-બારાહ—યરદનના પૂર્વ કાંઠા પર આવેલું હતું. અહીં આગળ યોહાન બાપ્તિસ્મા કરતો હતો, અને આપણા તારનાર પ્રભુ ઇસુ ખ્રીસ્તનુ બાપ્તિસ્મા પણ અહી આગળ થયુ (માત્થી ૩, ૧૩–૧૭. યોહા. ૧, ૨૮).

(૨) માખીરસ—માખીરસનો કિલ્લો જે પેરીઆની દક્ષિણ સરહદ પર મૃત સમુદ્રની પૂર્વે નવ માઇલ ઉપર આવેલો હતો, ત્યાં યોહાન બાપ્તિસ્મા કરનારને હેરોદે કેદ કીધો હતો. અહી રહીને તેણે પોતાના બે શિષ્યોને ઇસુ પાસે એવુ પુછવા મોકલ્યા કે, "જે આવનાર તે તુજ છે કે અમે બીજાની વાટ જોઇએ?" (માત્થી ૧૧, ૩), અને આ કિલ્લામા તેનો શિરચ્છેદ કરાયો (માત્થી ૧૪; ૩–૧૨).

## (૫) પલિસ્તી દેશ.

સરહદ, વિસ્તાર અને દેખાવ—પલિસ્તીઓનો દેશ કનાન દેશની અદરનો નૈઋત્ય ભાગ હતો. આ દેશ એક ફળદ્રુપ મેદાનમાં હતો, જે જોપ્પાથી અરણ્ય સુધીમા આસરે ૪૦ માઇલ લાબો અને ૧૫ માઇલ પહોળો એવો દરિયા કાંઠે

આવેલો હતો. ચિઠ્ઠીઓથી ભાગ વહેંચાયો તે સમયે આ દેશ દાન, યહુદાહ તથા શિમઓનના ભાગમાં આવ્યો; પરંતુ તેઓ મૂળ દેશજાતિઓને હાંકી કાઢી શક્યા નહિ.

ઐતિહાસિક બિના—છેક પ્રાચીન જમાનામાં અહીં આગળ આવ્વીઓ વસતા હતા. તેઓનો કાફ્તોરીઓએ કાફ્તોરમાંથી ધસી આવીને વિનાશ કીધો ને તેમની જગ્યાએ પોતે વસ્યા (પુન. ૨; ૨૩. ઉત્પ. ૧૦, ૧૪ આમો. ૯, ૭). પલિસ્તીઓને કાફ્તોર દ્વીપના એટલે ત્યાંથી આવેલા કહે છે. એઓ હામના પુત્ર મિસરાઇમના વંશજ છે. કેટલાએકનું ધારવું એવું છે કે, આ કાફ્તોર દ્વીપ તે કદાપિ ક્રેટ ટાપુ હશે, બીજા કેટલાએક ધારે છે કે તે મિસરની નીલ નદીનો ડેલ્ટા હશે, અને એમ હોય તો પલિસ્તી કોમ તે મિસર દેશની એક કોમ ગણાય. અને તેમને વિષે એવું માને છે કે તેઓ આહિર રાજવંશી હતા, કે જેઓએ મિસરની ગાદી કંઇક વાર ભોગવી. અને ત્યાર પછી તેમને હાંકી કહાડવામાં આવ્યા; માટે ત્યાંથી નિકળીને મિસર તથા યહુદાહની વચ્ચેના દેશમાં વાસો કરવા લાગ્યા (નિર્ગ ૧૩; ૧૭ ૧૫, ૧૪). ઇબ્રાહીમના વખતમાં યહુદાહની નૈઋત્યમાં તેઓ વસતા હતા અને ગેરારમાં અબીમેલેખ તેમનો રાજા હતો (ઉત્પ. ૨૦; ૨). જે સમયે ઇસ્રાએલપુત્રો મિસરમાં હતા તે સમયે એફ્રાઇમના વંશજોમાંના કેટલાએકને પલિસ્તીઓ સાથે લડાઇ થઇ, જેમાં એફ્રાઇમપુત્રો મરાયા (૧ કાળ ૭; ૨૧). નિર્ગમન સમયે પલિસ્તીઓએ કનાનમાં પેસતાં ઇસ્રાએલપુત્રોને અટકાવ્યા, જેથી તેઓને અરણ્યને માર્ગે ચાલવું પડ્યું. ઇસ્રાએલપુત્રોના ઇતિહાસમાં, જો દુશ્મનો જોવા જઇએ તો, વધતે ઓછે ભાગે પલિસ્તીઓ દેખાય છે. દક્ષિણમાં મિસરનું રાજ્ય અને ઇશાન કોણ તરફ આશ્શૂર તથા બાબેલનું રાજ્ય; તેઓને જ્યારે લડાઇઓ થતી, ત્યારે રણક્ષેત્રભૂમિ પલિસ્તી દેશ દેખાય છે. આ કોમને પલેશેથવાસીઓ પણ કહે છે. આ બળવાન દેશજાતિ હેબ્રીઓની સાથે નિરંતર લડાઇ કરતી દેખાય છે, અને એમ આ હેબ્રીઓનો તે મોટો દુશ્મન હતો. તેઓ બન્ને વચ્ચે ઘણી વખત લડાઇ ચાલતી. કોઇ વાર જીત પામતા તો કોઇ વાર ભારે હાર ખાતા. તેમની શત્રુવટ રાજા હિઝકીયાહ સુધી ચાલુ રહી (૨ કાળ. ૧૮; ૮). ઇસુના સમયમાં પલિસ્તી લોક અલોપ થએલા દેખાય છે.

ગુણ, લક્ષણ, ધર્મ તથા રાજ્યાધિકાર.—પલિસ્તી લોકો બહુજ ચપળ અને સાહસિક હતા. તેઓનો વેપાર બહુ બહોળો હતો. ફેનીકી દેશનાં શહેરોની માફક તેઓના શહેરો પણ પ્રખ્યાત હતાં. ધર્મની બાબતમાં ફેનીકીઓને મળતા હતા. દાગોન (મત્સ્ય દેવ) જેની પુછડી માછલાના આકારની અને શરીર મનુષ્યાકૃતિનું હતુ, તેનું મુખ્ય મંદિર આશ્દોદમાં હતું. આ તેઓનો મુખ્ય દેવ ગણાતો હતો. બઆલઝબુલ (માખીઓનો દેવ)નું મંદિર એક્રોનમાં હતું; જ્યાં

આગળ દેવવાણી પુછવાને માણસો જતાં હતાં (૨ રાજા ૧ ; ૨). અહી આગળ પલિસ્તી યાજકો તથા શકુન કહેનારાઓ રહેતા હતા (૧ શમૂ ૬ ; ૨). તેઓની ભાષા વિષે બહુજ થોડું જાણવામા આવ્યુ છે. એવુ ધારવામાં આવે છે કે તેમની ભાષા હેબ્રી ભાષાની સાથે સબધ રાખતી હતી.

ગેરાર પ્રાચીન કાળે પલિસ્તીઓના નગર તરીકે પ્રસિદ્ધ કરેલુ છે. પરતુ તેઓનાં પાચ મુખ્ય શહેરો ગણાતાં હતા:—એક્રોન, આશ્દોદ, આશ્કલોન, ગાઝાહ, ગાથ (તે ઉપરાત મારેશાહ).

૧. ગેરાર.—પાલેસ્ટાઇનની દક્ષિણમા આવેલુ પલિસ્તીઓનું સૌથી પુરાતન શહેર હતુ ને ગાઝાહની દક્ષિણે આવેલું હતુ (ઉત્પ. ૧૦ ; ૧૯ : ૨૦ ; ૧, ૨). ઇબ્રાહીમના વખતમા અહી અબીમેલેખ રાજા રાજ્ય કરતો હતો. ઇબ્રાહીમ અહી રહ્યો હતો, અને કદાચ ઇસ્હાકનો જન્મ પણ અહી થયો હશે. ઇબ્રાહીમ તથા ઇસ્હાક બનેએ આ જગ્યાએ પોતાની સ્ત્રીઓ વિષે જુઠુ બોલી પાપ કીધુ હતું (ઉત્પ. ૨૦ · ૨૬). અહીંની જમીન બહુ ફળદ્રુપ હતી. ઇસ્હાકે અહી વાવણી કરી હતી, અને તે વર્ષે સોગણો પાક પામ્યો હતો (ઉત્પ. ૨૬ ; ૧૨). અહી ઇબ્રાહીમે પાણીના કેટલાક કુવાઓ ખોદાવ્યા હતા, અને તેને સારૂ ગેરારના ભરવાડો તથા ઇસ્હાકના ભરવાડો વચ્ચે તકરાર ચાલી હતી (ઉત્પ. ૨૬ ; ૧૫-૨૩). તેની પાસે રહોબોથ નામનો કુવો ઇસ્હાકથી ખોદવામાં આવેલો હતો, હાલ તે કુવાની કેટલીક એધાણીઓ શોધી કાઢવામાં આવેલી છે. કેટલીક ખીણો જેમકે "વાડી-જેરૂર" અને બીજી તેની પાસે "વાડી-એર-રૂહાઇબીહ" અને એક ગામ જેને "ખીરબેલ-એલ-ગેરાર" કહે છે, જે ઇસ્હાકનુ રહેઠાણ તરીકે દર્શાવવામાં આવે છે.

૨. એક્રોન—પલિસ્તીઓનાં પાંચ મશહુર શહેરોમાંનુ એક હતું, અને ગાથ શહેરની ઉત્તરે ૧૧ માઇલ ઉપર તે આવેલુ હતુ તે પ્રથમ યહુદાહના ભાગમાં આવેલુ હતુ (યહો ૧૩ ; ૩), પણ ત્યાર પછી દાનકુળના કબજામાં આવ્યું (યહો. ૧૯ ; ૪૩) અને ત્યાર પછી પલિસ્તીઓના કબજામાં પૂરી રીતે આવ્યું (૧ શમૂ. ૫ ; ૧૦). કરારકોપના સબધમા એક્રોન પ્રસિદ્ધ છે. કોષ પલિસ્તીઓના દેશમાં સાત મહિના રહ્યો અને છેલ્લામાં છેલ્લો એક્રોનમાં હતો. આ વખતે પલિસ્તીઓ પર ઇશ્વરનો ભારે કોપ સળગી ઉઠવાથી, એક્રોનવાસીઓએ એક નવુ ગાડું બનાવીને તેને બે દુઝણી ગાયો જોડી, ત્યાંથી સાત માઇલ દૂર બેથ-શેમેશ (જેને હાલ "વાડી-શુરાર" કહે છે ત્યાં) મોકલી દીધો. યહોશુઆ બેથ શેમેશીના ખેતરમાં કોષનુ ગાડું આવીને થોભ્યુ હતુ. એક્રોન બઆલ-ઝબુલ દેવતાની પવિત્ર તિર્થની જગ્યા હતી (૨ રા. ૧ ; ૨, ૩, ૬). પલિસ્તીઓનાં બીજા શહેરો સાથે આ શહેરના નાશ વિષે ભવિષ્ય કહેવામાં આવ્યુ છે (યિર્મે. ૨૫ ; ૨૦. આમો. ૧ ; ૮. સફા. ૨ ; ૪. ઝખા. ૯ ; ૫, ૭). હાલ આ મશહુર

શહેરની જગ્યાએ કેવળ એક ગામડુ જોવામાં આવે છે, જેને "અકીર" કહે છે. તેમાં હાલ ૫૦ માટીના ઘર જોવામાં આવે છે, પણ બે પુરાતન કુવા જોઇને લોકો આગલા એક્રોનને યાદ કરે છે.

૩. આશ્દોદ.—ભૂમધ્ય સમુદ્રથી ત્રણ માઇલ ઉપર જોપ્પા અને ગાઝ્ઝાહની વચ્ચે આ શહેર આવેલું હતુ (યહો. ૧૫; ૪૭). દાગોન દેવતાનુ તે મુખ્ય મથક હતું (૧ શમૂ. ૫; ૫). પલિસ્તીઓએ દેવના કોષનુ હરણ કીધા પછી પહેલોજ તે અહીં રાખ્યો હતો. આ શહેર યહુદાહ કુળના ભાગમાં આવેલુ હતુ (યહો. ૧૫; ૪૭) પણ તે શહેર કદી સપૂર્ણ તાબે થયુ નહિ. મિસરના રાજા પ્સામ્મીટીકસે ૨૯ વરસ સુધી આ શહેરને ઘેરો ઘાલ્યો હતો તોપણ તેની સામે ટક્કર ઝીલી હતી. મિસરથી પાલેસ્ટાઇનના ધોરી રસ્તા ઉપર તે આવેલુ હતું (૨ કાળ. ૨૬; ૬. યશા. ૨૦; ૧). રાજા ઉઝ્ઝીયાહે થોડા વખતને માટે તેને તાબે કીધુ પણ તેના મરણ પછી ૫૦ વરસે આશ્શૂરીઓએ તેને તાબે કીધુ (ઇ. સ. પૂ ૭૫૮) અને ત્યાંના રહીશોને બદિવાન કરીને આશ્શૂર લઇ ગયો. નવા કરારમાં તેને 'આઝોટ' નામથી ઓળખાવેલુ છે. હબસી ખોજાનુ બાપ્તિસ્મા કર્યા પછી ફિલિપ સુવાર્તિક અહીં આગળ દેખાયો હતો (પ્રેરિ. ૮; ૪૦). હાલ તેને "એસ્દુદ" કહે છે.

૪. આશ્કલોન.—ગાઝ્ઝાહની ઉત્તરે ૧૨ માઇલ ઉપર ભૂમધ્ય સમુદ્ર પર આ શહેર આવેલું હતું. ન્યાયાધીશોના વખતમાં (ન્યા. ૧; ૧૮) યહુદીઓએ આ શહેર પોતાના તાબામા કીધુ, પણ પછીથી થોડા વખતમા પલિસ્તીઓએ પાછુ પોતાના કબજામાં લીધુ, અને મહાન આલેકસાદરના વખત સુધી તે પુરેપુરૂ તાબે થયુ નહિ. શામશન તિમ્નાહથી ત્યાં જઇ ૩૦ માણસોની કતલ કરી તેમને લુટી લાવ્યો હતો (ન્યા. ૧૪; ૧૯) તેના સપૂર્ણ નાશ સબધીની ભવિષ્યવાત શાસ્ત્રમાં વારવાર આવે છે (જુઓ, યિર્મે. ૨૫; ૨૦: ૪૭; ૫, ૭. આમો. ૧; ૮. સફા. ૨; ૪, ૭. ઝખા. ૯, ૫). આ શહેર આગળ ઘણી લડાઇઓ થઇ હતી, તેને ઈંગ્લાડના પાદશાહ રીચર્ડ પહેલાએ ઘેરો ઘાલી ક્રુસેડની લડાઇમાં તાબે કર્યુ હતુ. રાજા મહાન હેરોદ આ શહેરમાં જન્મ્યો હતો, અને જો કે આ શહેર તેના કબજામાં ન હતુ તોપણ શહેરની શોભા તેણે વધારી. એના મરણ પછી એની બહેન સાલોમે ત્યા રહેતી હતી. વળી આ શહેરમા વીનસ દેવી (રતી દેવી) જેને તેઓ "ડેરસેટા" કહેતા, તેની પૂજા વિશેષ થતી હતી. પહેલાંના વખતમાં આ શહેર અગુર, જૈતુન, દાડમ, વિગેરે ફળફળાદિને માટે પ્રસિદ્ધ હતુ. ભવિષ્યવાત પ્રમાણે શહેર વેરાન થએલુ જોવામાં આવે છે. માત્ર આમ તેમ કિલ્લાનો કોઇ ભાગ અને એક સુદર થાંભલો નજરે પડે છે.

૫. ગાઝા કે ગાઝ્ઝાહ.—ગાઝ્ઝાહનુ હેબ્રી નામ અઝ્ઝાહ છે (૧ કાળ. ૭; ૨૮). દુનિયાના પુરાતન શહેરોમાંનુ ગાઝ્ઝાહ તે એક છે (ઉત્પ. ૧૦; ૧૯ યહો. ૧૫; ૪૭), પલિસ્તીઓનાં પાંચ નગરોમાંનુ સૌથી જાણુવાજોગ પ્રસિદ્ધ નગર આ

હતુ (૧ શમૂ. ૬ ; ૧૭). તે ભૂમધ્ય સમુદ્રના કિનારા પર મિસર દેશની સાથેના વેપાર રોજગારનુ મુખ્ય બંદર હતું. આ શહેરના પુરાતન વતનીઓ આવ્વીઓ કે હિવ્વીઓ હતા (પુન. ૨ ; ૨૩), તેઓ કનાનવશીઓ હતા. યહો. ૧૧ ; ૨૧, ૨૨માં તેમને અનાકીઓ કે રાક્ષસપુત્રોના વશજો કહે છે. ગાદ તથા આશ્દોદમાં પણ તેઓ રહેતા હતા. તેમનો કાફ્તોરીઓ નામની એક પલિસ્તી કોમે આવીને નાશ કીધો, અને તેમનો દેશ લઇને ત્યાં પોતે વસ્યા. આ શહેર કનાન દેશની વહેંચણીમાં યહુદાહના ભાગમાં આવ્યું હતું (યહો. ૧૫ ; ૪૭). આ શહેરના દરવાજા શામશૂન પોતાની ખાંધ પર મુકીને નાસી ગયો હતો (ન્યાયા. ૧૬ ; ૧-૩). વળી આ શહેરમાં શામશૂનની આંખો ફોડીને તથા પિત્તળની બેડીઓ તેના પગમાં પહેરાવીને બદિખાનામાં નાખ્યો હતો અને દળવાનુ કામ સોંપ્યુ હતું (ન્યાયા. ૧૬). આજકાલના મુસાફરો ત્યાંની ફરતી ઘટીઓનો અવાજ સાંભળીને શામશૂનની યાદ કરે છે. આ શહેરમાં પલિસ્તીઓના દાગોન દેવતાનું મોટું મદિર હતું. ત્યાં એક વખતે તમાશો કરી શામશૂનને બોલાવવામાં આવ્યો, જ્યાં "પલિસ્તીઓના સર્વ સરદારો" તથા તમાશો જોનાર સ્ત્રી પુરૂપ મળી આસરે ત્રણ હજાર માણુસ હાજર હતાં. આ વખતે શામશૂને ઇશ્વર પાસે બળ માગી જે બે થાંભલા ઉપર આ મોટી ઇમારતનો આધાર હતો, તે થાંભલા બન્ને હાથે ઝાલી હલાવ્યા, અને એમ કરતાં આ ગજાવર ઇમારત તુટી પડી અને શામશૂન સાથે સર્વ પલિસ્તીઓ ચગદાઇને મરણ પામ્યા (ન્યા. ૧૬ ; ૨૧-૨૩). આ શહેર વિરૂદ્ધ ઘણાં ભવિષ્ય કહેવામાં આવ્યાં છે (યિર્મે. ૨૫ ; ૨૦ ૪૭ ; ૫. આમો. ૧ ; ૬, ૭. સફા. ૨ ; ૪). આ શહેરને લગતી પ્રેરિ. ૮ ; ૨૬ માં એક વાત આવે છે. પ્રભુના દૂતે ફિલિપને કહ્યુ કે "યરૂશાલેમથી ગાઝાહમાં જવાય છે, તે માર્ગે દક્ષિણની ગમ તું ઉઠીને જા, તે રાન છે." ચાર હજાર વરસથી આ શહેર નામવાર ગણાય છે. ઘણીએક લડાઇઓના સબબે તેને નુકસાન પહોંચ્યુ છે, તો પણ હાલ યરૂશાલેમથી મોટું ગણાય છે. તેનુ હાલનુ નામ "ઘુઝેહ" છે, તેમાં હાલ આસરે દસ હજાર માણુસની વસ્તી છે.

૬. ગાથ—શાસ્ત્રના ઇતિહાસમાં આ શહેર બહુ પ્રખ્યાત ગણાય છે. યહોવાહનો કોષ આશ્દોદથી આ શહેરમાં લાવ્યા, અને તેથી કરીને શહેરનો મોટો સહાર થયો (૧ શમૂ. ૫ ; ૮, ૯ : ૬ ; ૧૭ ૭ ; ૧૪). પલિસ્તી મહાવીર ગોલ્યાથ આ શહેરમાં જન્મ્યો હતો (૧ શમૂ. ૧૭ ; ૪). વળી દાઉદ જ્યારે શાઉલની બીકથી નાસતો હતો ત્યારે ગાથના રાજા આખીશ પાસે તે ગયો હતો, અને તેણે દાઉદ ઉપર મહેરબાની કરી સિકલાગ ગામ તેને આપ્યુ (૧ શમૂ. ૨૧ ; ૧૦-૧૫) ત્યાર પછી દાઉદે આ શહેર પલિસ્તીઓ પાસેથી લઇ લીધુ (૧ કાળ. ૧૮ ; ૧). રાજા ઉઝ્ઝીયાહે લડાઇમાં આ શહેરનો કોટ પાડી નાખ્યો હતો (૨ કાળ. ૨૬ ; ૬). શિમઇના બે દાસો ગાથમાં ગયા હતા, તેમને પાછા લેવા માટે શિમઇ આગ્રા

તોડીને યરૂશાલેમની બહાર ગયો, તેથી કતલ થયો હતો (૧ રાજા ૨ ; ૩૮-૪૬). હાલમાં તેના સંબધી કંઇ નિશાણી જણાતી નથી ; પરતુ ડૉ. થોમ્સનના કહેવા પ્રમાણે આશ્કલોનની પૂર્વે આસરે ૨૦ માઇલ ઉપર "બૈત-ઇબ્રીમ" જેને એલ્યુથેરોપોલીસ કહે છે તેજ પુરાતન ગાથ હશે.

૭. મારેશાહ—અહી આસા રાજાએ ઝેરાહ કૂશીને દસ લાખ માણુસના સૈન્ય સાથે સખત હાર ખવાડી હતી (૨ કાળ. ૧૪ ; ૯, ૧૦). મીખાહ ભવિષ્યવાદીનુ જન્મસ્થળ તે હતું (મીખા. ૧ ; ૧). હાલ આ જગ્યા "એલ-મારેશાહ" નામના ખંડિયેરથી ઓળખાય છે. તે "બૈત ઇબ્રીમ"ની દક્ષિણમાં દોઢ માઇલ ઉપર આવેલ છે.

## ૬. મોઆબ.

મોઆબ દેશના ક્ષેત્રફળમાં જુદા જુદા જમાનામાં વધઘટ થએલી જોવામાં આવે છે. મૃત સરોવરની પૂર્વમાં આ દેશ આવેલો છે. લોટના પુત્ર મોઆબના વશજો હતા યરદનની પૂર્વે તરફ યાબ્બોક નાળાથી માંડીને દક્ષિણના રણ સુધીમા પ્રાચીનકાળે એમ્મીઓ વસતા હતા, તેઓની પાસેથી આ દેશ ખુંચી લીધો હતો. પરતુ અમોરીઓના રાજા સીહોને તેઓની પાસેથી આ દેશનો મોટો ભાગ છીનવી લીધો. વળી બાશાનના રાજા ઓગથી બાકીના ભાગનો કેટલોક મુલક સર કરાયો હતો. એ પ્રમાણે યહોશુઆએ જ્યારે દેશ વહેચી આપ્યો, ત્યારે માત્ર થોડો ભાગ મોઆબીઓના કબજામા હતો આર્નોન નાળાની દક્ષિણમા આવેલો દેશ કેટલાક સમય પછી મોઆબીઓએ ઇસ્રાએલપુત્રો પાસેથી (પોતાનાં પ્રાચીન શહેરો સહિત) પાછો પડાવી લીધો. આથી કરીને ઇસ્રાએલીઓની વહેચણીમાં આવેલાં ઘણાં શહેરોને શાસ્ત્રમાં વારવાર "મોઆબનાં શહેર" કહે છે. ઇસ્રાએલપુત્રોના ઇતિહાસની સાથે મોઆબીઓની હકીકત ઘણી વખતે આપવામાં આવે છે. ઇસ્રાએલપુત્રોને શાપ દેવા સારૂ જ્યારે મિદ્યાનીઓ બલઆમ પાસે ગયા ત્યારે મોઆબીઓ તેઓની સાથે સામેલ હતા (ગણ. ૨૨ ; ૭). એમના રાજા એગ્લોને ઇસ્રાએલપુત્રો પર ૧૮ વરસ સુધી જુલમ કીધો હતો પણ એહૂદ ન્યાયાધીશે તેને મારી નાખ્યો (ન્યા. ૩). ત્યાર પછી થોડાં વરસ સુધી ઇસ્રાએલપુત્રો સાથે મિત્રતા જણાય છે (રૂથ. ૧ ; ૧. ૧ શમૂ. ૨૨ ; ૩, ૪), પરતુ એજ શાંતિદાયક સબધ ઘણો વખત સુધી ટક્યો નહિ. મુખ્યત્વે કરીને લડાઇઓને કારણે ઇસ્રાએલપુત્રો વિરૂદ્ધ થયા. મોઆબના સબધમાં ઘણી ભવિષ્યવાણીઓ છે, જેમાં ઘણું કરીને તેના નાશ સબધી હકીકત સમાયલી છે (યશા. ૧૫ : ૧૬. યિર્મે. ૪૮). તેઓ કમોશ દેવતાની પૂજા કરતા હતા.

મોઆબી પત્થર (પરનો લેખ)—મોઆબના રાજા મેશા સબધીનો એક લેખનો પત્થર દીબોન શહેરના ખંડિયેરમાંથી એક જર્મન મિશનેરીને હાથ આવેલો

(ઇ. સ. ૧૮૬૮). તે પત્થર સાડાત્રણ ફુટ લાંબો અને બે ફુટ જાડો છે. આ પુરાતન લેખ ઇ. સ. પૂ. ૯૦૦માં ઉભો કરવામાં આવ્યો હશે લેખ ઉપર ૩૪ લીટી હેબ્રી ફેનીક્રી લીપીમાં લખેલી છે અને રાજા મેશાએ પોતાની જીતની યાદગીરીમાં તે ઉભો કર્યો હશે. આ લેખમાં ઓમ્રી અને હોરોનાઇમ સાથેની મેશાની લડાઇ વિષે તથા જાહેર બાંધકામ વિષે લખવામા આવ્યુ છે, અને તે ૨ રા. ૩; ૪–૨૭માં લખેલા ઇતિહાસને ટેકો આપે છે.

મોઆબનાં શહેરોમાંનાં પ્રખ્યાત શહેરોનાં નામ—ઉત્તરમાં કરીયોથ, બોસ્ત્રાહ, બેથ-ગામૂલ (આ શહેરો પ્રાચીનકાળે બાશાનના રાજ્યમાં હતાં). દક્ષિણમાં એલ-આલેહ, હેશ્બોન, દીબોન, અરોએર, રાબ્બાથ કે રાબ્બાહ, કીર, સોઆર (આ શહેરો પ્રાચીનકાળે સીહોનના રાજ્યમા આવેલાં હતાં).

૧. કરીયોથ—મોઆબ પર ઇશ્વરી શાસન આવી પડયુ તેમાં આ શહેર પણ હતુ (યિર્મે ૪૮, ૨૧-૨૪). પ્રાચીનકાળે હૌરાનના મોટાં શહેરોમાંનું એક હતુ; હાલમાં તેને "કુરેઇયેહ" કહે છે, અને તેનાં ખંડિયેરને માટે પ્રખ્યાત છે. ઘરોનાં ભીતડાં, છાપરાં, અને પત્થરનાં ચોકઠાં બીજાં શહેરોના કરતાં વજનદાર હતાં. આવી બાંધણી નિહાળતાં સહજ વિચાર આવે છે કે, આવું કામ રફાઇમ (રાક્ષસો) કરી શકે, કે જેઓ ઇબ્રાહીમના જમાનામા આ દેશમાં રહેતા હતા.

૨. બોસ્ત્રાહ—સપાટ પ્રદેશ પર આવેલુ મોઆબીઓનું આ શહેર હતુ (યિર્મે. ૪૮, ૨૪). મૃત સમુદ્રની પૂર્વમા હાલ જે "બુઝરાહ" નામથી ઓળખાય છે, તેજ પ્રાચીન મોઆબી બોસ્ત્રાહ હશે. ભવિષ્યવાદીના કહેવા પ્રમાણે હાલ બોસ્ત્રાહ પર આવેલુ શાસન નજરે પડે છે, કેમકે હાલ પડી ગએલા ખંડિયેરોનો વિશાળ નાશ અસલની મહત્વતા બતાવી આપે છે. હાલમા કેવળ વીસ ઘરમાં વસ્તી છે. અદોમની અદર એક બીજુ બોસ્ત્રાહ હતું (યશા. ૬૩, ૧), પરતુ તેની સાથે આ શહેરને સેળભેળ કરવુ નહિ.

૩. બેથ-ગામૂલ—ભવિષ્યમા તેના થનાર નાશ સબધીની હકીકતમાં આ શહેરનું નામ આપવામાં આવ્યું છે (યિર્મે. ૪૮, ૨૩). ચોતરફ ઉચો કોટ હતો અને લગભગ અર્વાચીન યરૂશાલેમ જેટલું ઘેરાવામા હતુ. રસ્તાઓ ફરસબધીના હતા. શહેરમા ખુલ્લાં ચોરસ સ્થળ (ચોતરા) હતાં, તેમજ કેટલાંક મોટાં જાહેરાંત મકાનો પણ હતાં. કાળા પહાણુની મજબુત બાંધણીનાં ઘર હતાં. પરતુ પ્રાચીન વૈભવ હાલમાં નષ્ટ થએલો છે.

૪. એલઆલેહ—રેઉબેનના ભાગમાં દક્ષિણ તરફ આ શહેર આવેલુ હતુ. ઘાસ ચારાને માટે તે જગ્યા પ્રખ્યાત હતી (ગણ. ૩૩; ૩, ૩૭). યશાયાહ તથા યિર્મેયાહ તેના નાશ વિષે બોલે છે (યશા. ૧૫; ૪: ૧૬; ૯. યિર્મે. ૪૮; ૩૪). હાલ નાશ પામેલા શહેરમાં "મોટી ટાંકીઓ, બાંધણીઓ

ટુકડા તથા ઘરોના પાયા" સંખ્યાબધ જોવામાં આવે છે. તેના ખડિયેરને હાલમ "એલ-આઅલ" કહે છે. હેશ્બોનથી એક માઇલ દૂર છે.

૫. હેશ્બોન—એક નાના પહાડ ઉપર સરખી સપાટી પર બાંધેલું હતું ત્યાં અમોરીઓનો રાજા સીહોન રાજ્ય કરતો હતો (યહો. ૯; ૧૦: ૧૩, ૧૭) ઇસ્રાએલીઓ જ્યારે કનાન દેશ તરફ જતા હતા ત્યારે અમોરીઓના રાજા સીહોને પોતાના દેશમાં થઇને ઇસ્રાએલીઓને જવાની મના કરી, તેથી મુસાએ તેમની સામે લડાઇ કરી તેને હરાવ્યો; અને ઇસ્રાએલીઓએ તેના સઘળા પ્રાંતો તેના તાબાના નગરો સુદ્ધાં લીધા (ગણ. ૨૧; ૨૩–૨૬), ત્યાર પછી આ શહેર લેવીઓને આપવામાં આવ્યુ (યહો. ૨૧; ૩૯). એ રેઉબેનના ભાગમાં હતું (ગણ. ૩૨; ૨૭) બંદિપ્રવાસ પછી આ શહેર મોઆબીઓના હાથમાં આવ્યું (યશા. ૧૫; ૪. યિર્મે ૪૮; ૨, ૩૪, ૩૫). આ શહેરનાં પુરાતન ખડિયેર મૃત સમુદ્રને ઉત્તર છેડે યરદન નદીની પૂર્વમા ૨૦ માઇલ દૂર હાલ જોવામાં આવે છે આ શહેરમાં ઘણાએક હોજ હતા, જેમાંનો એક કિલ્લા નીચે શહેરની દક્ષિણ તરફ બાથ-રાબ્બીમ ભાગળની પાસે આવેલો હતો, જેનુ બ્યાન સુ. ગી. ૭; ૪ માં કરેલું છે હાલ તેને "હસ્બાન" નામથી ઓળખવામાં આવે છે.

૬. દીબોન—આ શહેરને દીબોન-ગાદ પણ કહે છે (ગણ ૨૧, ૩૦: ૩૩ ૪૫). દીબોન-ગાદ કહેવાનુ કારણ એ છે કે, તેને દીબોન તથા ગાદે બંધાવ્યું હતું (યશા ૧૫; ૯). અરણ્યમાં થઇને ઇસ્રાએલપુત્રો કૂચ કરતા હતા, તે વખતમા આ સ્થળે છાવણી કરી હતી. હાલમાં તેને "ધીબાન" કહે છે, તે આર્નોનની ઉત્તરે ત્રણ માઇલ ઉપર અને મૃત સમુદ્રની પૂર્વમાં બાર માઇલ ઉપર આવેલુ છે. નાશ પામેલા મોટા ભાગનો થોડો ભાગ જોવામાં આવે છે.

૭. અરોએર—આર્નોન નદીની ઉત્તર ગમ (પુન. ૪; ૪૮. ન્યા. ૧૧ ૨૬. ૨ રા. ૧૦; ૩૩), સીહોન રાજ્યની દક્ષિણ સરહદ પર આ શહેર આવેલું હતુ. ઇસ્રાએલપુત્રોની ગણત્રી કરવાનો હુકમ દાઉદ રાજાએ આપ્યો, ત્યારે અહીં આગળ સેનાપતિ યેઆબે છાવણી કરેલી હતી (૨ શમૂ. ૨૪, ૫). હાલમાં તેને "અરાઇર" કહે છે, જે આર્નોન નાળાના ઝઝુમી રહેલા કરાડાની ધાર પર આવેલુ છે, અને મૃત સમુદ્રની પશ્ચિમે ૧૩ માઇલ ઉપર છે.

૮. રાબ્બાહ કે રાબ્બાથ અગર આર—મોઆબીઓની રાજ્યધાનીનું શહેર હતું (ગણ. ૨૧; ૨૮. પુન. ૨; ૯, ૧૮, ૨૯), અને આર્નોન નદી ઉપર આવેલુ હતુ (પુન. ૨; ૧૮, ૨૪. ગણ. ૨૧; ૧૩-૧૫). એમ દેખાય છે કે સીહોનના રાજાએ તેને બાળી નાખ્યુ (ગણ. ૨૧; ૨૮). તેના આવનાર નાશ વિષે યશાયાહે ભવિષ્ય કહ્યું કે, "આર-મોઆબ ઉજડ થયુ છે, નષ્ટ થયુ છે કેમકે રાત્રે કીર-મોઆબ ઉજડ થયુ છે" (યશા. ૧૫; ૧). ધર્મપિતૃ જેરો

એ વાતનો ખુલાસો એમ કરે છે કે રાતના કોઇ ધરતીકંપથી શહેરનો નાશ થયો હશે હજી સુધી આ શહેરની જગ્યા મૃત સમુદ્રની પૂર્વમાં ૧૭ માઇલ ઉપર અને આર્નોન નદીની દક્ષિણમાં ૧૦ માઇલ ઉપર બતાવવામાં આવે છે, જે માત્ર ખંડિયેરોનો મોટો ઢગલો છે.

૯. કીર—આ શહેરને કીર-હરેશેથ અગર કીર મોઆબ કહે છે (૨ રા. ૧૬; ૯. યશા. ૧૫; ૧ : ૨૨; ૩. આમો. ૧; ૫ : ૯; ૭). તે મોઆબનુ કિલ્લેદાર મજબુત શહેર હતુ. ઘણુ કરીને મોઆબના જે બે મજબુત કિલ્લા હતા એટલે આર તથા કીર, તે કીર ઘણું કરીને કીર-હરેશેથ હશે. આ કિલ્લો શત્રુના હાથમા જવો બહુજ મુશ્કેલ હતો, કેમકે ઉભા ખડક પર શહેર બાંધેલુ હતું, અને વળી પહાડની આજુબાજુ પાણીની ખાઇ હતી. રાજા આહાબના મરણ પછી મોઆબના રાજા મેશાએ ઇસ્રાએલ વિરૂદ્ધ બડ કરી ખંડણી આપવી બધ કરી. આ વખતે ઇસ્રાએલનો રાજા આહાબનો પુત્ર યહોરામ હતો તેથી રાજા યહોરામે યહુદાહના રાજા યહોશાફાટ તથા અદોમના રાજા સાથે સપ કરી મોઆબના રાજા સામે લડવા નિકળ્યો. આ જોઇ મોઆબનો રાજા મેશા નાસીને કીર હરેશેથના કિલ્લામાં ભરાયો. આથી કરીને યહોરામનુ સપીલુ સૈન્ય આગળ વધી શક્યુ નહિ, પણ દૂરથી પત્થરનો મારો ચલાવ્યો. આ જોઇ મોઆબના રાજા મેશાએ પોતાના ગાદીવારસ પુત્રનો કિલ્લા ઉપર હોમયજ્ઞ કીધો. "અને ઇસ્રાએલ ઉપર મહા ક્રોધ ચઢયો.. ને પોતાના દેશમાં પાછા આવ્યા" (૨ રા. ૩; ૨૦-૨૭). હાલ આ શહેરની જગ્યાએ "કેરાક" નામનુ એક નાનુ ગામ છે જે રાબ્બાથ-મોઆબથી ૭ માઇલ અને મૃત સમુદ્રથી ૧૦ માઇલ દૂર છે. પ્રાચીન મોઆબીઓનાં શહેરોમાંનુ માત્ર આ એકજ હૈયાતીમાં છે. વસ્તી આસરે ૩૦૦૦ સુધીની છે.

૧૦. સોઆર—મૃત સમુદ્રની પૂર્વમાં આવેલું એક શહેર હતું. લોટ તથા તની દીકરીઓ સદોમથી નાસીને આ શહેરમાં ગયાં હતાં (ઉત્પ. ૧૯; ૨૨, ૨૩). તેનુ પુરાતન નામ બેલા હતુ (ઉત્પ. ૧૪; ૨–૮). તેના વિષે યશા. ૧૫; ૫, અને યિર્મે. ૪૮; ૩૪ માં ભવિષ્ય કહે છે. હાલ આ શહેરનું ખંડિયેર કેરાકના કોતરના મુખ પાસે જોવામાં આવે છે.

## ૭. આમ્મોન.

ઐતિહાસિક બિના—ઇબ્રાહીમનાં ભત્રીજા લોટના દીકરા બેન-આમ્મોનના વશજોને આમ્મોનપુત્રો કે આમ્મોનીઓ કહે છે (ઉત્પ. ૧૯; ૩૮). તેઓ પોતાના પડોસી તથા પિત્રાઇ મોઆબીઓ સાથે કેટલીક બાબતમાં મિશ્ર જેવા હતા (અયૂ. ૨; ૨૯. ગણુ. ૨૩; ૩, ૪ એની સાથે ઉત્પ. ૨૨; ૨૩ સરખાવો). પહેલાં તેઓ યાબ્બોક તથા આર્નોન નાળા વચ્ચેના પ્રદેશમાં રહેતા હતા, પરંતુ

અમોરીઓના રાજા સીહોને તેમને એ દેશના પશ્ચિમ ભાગમાંથી કાઢી મુક્યા. ગાદ કુળની પૂર્વ તરફ તેમનું રાજ્ય હતુ. આમ્મોન તથા મોઆબ વચ્ચે આર્નોન નાળુ સરહદ સૂચક હતું. આ બન્ને કોમે ઇસ્રાએલીઓને શાપ આપવાને માટે બેઓરના દીકરા બલઆમને અરામ-નાહરાઇમના પથોરથી બોલાવ્યો. આમ્મોનીઓએ ઇસ્રાએલીઓ સાથે કનાનમાં પેસતાં કઇ પણ મિત્રાચારી બતાવી નહિ, માટે તેઓ વિષે ઠરાવ થયો કે, "આમ્મોની કે મોઆબી· ·છેક દસમી પેઢી સુધી તેમનુ કોઇ પણ યહોવાહની મડળીમાં કદી પ્રવેશ ન કરે." એમ આ કોમ તથા ઇસ્રાએલ કોમ વચ્ચે કેટલાક વખત સુધી દુશ્મનાઇ જારી રહી, અને એહૂદ, યિફ્તાહ અને શાઉલના વખતમાં તેઓએ ઇસ્રાએલીઓ પર ભારે જુલમ કીધો (ન્યાયા. ૩, ૧૩ ૧૦; ૭-૧૮ ૧૧, ૧-૩૩. ૧ શમૂ ૧૧; ૧-૧૧), પણ ત્યાર પછી યિફ્તાહે તેમને હરાવી તેમનાં ૨૦ નગરો જીતી લીધા (ન્યાયા. ૧૧, ૩૩), વળી શાઉલે તેમને ભારે હાર ખવાડી (૧ શમૂ. ૧૧, ૧૧); તેમજ દાઉદ રાજાએ તેમને તથા અરામીઓને સખત હાર ખવાડી ને આમ્મોનીઓનુ રાજધાનીનુ શહેર રાબ્બાહ જીતી લીધુ (૨ શમૂ. ૧૦; ૧૪ ૧૨, ૨૬-૩૧). ત્યાર પછી તેમનો ઇતિહાસ ૨ કાળ ૨૦; ૨૫ ૨૬; ૮. યિર્મે ૪૯, ૧. હઝ ૨૩, ૩, ૬ મા આવે છે. રાજા સુલેમાને નાઅમાહ આમ્મોનેણ સાથે લગ્ન કર્યું હતુ, અને તેથી રહાબઆમ ઉત્પન્ન થયો (૧ રાજા. ૧૪, ૩૧). ઇસ્રાએલ સાથેની અમ્મોનીઓની શત્રુવટને લીધે ભવિષ્યવાદીઓએ તેમની વિરૂદ્ધ નાશકારક ભવિષ્યો જાહેર કર્યાં છે (સફ. ૨, ૮. યિર્મે ૪૯; ૧-૬. હઝ. ૨૫; ૧ ૫, ૧૦ આમો. ૧; ૧૩-૧૫). આમ્મોનીઓ મોલેક કે મિલ્કોમ દેવતાની પૂજા કરતા હતા અને તેની આગળ મનુષ્યવધ પણ કરતા હતા (જુઓ ૧ રાજા. ૧૧, ૫, ૭). સુલેમાને પોતાની આમ્મોનેણ રાણીની મરજી પુરી કરવાને આ દેવતાનાં ઉચસ્થાનો બધાવ્યાં હતાં, જે રાજા યોશીયાહના વખત સુધી હસ્તી ધરાવતાં હતાં (૨ રાજા. ૨૩; ૧૩).

મુખ્ય નગરો—રાબ્બાહ કે રાબ્બાથ-આમોન, અને બીજુ ગેરેસા અગર જેરેશ હતાં.

રાબ્બાહ કે રાબ્બાથ-આમોન—આ શહેર યરદનની પૂર્વમા ૨૦ માઇલ ઉપર યાબ્બોક નાળાની પાસે આવેલુ હતું. તેમાં બાશાનના રાજા ઓગનો લોઢાનો પલંગ રાખવામા આવેલ હતો (પુન. ૩, ૧૧). આમ્મોનીઓ સાથે લડવાનો ઇસ્રાએલનો ઇરાદો નહોતો, પણ તેઓ ઇસ્રાએલીઓને સતાવવા લાગ્યા. તેથી યિફ્તાહ તથા શાઉલે તેઓને ઘણીવાર હરાવ્યા. અને ફરી દાઉદના વખતમાં જોરપર આવી ઇસ્રાએલીઓને સતાવવા લાગ્યા તેથી દાઉદે તેઓની સામે લડાઇ કરી તે પહેલા આ લોક સાથે દાઉદને મિત્રાઇ હતી. દાઉદે આ લોકની સામે લડવાને યોઆબ સેનાપતિને ગોદ્ધાઓનાં સઘળાં સૈન્ય સાથે મોકલ્યો. સપીલી કોમની

સામે બે વરસ ભારે લડાઇ ચાલી. યોઆબે તેમના રાજધાનીના શહેર રાબ્બાહપર ચઢાઇ કરી તેને ઘેરો ઘાલ્યો, અને મુખ્ય નગર કે "પાણીનું નગર" (૨ શમૂ. ૧૨ ; ૨૭) સર કીધુ. શહેરના આ ભાગને પાણીનુ નગર કહેવાનું કારણુ એ હતું કે, એક નહેર કિલ્લાની બહાર ઘણા જોરથી વહેતી હતી, અને એક ઝરાનું પાણી તેમાં વાળેલું હોવાથી દરેક મોસમમાં પાણી તેમાં ભરપુર હતું. આ પાણી વાળો ભાગ સર કર્યા બાદ કિલ્લા ઉપર ચઢાઇ થાય એમ હતુ. આ પ્રમાણે શહેરને જીતવું બહુ મુશ્કેલ હતુ, પણુ યોસેફસના બ્યાનથી માલમ પડે છે કે, શહેરમાં એકજ કુવો હોવાથી લોકો તરસે મરણુ પામ્યા, અને શહેર કબજે થયું. આજ શહેર આગળ ઉરીયાહ હિત્તીનું ખુન દાઉદે કરાવ્યુ હતુ (૨ શમૂ. ૧૧ ; ૧, ૧૭). આ નગરને સર કર્યા પછી દાઉદે ત્યાંના લોકોને ભારે શિક્ષા કરી હતી. આ શહેરના નાશ સબધી આમો. ૧ ; ૧૪. યિર્મે. ૪૯ ; ૨, ૩. હઝ. ૨૧ ; ૨૦. ૨૫ ; ૫ માં વાત આવે છે, અને તે વાત નબૂખાદનેસ્સારથી પૂર્ણ કરાઇ, તો પણુ ફરીથી રાબ્બાહ શહેર આબાદ કરવામાં આવ્યુ. ઇ. સ. પૂવમાં આ શહેર અરબ લોકોના કબજામાં આવ્યું. આ શહેરના ખંડિયેરમાં એક પડીભાગેલ ખ્રીસ્તી મદિર જોવામાં આવે છે. ગ્રીક લોકો આ શહેરને ફિલાદેલ્ફિયા કહેતા હતા. હાલ તેનું નામ "આમ્માન" છે. જો કે હાલમાં તદન પડીભાગેલ છે, છતાં ત્યાંની રગભૂમિ, કિલ્લો હજુ હૈયાત છે.

ગેરેસા અગર જેરેશ—પવિત્ર શાસ્ત્રમાં આ શહેર સબધી કશી હકીકત આપેલી નથી, પરતુ યોસેફસના સમયમાં તે બહુ પ્રખ્યાત થએલુ હતું. દેકા-પોલીસ અગર દસ શહેરો, એ નામથી ઓળખાતા નગરોમાંનું તે એક હતું. રૂમી રાજા તરફથી આ શહેરને કેટલાક ખાસ હક આપવામાં આવેલા હતા. તેમાંનાં ભવ્ય મકાનો રૂમીઓથી બધાવેલાં હતાં. ખંડિયેરોમાં મોટી મોટી કમાનો, મદિરો, નાટકશાળાઓ, ચોટાંઓ, શેરીઓ જોવામાં આવે છે, જે પૂર્વ પાલેસ્ટાઇનમાં સૌથી સારાં છે. ખડિયેરોમાં સૂર્યદેવ (બઆલ)નું મદિર ખાસ લક્ષ ખેચે છે.

## ૮. અદોમ દેશ.

સ્થિતિ, વિસ્તાર તથા ઐતિહાસિક બિના-અદોમ દેશ અગર સેઇર પર્વત, યહુદાહ તથા મોઆબની દક્ષિણમાં આવેલો હતો. તેની પૂર્વ દિશાએ અરબ-સ્તાનનો ભાગ હતો. આ દેશમાં પહેલાં "હોરી" લોક રહેતા હતા, અને તેમના એક પૂર્વજનુ નામ "સેઇર" હતુ, તે પરથી આ દેશનુ નામ સેઇર કહેવાયુ પણુ એસાવ જે અદોમ કહેવાય છે તેના હાથમાં જ્યારે આ દેશ આવ્યો ત્યારે તેનું નામ અદોમ પાડયુ. આ હોરી લોકને કદોરલાઓમેરે હરાવ્યા (ઉત્પ. ૧૪ ; ૬ ), પણુ એસાવપુત્રોએ આખરે તેમનો નાશ કરી તેમની જગ્યા લીધી (પુન. ૨ , ૧, ૨ ) છેક પ્રાચીનકાળથી એસાવના વશજો અહીં

આગળ વસ્તા હતા. અહીંના રાજ્યકર્ત્તાઓને "સરદાર" કહેતા હતા. ત્યાર પછી આઠ રાજાઓ થયા. ત્યાર પછી સરદારો થયા, અને ઇસ્રાએલપુત્રોમા કોઇ પણ રાજા થયો ન હતો તે પહેલા તેઓ રાજાઓ થએલા હતા શરૂઆતથીજ અદોમીઓ ઇસ્રાએલપુત્રોના દુશ્મનો હતા. મિસરથી કનાનમાં જતાં ઇસ્રાએલ-પુત્રોને પોતાની સરહદમાં થઇને જવા દીધા નહોતા. ઘણીવાર લડાઇઓ પણ કરી, ને ઇસ્રાએલપુત્રોમાં ભારે ત્રાસ ફેલાવ્યો હતો. દાઉદ રાજાએ તેમને જીતીને સર કર્યા હતા, તોપણ પાછળથી પરાક્રમી થયા. નબૂખાદનેસ્સાર રાજાએ જે વખતે યરૂશાલેમનો નાશ કર્યો તે વખતે આ અદોમી લોકો સખ્યામાં અધિક તથા પરાક્રમી હતા; અને યહુદીઓના કટ્ટા દુશ્મન હતા, તેથી ખાલ્દી લોકોને લડાઇમાં મદદ કરી, ને તાલીઓ પાડીને કહેવા લાગ્યા કે, "તેને જડ મૂળથી ઉખેડી નાખો" (ગીત. ૧૩૭; ૭). આ દુશ્મનાઇને લીધે પ્રભુએ ભવિષ્ય-વાદીઓની હસ્તકે તેમને શાપ આપ્યો "કે તેમની ભૂમિ લોહીથી પિધેલી થશે ને તેમની ધૂળ મેદથી રસદાર થશે" આખરે અદોમ ખાલ્દીઓના કબજામાં આવ્યો અને ત્યાર પછી ઇ. સ. ૧૦૫મા તે રૂમીઓના હાથમા ગયો. હેરોદ મોટાનો બાપ આન્ટિપાતર અદોમી કુળનો હતો નબાથિયન અરબોએ તેમના પર હલ્લો કરીને મુખ્ય શહેર પેટા કે સેલાહ કબજે કર્યું. પેટ્રા મુખ્ય રાજ્યધાની હતુ અને આરેતસ કહેવાતા રાજા ત્યાંના હતા.

આ દેશ પહાડી હતો, સેઇર પર્વત આડે આવેલો હતો, દેશ ફળદ્રુપ હતો. ફળદ્રુપતાને કારણે વળી ઉત્તરમાં આવેલા સીરી દેશ સાથે, અને દક્ષિણમા મિસર દેશ તથા લાલસમુદ્ર વાટે હિંદુસ્તાન સાથે બહોળો વ્યાપાર ચાલતો હતો, તેથી શ્રીમત દેશ ગણાતો હતો તેના સપૂર્ણ નાશ થવા વિષે યિર્મે. ૪૯. હઝકી. ૩૫. ઓબાધાહમાં હકીકત આવે છે. હાલમા તે તદન વેરાન છે. યૂરોપીઅન મુસાફરો માત્ર થોડાંજ વર્ષ ઉપર તેની શોધમા ગએલા હતા. તેઓ એવુ કહે છે કે "તેના વ્યાપારનો તદન અત આવ્યો છે. ખીણોના કૃત્રિમ કાંસ તદન ઉજ્જડ થયા છે. તમામ શહેરોનો નાશ કરાયો છે. અરબ લોકોથી દેશની લુટફાટ થઇ ગએલી છે. પ્રાચીન સમયે દેશમાં ઝાડોની જે ઘટા તે હાલ તદન નષ્ટ થએલી છે. અને સૂર્યના બળતાં કિરણોથી બાળી નખાયલી છે, જેથી અદોમ દેશ ખરેખર ખેદાન-મેદાન થએલો દેશ છે."

અદોમ દેશમા, અગર તેની સરહદમાં જે જાણવા લાયક પ્રખ્યાત સ્થળો છે, તે નીચે પ્રમાણે.—(૧) વાડી–એલ–અરાબ. (૨) સેઇર પર્વત. (૩) હોર પર્વત. (૪) પેટ્રા કે સેલાહ. (૫) તેમાન. (૬) બોસ્રાહ. (૭) કાદેશ-બાર્નીઆ. (૮) એલાથ. (૯) એસ્યોન–ગેબેર.

૧. વાડી–એલ–અરાબ— યરદનની મોટી ઉંડી ખીણ લાલસમુદ્ર સુધી ગએલી છે. એના સબધમા એવુ કહેવામા આવે છે કે, મૃતસરોવરના બન્યા

પહલાં, યરદન નદી, આ ખીણમાં થઇને લાલસમુદ્રને મળતી હતી. પરંતુ દરિયાની સપાટી તરફ જોતાં આ વાત માન્ય કરાતી નથી. આ ખીણની લંબાઇ ૧૦૦ માઇલ કરતાં વધારે છે. એવુ કહેવામાં આવે છે કે, આ ખીણના કોઇ ભાગ આગળ આગિયા સર્પ મોકલવામા આવ્યા હતા, તેમ પિત્તળનો સર્પ બનાવવામાં આવ્યો હતો. સેઇર પર્વતની હાર જે અદોમના પહાડો કહેવાય છે તે આ દેશમાં થઇને પૂર્વ તરફ જાય છે. જે સમયે ઇસ્રાએલપુત્રોને અદોમના ઉપરના ભાગમાં થઇને કનાનમાં પેસવા ન દીધા, તે સમયે કાદેશ-બાર્નિઆથી પાછા ફરીને, ઘેરી લેનાર સેઇર પર્વતની પડખે પડખે પાછા વળી છેક લાલસમુદ્ર સુધી આવવુ પડયુ. ત્યાર પછી સેઇર પર્વતની પૂર્વમાં આવેલા પ્રાચીન "રાજ-માર્ગે" થઇને જવુ પડયુ. હાલમા પણ એજ રસ્તે થઇને મુસાફર લોકો આવજા કરે છે.

૨. સેઇર પર્વત—આ નામ ખડકોની હાર દર્શાવે છે, કે જે વાડી-એલ-અરાબની પૂર્વ તરફ આસરે ૨૦૦ માઇલની પહોળાઇમા આવે છે. ઘણી જગ્યામાં ખીણોને કારણે છેદાયલો છે. તેઓમાંની કેટલીક જગ્યા છેક પ્રાચીન કાળે રસાળ હતી જેથી પુષ્કળ પાક નિપજતો હતો, અને ઘણા શહેર તથા ગામડાં વસેલાં હતાં, પણ હાલમાં તદન અફળ તથા વેરાન છે.

૩. હોર પર્વત—અદોમ દેશની સરહદ ઉપર સેઇર કે અદોમ પહાડની ધારમાં આવેલું આ એક શિખર હતુ (ગણ. ૨૦; ૨૨-૨૯). ઇસ્રાએલીઓની અરણ્યની મુસાફરીનો એક મુકામ અહી હતો. અદોમે ઇસ્રાએલીઓને પોતાના દેશમાં થઇને જવાની મના કરી, માટે તેઓએ હોર પર્વત આગળ છાવણી કરી (ગણ. ૨૦, ૧૪). અહી યહોવાહના હુકમ મુજબ હારૂન હોર પર્વત ઉપર ચઢયો, અને પોતાનાં વસ્ત્ર ઉતારી પોતાના પુત્ર એલ-આઝારને પહેરાવ્યાં, અને પોતે પોતાના પિતૃઓની સાથે મળી ગયો (ગણ. ૩૩; ૩૭-૪૧). આ હોર પર્વત વિશાળ ખુલ્લો પહાડ છે અને સિનાય જેવો ઉજ્જડ છે. તેના ઉપર ઘાસ, અગર ઝાડ કે છોડવાં થતાં નથી. શિખર ઉપર રહીને ચોતરફ ઘણે દૂર સુધી દેખાય છે. આ પર્વતને હાલ "યાબેલ-હારૂન" એવુ નામ આપવામાં આવ્યુ છે. ભૂમધ્ય સમુદ્રની સપાટીથી આ શિખર ૪,૮૦૦ ફૂટ અને મૃતસમુદ્રની સપાટીથી ૬,૦૦૦ ફૂટ ઉંચુ છે. આ પર્વત મૃતસમુદ્ર અને એલાનીટીક અખાતની વચ્ચે આવેલો છે. એવુ ધારવામાં આવે છે કે, આ પર્વતનાં બે શિખરોની વચ્ચે હારૂન મરણ પામ્યો. અને બીજા કેટલાએક એવુ ધારે છે કે, હારૂન જે પર્વત ઉપર મરણ પામ્યો તે હાલનો "યાબેલ-મદુરાહ" હશે જે અરાબાહની પશ્ચિમ બાજુ પર આવેલ છે. એવુ કહેવાય છે કે, જે સ્થળમાં હારૂન મરણ પામ્યો, તે સ્થળ ઉપર મુસલમાન લોકોએ એક મસ્જીદ બનાવેલી છે, અને તેનાં હાડકાંનો શેષ ત્યાં સાચવેલો છે.

૪. પેટ્રા અગર સેલા—અદોમની રાજ્યધાનીનુ શહેર હતું. 'વાડી-મુસા' અગર મુસાની ખીણુ એ નામની એક કઢણુ પર આ શહેર બાંધેલુ હતુ (૨ રાજા ૧૪ ; ૭). આ ખીણુ બહુજ સાંકડી હતી, અને આસરે બે માઇલ લાંબી હતી. બન્ને બાજુમાં ૪૦૦થી ૭૦૦ ફુટની ઉંચાઇમાં હતી. આ માર્ગ આગળ જતાં લંબચોરસ આકૃતિમાં પહોળો થએલો છે, જેથી ખડકો એક બીજાથી દૂર દેખાય છે. આ શહેર ખડકમાં બાંધેલું હોવાથી ઘણું મજબુત હતું, તોપણ યહુદાહના રાજા અમાસ્યાહે પરમેશ્વરની મદદથી તેને જીતી લીધુ અને તેનું નામ 'યોક્તએલ' એટલે પરમેશ્વરે દબાવ્યુ, એવુ પાડયું (૨ રાજા ૧૪ ; ૭). તેના નાશ સબધી ભવિષ્યવાત યશા. ૧૬ ; ૧. ઓબા. ૩ માં આવે છે. ભવિષ્યવાદી તેને "ખડકોની ફાટમાં રહેનાર" કહે છે. સિકદર પછી ગાદીએ બેસનાર આન્ટીગોનસે આ શહેર પર બે ત્રણ વાર ચઢાઇ કરી હતી પણ તેમાં તે હારી ગયો હતો. ત્યાર પછી ૩૦૦ વરસ બાદ આ શહેર રૂમીઓને તાબે થયુ હતુ. શહેરના રહીશો વેપારી વર્ગના હોઇ ઘણા દોલતમદ હતા. ઇ. સ. ૧૮૧૨ અને ૧૮૨૮ માં શોધ કરનાર વિદ્વાનો ત્યા ગયા, અને તે શહેરની ગુપ્ત રહેલી વાત તેમણે આ પ્રમાણે પ્રગટ કરી છે. "અરણ્યમા મુસાફરી કરી પહાડની એક સાંકડી ગલીમા થઇને આ શહેરના અજાયબ જેવા ખંડિયેરોમા દાખલ થવાય છે. પત્થરોમા ખોદી કાઢેલાં મકાનો તથા મદિરો જોનારને હેરત પમાડે છે. બીજું ખડકના પત્થરો રગબેરગી હોવાથી શહેરનો દેખાવ એક બગીચા સમાન સુદર દેખાય છે." હાલમા તે "પેતરા" નામથી ઓળખાય છે, ને તદ્દન જમીનદોસ્ત થએલ છે.

૫. તેમાન—આ શહેરના જ્ઞાન વિષે ભવિષ્યવાદી વર્ણન કરે છે (યિર્મે. ૪૯ ; ૭). અયૂબની પાસે જે મિત્રો આવ્યા તેઓ અદોમના હતા, અને તેઓ-માંનો એક અલીફાજ તેમાની હતો, જે અહીનો વતની હતો. હાલમા 'મઆન' નામનુ એક ગામ છે અને આસરે ૧૦૦૦ માણસની વસ્તી છે. આ ગામ "હજમાર્ગ" ઉપર આવેલું છે. આ વિશાળ ઉજડ પ્રદેશમાં માત્ર થોડાંજ ગામડાં આવેલાં છે.

૬. બાસરાહ—અદોમના રાજા યોબાબનુ એક શહેર હતુ જે પ્રાચીન કાળમાં રાજધાનીનુ નગર ગણાતું હતુ (ઉત્પ. ૩૬ ; ૩૩). અદોમના નાશ સબધી જે જે વચનો કહેવામાં આવ્યાં છે, તેમાં વારવાર આ શહેરનુ નામ દીધેલું છે (યશા. ૩૪ ; ૬ · ૬૩ ; ૧. યિર્મે. ૪૯ ; ૧૩. આમો. ૧ ; ૧૨. મીખા. ૨ ; ૧૨). હાલમાં તે સ્થળ ઉપર "એલ-બુસૈઇરેહ" નામનુ એક નાનું ગામડું આવેલું છે, જે મૃતસમુદ્રની અગ્નિકોણુમાં ૨૦ માઇલ ઉપર, "પેટ્રા" પરગણામાં આવેલ છે.

૭. કાદેશ-બાર્નેઆ—કાદેશ અગર કાદેશ-બાર્નેઆ નામની જગ્યા, અગ્નિ કોણુમાં પાલેસ્તાઇનની સરહદ પર હોરેબથી ૧૬૫ માઇલ ઉપર સીનના

અરણ્યમાં ( ગણુ. ૨૦; ૧ ) અને અદોમ દેશની સરહદ પર આવેલી છે ( ગણુ ૨૦; ૧૬ ). આ જગ્યામા પાણીનો એક સુદર ઝરો હતો માટે તેને "એન–મિશ્પાટ" પણ કહે છે ( ઉત્પ. ૧૪; ૭ ). ઇસ્રાએલીઓ વચનના દેશમાં પેઠા, તે પહેલાં આ જગ્યાએ બે વખત મુકામ કર્યો હતો. પહેલી વાર આ જગ્યા જોઇને તેઓ બહુ ખુશી થયા ( પુન. ૧; ૧૯-૪૬ ), અને કનાન દેશની જાસુસી કરવા દરેક કુળમાંથી એકેક માણુસ એમ બારને મોકલ્યા ( ગણુ. ૧૩; ૧૮–૩૧ ). દેશની જાસુસી કરીને ૪૦ દિવસે પાછા આવ્યા ત્યારે યહોશુઆ તથા કાલેબ શિવાય બાકીના દસ જણે ખોટી ખબર આપી· જેથી ઇસ્રાએલ-પુત્રોએ ભારે કચકચ ઉઠાવી, તેથી ઇશ્વરે તેમને ભારે શિક્ષા ફરમાવી કે "જેઓએ મને તુચ્છ કીધો છે, તેઓમાંનો કોઇ તે દેશને નહિ દેખશે" ( ગણુ ૧૪; ૨૩ ). તેથી તેઓ આમતેમ ૩૮ વર્ષ સુધી અરણ્યમાં રખડ્યા, ને સજાનો વખત પુરો થતાં ફરીને તેઓ કાદેશ–બાર્નેઆ આવ્યા. આ વખતે દગાખોર બધાં મરણુ પામ્યાં હતાં. અહી મુસાની બહેન મરિયમ મરણુ પામી. અહી ઇસ્રાએલીઓએ પાણીને માટે કચકચ કરી, અને મુસાની હસ્તક ચમત્કારીક રીતે પાણી મળ્યુ. પણુ મુસાએ આ વખતે ઇશ્વરની આજ્ઞા તોડી પાપ કીધુ ( ગણુ. ૨૭; ૧૪ ), તેની સજામાં મુસા તથા હારૂનને દેશમા પેસવાની મના કરવામાં આવી. ત્યાંથી નિકળી ઇસ્રાએલી જમાતે અદોમ દેશમા થઇ જવાનું કીધુ, પણુ અદોમના રાજાએ તેમને પોતાના દેશમાં થઇને જવાની પરવાનગી આપી નહિ, તેથી તેઓ અદોમ દેશનો ફેરો ખાઇને હોર પર્વત પાસે આવ્યા. હાલ આ જગ્યા "આઇન–એલ–કાદેશ" નામથી ઓળખાય છે, જે બેરશેબાથી અગ્નિ કોણુમાં ૧૨ માઇલ ઉપર આવેલી છે.

૮. એલાથ—લાલસમુદ્રના પૂર્વ તરફના અખાત ઉપર આવેલું બદર હતુ. એ કારણુથી આ અખાતને એલાન્ટીક અખાત નામ આપેલું હતુ. પ્રથમ તેનુ નામ પુન. ૨; ૮ માં આવે છે. આ રસ્તે થઇને ઇસ્રાએલીઓ મોઆબના મેદાનમાં આવ્યા હતા. સુલેમાન રાજાના સમયમાં યહુદીઓના તાબાનું બદર ગણાતું હતુ ( ૧ રા. ૯; ૨૬ ); પરતુ યોરામ રાજાના સમયમાં અદોમીઓએ તેને સર કર્યું; ત્યાર પછી ઉઝ્ઝીયાહ રાજાના સમયમાં તેને તાબે કરવામાં આવ્યુ; પણુ ત્યાર પછી ફરીથી યહુદીઓના કબજામાંથી જતું રહ્યું. અને અરામના રાજા રસીને એલાથને અરામના કબજામાં લીધુ, ત્યારથી રૂમીઓના કબજામાં આ શહેર આવ્યું, ત્યાં સુધીની તેની હકીક્ત બીલકુલ માલમ નથી. પુરાતન વખતમાં વેપાર રોજગારને લીધે શહેર બહુ મશહુર હતુ, પણુ હાલ ઘણાએક વખતથી અપ્રસિદ્ધ છે અરબ લોક તેને "ઐલાહ" કહે છે, અને જે હાજીઓ મક્કા મદિનાની હજ કરવા જાય છે તેઓ એક બે દિવસ અહી મુકામ કરે છે.

૮. એસ્યોન–ગેબેર—આ બંદર એલાથની પાસે લાલસમુદ્રની ઉત્તર-પૂર્વમા આવેલુ હતુ ( ગણુ. ૩૬ ; ૩૫ પુન. ૨ ; ૮ ). ઇસ્રાએલીઓએ કાદેશની પહેલા આ જગ્યાએ છાવણી કીધી હતી અહીં રાજા સુલેમાને વહાણનો કાફલો તૈયાર કર્યો હતો. અને અહીંથી સુલેમાનના સેવકો ઓફીર ગયા હતા ( ૧ રા. ૯, ૨૬ ૨ કાળ. ૮ ; ૧૭ ). આ જગ્યાએ રાજા યહોશાફાટે સોનું લાવવાને માટે વહાણ મોકલ્યાં હતાં, પણ તે ભાંગી ગયા હતાં ( ૧ રા. ૨૨ ; ૪૮. ૨ કાળ. ૨૦ ; ૩૬ ) હાલમા તેનુ નામ નિશાન નથી.

## ૯. અરબસ્તાનનું અરણ્ય, અને તેમાંની દેશજાતિઓ.

ઉપર વર્ણવેલા પાલેસ્ટાઇન તથા તેની પડોસના ઉંચ પ્રદેશો પૂર્વે તથા દક્ષિણમાં ઢળતા થએલા છે, અને છેક સીરી દેશ તથા અરબસ્તાનના અરણ્ય સુધી ગએલા છે. આ ઢોળાવમાં કેટલીક રખડતી દેશજાતિઓ, જેમના વિષે શાસ્ત્રમા વારવાર હકીકત આવે છે, તેઓનો વાસો તેમાં દેખાય છે. આ દેશજાતિઓમાં જે મુખ્ય તેઓના નામ નીચે પ્રમાણે —(૧) મિધાનીઓ. (૨) અમાલેકીઓ. (૩) અરબીઓ. (૪) કેદાર. (૫) કૂશીઓ (૬) શેબા.

૧. મિધાનીઓ— આ દેશજાતિનો મુખ્ય વાસો કનાનની પૂર્વમા, મોઆબીઓની પડોસમાં હતો જે સમયે ઇસ્રાએલપુત્રો મિસર દેશમાથી નિકળીને મોઆબની સરહદમાં આવી પહોંચ્યા તે સમયે તેઓને શાપ દેવાને બલઆમ મત્રવાદીને બોલાવવામાં મિધાનીઓ સામેલ હતા, તેમજ બઆલ–પેઓરની પૂજા કરાવવામાં તથા તેઓને ફસાવવામા મિધાનીઓ હતા ( ગણુ. ૧૫, ૧૭, ૧૮ ). ત્યાર પછી ન્યાયાધીશોના જમાનામાં તેઓ કેટલાંક વર્ષો સુધી અમાલેકીઓ સાથે જોડાયલા જણાય છે, અને વારવાર ઇસ્રાએલ દેશ પર ઓચિંતા છાપા મારતા હતા. છેક ગિદઓનના સમય સુધી ઇસ્રાએલપુત્રોને વારવાર બધવા કરીને ત્રાસ પમાડ્યો હતો. પરંતુ ગિદઓને એરડા–એલોનના મેદાનમાં તેઓ ઉપર જાણવા લાયક જીત મેળવી હતી. તે સમયે ગિદઓને અરણ્યમાં નોબાહની પૂર્વે ગમ સુધી જઇને તેઓના મુખ્ય રાજાઓને પણ મારી નાખ્યા હતા ( ન્યા. ૮ ; ૧૧, ૧૨ ). શહેરોમાં નહિ પણ તંબુઓમાં રહેતા હોવાથી પાછળ કંઇ નામ નિશાન નથી.

આ મિધાનીઓ વિષે એવુ ધારવામાં આવે છે કે, તેઓ ઇબ્રાહીમની સ્ત્રી કટરાહના દીકરાઓના વશજ હશે ( ઉત્પ. ૨૫, ૨ ). છેક પ્રાચીન કાળમાં તેઓ ઇશ્માએલી વેપારીઓની સાથે જોડાઇને, વારવાર વેપારનુ કામ કરતા હતા ( ઉત્પ. ૩૭ ; ૨૭, ૨૮ ).

મિધાનીઓનો એક બીજો ભાગ અરબસ્તાનમાં અકાબાહના અખાતની પૂર્વે બાજુમાં દેખાય છે. મુસા મિસર દેશમાથી નાઠો ત્યારે આ સ્થળમાં આવ્યો હતો, અને મિધાનના યાજક યિથ્રોની દીકરી સાથે લગ્ન કરી, ૪૦ વર્ષ સુધી

ભરવાડનુ કામ કર્યું હતુ ( નિર્ગ. ૨ ). અહી વસ્તા મિદ્યાનીઓ ઇબ્રાહીમની ઉપપત્ની કટૂરાહના વંશજ હશે કે કેમ, તે સબધી શક છે. મુસાએ કૂશી સ્ત્રી સાથે લગ્ન કર્યું હતુ ( ગણુ. ૧૨ ; ૧ ), તેથી કેટલાકનુ ધારવુ એમ છે કે તેઓ કૂશના વંશજ હશે. કદાચ બન્ને દેશજાતિઓનો આદ્યપિતા ઇબ્રાહીમનો પુત્ર હશે, પરંતુ બીજી દેશજાતિઓ સાથે મળી જવાથી સમસ્ત કોમને એકજ એટલે મિદ્યાન નામ લગાડવામાં આવ્યુ હશે.

વળી મિદ્યાનીઓને કેનીઓ પણ કહેલા છે, અને બલઆમે તેઓના નામ સબધી એજ નામથી ભવિષ્ય ભાખ્યુ છે ( ગણુ. ૨૪, ૨૧, ૨૨ ). મુસાના સસરાના વંશને કેનીઓ કહે છે. આ લોકો અસલની પોતાની દેશજાતિમાં ન રહ્યા, પણ ઇસ્રાએલપુત્રો સાથે જોડાયલા જણાય છે.

૨. અમાલેકીઓ—યહુદાહ તથા અદોમના દક્ષિણ અરણ્યમાં તેમનો મુખ્ય વાસો જણાય છે ( ગણુ. ૧૩ ; ૨૯. ૧ શમૂ ૧૫ ; ૭ ). બીજી કોમોની માફક આ કોમ કોઇ અમુક ઠેકાણે વાસો કરીને રહેતી નહિ, પણ દરેક મોસમમાં તબુઓમા રહેતી, અને આમતેમ રખડ્યા કરતી હતી. લડાઇના વખતમાં અમુક ફોજ તૈયાર કરીને તેઓ લડવા મોકલતા નહિ, પણ નાના મોટા બાયડી છોકરાં બધાં લડાઇમા તીડોની માફક તુટી પડતા હતાં ( ન્યા. ૬, ૩–૫ ). તેમના રાજાને હમેશાં અગાગ નામ આપતા હતા ( ગણુ. ૨૪ ; ૭. ૧ શમૂ. ૧૫ ; ૮ ). નામ ઉપરથી એવુ જણાય છે કે, તેઓ એસાવપુત્રના વંશજ હોય ( ઉત્પ. ૩૬ ; ૧૨ ). બીજા કેટલાએક એ કરતાંએ જુના વખતની દેશજાતિ બતાવે છે ( ઉત્પ. ૧૪, ૭ ). ઇસ્રાએલપુત્રોએ લાલસમુદ્ર ઓળગ્યો ત્યારથીજ અમાલેકીઓ શત્રુવટ રાખતા માલમ પડે છે. પર્વત ઉપર મુસાના બન્ને હાથને હારૂન તથા હૂરે ટેકો આપ્યો, જેથી યહોશુઆએ અમાલેકીઓ ઉપર જય મેળવ્યો ( નિર્ગ. ૧૭ ; ૮–૧૩ ). ગિદઓનના સમયમાં મિદ્યાનીઓ સાથે એક સપ કરીને ઇસ્રાએલપુત્રો સામે ઉઠયા હતા ( ન્યા. ૬, ૩ ) શાઉલ રાજાએ અમાલેકીઓને માર્યા હતા ( ૧ શમૂ. ૧૫, ૭ ). દાઉદ સીકલાગમાં હતો તે સમયે તેણે પણ અમાલેકીઓ પર હલ્લો કીધો હતો ( ૧ શમૂ ૨૭, ૮ ). બીજીવાર પણ દાઉદે તેઓને હરાવ્યા ( ૨ શમૂ. ૮ ; ૧૨ ). હઝકીયાહ રાજાના દિવસોમાં પાચસો શિમઓનપુત્રોએ અમાલેકીઓ પર ચઢાઇ કરીને માર્યા હતા ( ૧ કાળ. ૪, ૪૩ ). વળી એસ્તેરના પુસ્તકમાં ( ૩ ; ૧ ) જે હામાન અગાગીનુ નામ આવે છે, તે અમાલેકી વંશનો હશે એવુ જણાય છે ( સરખાવો ૧ શમૂ. ૧૫, ૮. ગણુ. ૨૪, ૭ ).

ભટકતી તથા લૂટફાટ કરતી આ અસલ દેશજાતિની જે ટેવ, તે હાલમાં પણ અરણ્યના અરબ લોકોમા જોવામા આવે છે, કે જેઓ તેમના વંશજો હશે, એવુ જણાય છે.

૩. અરબો—કોઇ ખાસ દેશજાતિ નહિ, પણ જંગલી રખડતી દેશજાતિ તરીકે શાસ્ત્રમાં વારંવાર ઓળખાવેલી છે (યશા. ૧૩; ૨૦. યિર્મે. ૩; ૨). અરબ રાજાઓ સબંધી શાસ્ત્રમાં હકીકત આવે છે ખરી (૧ રા. ૧૦; ૧૫. યિર્મે. ૨૫; ૨૪) પણ કદાચ આ રાજાઓ જેને અરબસ્તાન પેટ્રીઆ, એટલે ખડકોનું અરબસ્તાન કહે છે, જે પાલેસ્તાઇન તથા સીરી દેશની છેક લગોલગ આવેલું હતુ, તેને કહેતા હશે. પાઉલને જ્યારે દમસ્કથી નિકળવાની ફરજ પડી ત્યારે તે અરબસ્તાનમાં ગયો (ગલા. ૧; ૧૭). આ અરબસ્તાન તે દમસ્કની પાસેનો મુલક હશે પચાસી પર્વ વખતે અરબો પણ યરૂશાલેમમાં આવેલા હતા (પ્રે. કૃ. ૨; ૧૧).

૪. કેદાર—ઇશ્માએલનો બીજો પુત્ર (ઉત્પ. ૨૫; ૧૩), તેનાથી અરબોની ભટકતી કોમ ઉત્પન્ન થઇ, તેને આ નામ આપવામા આવ્યુ છે (યશા. ૨૧; ૧૬: ૪૨; ૧૧: ૬૦; ૭. યિર્મે ૨; ૧૦. હઝ. ૨૭; ૨૧). તેઓ અરબસ્તાનના વાયવ્ય કોણમા વસ્તા હતા. તેઓ જે તંબુઓમાં રહેતા હતા તે કાળા વાળના કપડાના બનાવવામા આવતા હતા (સુ. ગીત. ૧, ૫). "કેદારના ડેરાઓમાં વસુ છુ" (ગીત. ૧૨૦; ૫), એટલે ખરા દેવની સેવાથી દૂર થયો છું. નબૂખાદનેસ્સાર રાજાએ આ કોમને તાબે કરી મારી હતી (યિર્મે. ૪૯; ૨૮–૩૩).

૫. કૂશીઓ—હામનો જ્યેષ્ઠપુત્ર અને નિમ્રોદનો બાપ તે કૂશ હતો (ઉત્પ. ૧૦; ૮. ૧ કાળ. ૧, ૧૦), અને તેમણે જે દેશ વસાવ્યો તેને પોતાના નામ પરથી કૂશ દેશ કહેવામાં આવ્યો. એદન વાડીની બીજી નદી ગીહોન, જે વિષે લખ્યુ છે કે તે આખા કૂશ દેશને ઘેરે છે (ઉત્પ. ૨; ૧૩). એ પરથી જણાય છે કે, આ દેશ ઇસ્રાએલીઓની દક્ષિણમા આવેલો હશે. કૂશ દેશ તે કયો મુલક હશે તે વિષે વિદ્વાનોનુ ધારવુ એક મતનુ નથી. કેટલાએક કહે છે કે, કૂશની કોમ વધતા વધતા અરબસ્તાનની દક્ષિણ સુધી ગઇ અને ત્યાં વસી (૨ કાળ. ૨૧, ૧૬), અને ત્યાથી વધી બાબેલમા અને આશ્શૂરમાં રહેવા લાગી (૨ કાળ. ૧૦, ૯–૧૧). અને એમ જ્યાં જ્યાં તેઓ રહેવા લાગ્યા તે દેશને કૂશ નામ આપવામાં આવ્યુ હશે; પણ તે વાત સાબિત થઇ શકતી નથી. આફ્રિકામાં મિસરની દક્ષિણ સરહદ પર આ નામનો દેશ આવેલો હતો, જેને ગ્રીક લોકો ઇથીઓપીઆ કહેતા હતા (હઝ. ૨૯, ૧૦ ૩૦; ૪-૬). હાલમાં આપણે ઉપલા કૂશને ન્યુબીઆ અને આબિસીનીઆ નામથી ઓળખીએ છીએ (યશા. ૧૮; ૧. સફ. ૩; ૧૦). મિસર દેશના જુના લેખોમાં કૂશ દેશને ઇથીઓપીઆ નામ આપવામાં આવ્યુ છે. ગીત. ૬૧; ૩૧. યશા. ૧૮; ૧. યિર્મે. ૪૬; ૯, વિગેરે વાક્યો સાથે સરખાવતા ઇથીઓપીઆ તે કૂશ દેશ દેખાય છે. કૂશી લોકો કાળા અને કદાવર શરીરના હતા (યિર્મે. ૧૩; ૨૩), વળી તેઓ મોટા વેપારી પણ હતા (યશા. ૪૫, ૧૪). મિસરીઓ અને કૂશી લોકો વચ્ચે

બહુ લડાઇઓ થતી હતી, અને મિસરના કેટલાએક બાદશાહ કૂશી હતા (૨ રા. ૧૭; ૪ · ૧૯; ૯). યહુદાહના રાજા આસાની સામે અસખ્ય કૂશીઓ ચઢી આવ્યા હતા, પરતુ આસા રાજાએ તેમને હરાવ્યા ( ૨ કાળ. ૧૪; ૯ ). ખ્રીસ્તના જમાનામાં કૂશી લોક પર એક રાણીને અમલ હતો, કે જેને પ્રધાન ફિલીપ મારફતે ખ્રીસ્તી થયો ( પ્રે. કૃ. ૮, ૨૭ ). કદાચ આ લોકોનો વાસો એલાન્ટીક અખાતની પૂર્વ બાજુમાં અરબસ્તાનમાં હશે; બીજો એક ભાગ આફ્રિકામાં હતો.

૬. શેબા—અરબસ્તાનના ફેલિક્સ પ્રાતમા આ નામનુ એક રાજ્ય આવેલું હતું આ રાજ્યની રાણી અતિ ઘણુ સોનુ તથા મૂલ્યવાન હીરા માણેકની ભેટ લઇ રાજા સુલેમાન પાસે આવી હતી. આ શેબામાં જે કોમ વસ્તી હતી, તે વિષે વિદ્વાનો એમ માને છે કે, તે શેમવશી યોક્ટાનના વશની એક કોમ હતી. તે બહુ બહાદુર અને આબાદ હતી ( ૧ રા. ૧૦; ૧, ૨ ). આપણો પ્રભુ ઇસુ આ રાણીને "દક્ષિણની રાણી" કહે છે ( માત્થી ૧૨; ૪૨ ). કેટલાએકનું ધારવુ એવુ છે કે, અરબસ્તાન દ્વીપકલ્પની છેક દક્ષિણમાં જેને "યમન" એટલે દક્ષિણ કહે છે, તે અને શેબા એકજ હશે. હાલમાં લાલસમુદ્રને કાંઠે અગ્રેજી બદર એડન છે તેની પડોસમા આ દેશ હશે.

## ૧૦. અરબસ્તાનમાં સિનાયનો દ્વીપકલ્પ.

સિનાય દ્વીપકલ્પ જે અરબસ્તાનનો એક ભાગ છે, તે ભાગ શાસ્ત્રમાં બહુ પ્રખ્યાત ગણાય છે, કેમકે અહી નિયમશાસ્ત્ર અપાયુ. વળી ઇસ્રાએલપુત્રો મિસરમાથી નિકળ્યા પછી ૪૦ વર્ષ અહી આગળ રખડ્યા છે. આ દ્વીપકલ્પનો આકાર શકુ સમાન ભાસે છે. તેની વધારેમાં વધારે પહોળાઇ ૧૫૦ માઇલની અને લબાઇ ૨૦૦ માઇલની છે. બન્ને બાજુ ઉપર બે અખાત આવેલા છે, જેમાં લાલસમુદ્રના વિભાગ થએલા છે; દ્વીપકલ્પના ઉત્તર ભાગને હાલમાં "મૂકટ-એટ-ટીહ" કહે છે. તેમાં ચુનાના પહાડો ઝઝુમી રહેલા છે; પરતુ દક્ષિણ તરફના પહાડો ગુંચવણમા નાખે એવી રીતે આવેલા છે. તેઓમાના કેટલાએકની ઉચાઇ ૯૦૦૦ ફૂટ સુધીની છે.

લાલસમુદ્ર આસરે ૧૦૦૦ માઇલ લંબાયા પછી "બાબ-એલ-માન્ડેબની" સયોગીભૂમિ ( હાલમાં સુએઝની નહેર છે તે ) ને કારણે બે વિભાગમાં ફૂટાય છે. તેનુ એક પાંખીયુ સુએઝ તરફ આસરે ૧૫૦ માઇલ જાય છે, અને બીજું આકાબાહ તરફ જાય છે, જે લબાઇમાં પહેલાના કરતાં ઓછુ છે. સુએઝ તરફ જનારૂ પાંખીયુ ૨૦ કરતાં વધારે માઇલ પહોળું નથી, અને સુએઝની પાસે તો છેક સાંકડુ છે મિસરથી સિનાય તરફ આવતાં ઇસ્રાએલપુત્રોએ લાલસમુદ્રના આ પાંખીઆને ઓળગ્યુ હશે, પરતુ નક્કી સ્થળ કહેવાય નહિ. ઇસ્રાએલપુત્રો ધાસ્તીને

કારણે સિનાય પહાડની મુલાકાત લેતા નહિ. શાસ્ત્રમા માત્ર એકજ ઇસ્રાએલી વિષે, એટલે એલીયાહ વિષે વાંચવામાં આવે છે કે, તે આહાબ તથા ઇઝેબેલથી નાસતાં આ પહાડ ઉપર આવ્યો હતો (૧ રા. ૧૯, ૮). ત્યાર પછી ખ્રીસ્તીઓના જમાનામાં સતાવણીને સમયે, પાસેના પ્રદેશના ખ્રીસ્તીઓ નાસીને આ પર્વત ઉપર આશ્રય પામતા હતા. ત્યાર પછી તો આ પર્વત ઉપર મોટા મઠ બાધેલા જોવામા આવે છે. અને આસરે ૭૦૦૦ સાધુઓનો વાસો હતો એવુ કહેવાય છે. હાલમા તો પર્વતની તળેટી પાસે માત્ર એક "સેન્ટ કેથેરાઇન" નામનો મઠ છે, કે જે કોન્સ્ટન્ટીનોપલના બાદશાહ જસ્ટીનીયને ઇ. સ. ૫૨૭ મા બધાવેલો હતો. આ મઠમાથી બિશપ ટિશેન્ડોર્ફને ઇ. સ. ૧૮૫૯ મા ઇ. સ. ચોથા સૈકાનો લખેલો હસ્તલેખ, જેને આલેફ અગર સિનેઇટીકસ કહે છે તે, મળ્યો હતો.

"ઇસ્રાએલપુત્રો પોતાના સૈન્યો સુદ્ધાં મુસા તથા હારૂનની હસ્તક મિસર દેશમાંથી નિકળ્યા" ત્યારે તેઓએ ૪૨ મજલો કરી હતી. તેઓમાંની જે જે પ્રખ્યાત છે, તેઓની હકીકત નીચે પ્રમાણે છે —(૧) રામસેસ ગોશેન પ્રાંતમાં આવે છે. ત્યાથી ઇસ્રાએલપુત્રો નિકળ્યા હતા. (૨) સુક્કોથ (નિર્ગ. ૧૨; ૩૭). (૩) એથામ: અહીંથી માર્ગદર્શક તરીકે દિવસે મેઘસ્તભ અને રાત્રે અગ્નિસ્તભ તેઓની આગળ ચાલ્યા (નિર્ગ. ૧૩; ૨૧, ૨૨). (૪) પીહાહીરોથની પાસે સમુદ્ર કાઠે. (૫) લાલસમુદ્ર ઓળગ્યો ને સિનાય દ્વીપકલ્પમા આવ્યા. લાલસમુદ્ર ઓળગ્યા પછી જે પહેલી છાવણી કરી, તે આ દ્વીપકલ્પમાં હતી. "આયન–મુસા" અગર મુસાના ઝરા, આ સાત ઝરા છે, અહીં આગળ ખજુરીનાં ઝાડ ઘણાં થાય છે.

ઇસ્રાએલપુત્રોએ લાલસમુદ્ર ઓળંગ્યા પછી જે પહેલો મુકામ કર્યો, તે અહી આગળ હતો. "મારાહ" કડવુ, અહીં આગળ ઇસ્રાએલપુત્રોને કડવાં પાણી મળ્યા, જેથી તેઓ કચકચ કરવા લાગ્યા. માટે પ્રભુના બતાવ્યા પ્રમાણે મુસાએ એક વૃક્ષનાં પાંદડાં પાણીમા નાખ્યાં ને પાણી મીઠુ બનાવ્યુ (નિર્ગ. ૧૫, ૨૩). હાલમા આયન–મુસાથી ૪૭ માઇલ દૂર કેટલાએક કડવા પાણીના ઝરા છે, તે જગ્યાને "આઇન–હવારાહ" કહે છે.

એલીમ—અહી પાણીના બાર ઝરા તથા સિત્તેર ખજુરીનાં ઝાડ હતાં (નિર્ગ. ૧૫, ૨૭) લાલસમુદ્ર પાસે "એત–તીહ" નામનો પહાડ આવેલો છે, તેમાં ચાર ખીણો આવેલી છે અને મિઘાની લોક ધારે છે કે, "ધુરૂનદેલ" નામની તેમાની એક ખીણ તેજ એલિમ છે, જે "હવારાહ" થી આસરે પાંચ માઇલ દૂર છે.

સીનનુ અરણ્ય—મિસર દેશમાથી નિકળ્યા બાદ ઇસ્રાએલીઓ બીજા મહિનાને પદરમે દિવસે અહી આવી પહોચ્યા હતા. અહી આગળ ખોરાકને માટે

કચકચ કરી, તેથી યહોવાહે તેમના ઉપર મહેરબાની કરીને આકાશી અન્ન એટલે "માન્ના" ખાવાને આપ્યુ, તેમજ માંસને બદલે પુષ્કળ લાવરીઓ મોકલી હતી.

રફીદીમ—અહી લોકોને પીવાનુ પાણી મળ્યુ નહિ, માટે મુસાએ યહોવાહના હુકમથી હોરેબના ખડકમાંથી ચમત્કારિક રીતે પાણી આપ્યું. વળી અહી આગળ અમાલેક જોડે યુદ્ધ થયુ જેમાં મુસાની પ્રાર્થનાથી જીત થઇ. તે જગ્યામાં એક વેદી ઉભી કરવામાં આવી જેને "નિસ્સી" નામ આપ્યુ હતુ.

સિનાય—આ પહાડની તળેટીમાં ઇસ્રાએલીઓ આસરે એક વર્ષ ભર રહ્યા હતા. અહી આગળ બનેલી મુખ્ય બિનાઓ :—(૧) દસ આજ્ઞાઓ આપવામાં આવી (નિર્ગ. ૨૦). (૨) મુસા પહાડ ઉપર ગયો ને ૪૦ રાત દિવસ ઇશ્વરની હજુરમાં રહ્યો (નિર્ગ. ૨૪). (૩) મડપ બાંધવા વિષેના હુકમો આપવામા આવ્યા (નિર્ગ. ૨૫–૨૭) (૪) હારૂન તથા તેના પુત્રો સેવા માટે જુદા કરાયા (નિર્ગ. ૨૮–૩૧). (૫) સોનાનો વાછરડો બનાવ્યો અને પાટીઓ ભાગી નાખી (નિર્ગ. ૩૨–૩૩). (૬) બીજી વખત પત્થરની બે પાટીઓ અપાઇ (નિર્ગ. ૩૪). (૭) મડપ તૈયાર કરવામાં આવ્યો (નિર્ગ. ૩૫–૪૦). (૮) યજ્ઞના નિયમો અપાયા (લેવી. ૧–૭). (૯) હારૂન તથા તેના પુત્રોનું શુદ્ધિકરણ (લેવી. ૮–૯). (૧૦) નાદાબ તથા અબીહુનુ મરણ (લેવી. ૧૦; ૧–૭). (૧૧) લોકની ગણના કરવામાં આવી (ગણ. ૧–૩). (૧૨) લેવીઓની સેવા વિષેની સુચનાઓ (ગણ. ૪). (૧૩) બીજુ પાસ્ખાપર્વ પાળવામાં આવ્યુ (ઇ. સ. પૂ. ૧૪૯૦). (૧૪) યિથ્રોની મુલાકાત (નિર્ગ. ૧૮; ૧–૨૬).

આ સિનાય પર્વતને શાસ્ત્રમાં હોરબ નામ આપે છે. તે એક પહાડોની હાર છે, કે જેની કુલ લંબાઇ ૪૦ માઇલની છે. તેનાં નાનાં મોટાં ઘણાંએક શિખરો આવેલાં છે, તેમાં ત્રણ મુખ્ય ગણાય છે. (૧) સેરબાલ જે આસરે ૬૩૪૨ ફૂટ ઉંચુ છે. (૨) જેબેલ-કાથરીન ૮૦૬૩ ફૂટ ઉંચુ છે. (૩) જેબેલ-મુસા ૭૦૩૩ ફૂટ ઉંચુ છે. પર્વતોની હારોમાંના એકને હાલમાં મુસાફરો હોરેબ નામ આપે છે; તેની ઉત્તર બાજુમાં એક વિશાળ મેદાન છે જેને "વાડી-એલ-રાહાહ" કહે છે. એવુ ધારવામાં આવે છે કે, જે સમયે ઇસ્રાએલપુત્રોને નિયમ આપવામાં આવ્યો, તે વખતે તેમની છાવણી આ મેદાનમાં હતી. હોરેબની પૂર્વમાં એક ખીણ છે, જેને આરબ લોકો "વાડી-શુ-એઇબ" અગર યિથ્રોની ખીણ કહે છે. અહી યિથ્રો મુસાને મળવા આવ્યો હતો (નિર્ગ. ૧૮). ડૉ. રોબીન્સનનો મત એવો છે કે, જેને હાલ જેબેલ-મુસા એટલે મુસાનો પહાડ કહે છે, તે ખરો સિનાય પહાડ નથી. પણ એજ હારમાંના એકને "રાસ-એસ-સુફ્ સાફેહ" કહે છે, તેજ હશે. દેખાવ કહી આપે છે કે, અહી એ ગભીર બિના બની હશે. દેખાવમાં તે એક ફાટ સમાન ખુલ્લા શિખરનો, મેદાનમાં ઉચે ગએલો, ઉજડ જેવો, ઇશ્વરી ભયાસ્પદની ભારે લાગણી ઉપજાવે તેવો છે.

પારાનનુ અરણ્ય—આ અરણ્ય સિનાય દ્વીપકલ્પની ઇશાન કોણમા અરાબાહ અને સૂર અરણ્યની વચ્ચે આવેલુ હતુ. વાયવ્ય કોણમાં "એલ–આરીશ" નામની ખીણ આવેલી છે; હાલ તેને "બાદી–એતતીહ" (ભટકવાનું અરણ્ય) કહે છે. સિનાય પર્વતથી ઉપડી ત્રીજે દિવસે ઇસ્રાએલીઓ આ અરણ્યમા આવ્યા. આ અરણ્યમાં હાગાર પોતાના દીકરા સાથે હતી (ઉત્પ. ૨૧; ૨૧). આ અરણ્યમાંથી કનાન દેશની જાસુસી કરવાને માણસો મોકલવામા આવ્યા હતા (ગણ. ૧૩; ૩, ૨૬). ત્યાર પછી લાબી મુદતે દાઉદ જ્યારે શાઉલથી નાસતો હતો ત્યારે આ રાનમાં તેણે આસરો લીધો હતો (૨ શમૂ. ૨૫, ૧, ૪).

કિબ્રોથ–હાત્તાવાહ—આ જગ્યા સિનાય પહાડથી ત્રણ દિવસના રસ્તા જેટલી દૂર હતી. અહીં આગળ ઇસ્રાએલીઓ પર બે ભારે આફત આવી પડી (૧) યહોવાહનો અગ્નિ તેઓ મધ્યે સળગ્યો, ને છાવણીના છેક છેલ્લા છેડા સુધી બાળ'ને ભસ્મ કીધુ (ગણ. ૧૧, ૨). (૨) માન્નાથી કટાળી મિસરના ખાવાના તરફ મન કરવાથી તેમને ચમત્કારિક રીતે માસ ખાવાને મળ્યુ ખરૂ, પરંતુ ખાધાથી મરકી ફાટી ને હજારો માણસો મરણ પામ્યા, માટે તેને ઉપલુ નામ આપવામા આવ્યુ.

હસેરોથ—આ જગ્યા છાવણીને માટે બહુ વ્યવસ્થિત હતી; કેમકે તબુને માટે તથા જાનવરોને માટે અહીં ઝાડોની સારી છાયા હતી (ગણ. ૧૧, ૩૫· ૧૨; ૧૬. ૩૩, ૧૭, ૧૮. પુન ૧; ૧). આ જગ્યાએ મુસા એક કૂશી સ્ત્રી સાથે પરણ્યો, માટે મરિયમે તથા હારૂને મુસા સામે કચકચ કરી. આ વખતે મરિયમને કોઢ વળગ્યો, પણ મુસાની વિનતીથી સારી થઇ. હાલમાં આ સ્થળને "આયન–હુધેરાહ" કહે છે. અહીંનો દેખાવ હરિયાળો ભાસે છે.

કાદેશ–બાર્નેઆ—કનાનની દક્ષિણ સરહદ પર છે. ઇસ્રાએલીઓ અવિશ્વાસને લીધે અહીથી કનાનમા પેસી શક્યા નહિ, પણ ચાળીસ વર્ષ સુધી રખડવાની શિક્ષા પામ્યા (ગણ. ૧૩, ૨૬), તેથી તેઓને દક્ષિણ તરફ મુસાફરી કરવાની ફરજ પડી.

સિનાય સાથે ઘણા મેદાન તથા અરણ્યોના નામ જોડાયલા છે· પારાનનુ અરણ્ય, એ તો ખુલ્લી રીતે કાદેશ–બાર્નેઆની પડોસમા આવેલુ છે (ગણ. ૧૨; ૧૬ ૧૩; ૨૬). સીનનુ અરણ્ય, તે પણ તેની પાસેજ છે (ગણ. ૧૩; ૨૧). શૂરનુ અરણ્ય બેર–શેબાની પડોસમાં જણાવેલું છે (ઉત્પ. ૧૬; ૭). સીનનુ અરણ્ય રફીદીમની પડોસમાં એટલે દ્વીપકલ્પની નૈઋત્ય બાજુમાં છે (નિર્ગ. ૧૭; ૧). સિનાય આ નામ આખા પ્રદેશને લાગુ પાડેલુ હતુ.

સિનાયમા જાણવા લાયક એક પ્રખ્યાત સ્થળ છે કે જેના વિષે શાસ્ત્રમાં હકીકત આવતી નથી. તેને "વાડી–મુકટ્ટેબ" અગર લિખિત ખીણ કહે છે, કારણ કે આ ખીણની અદર જે બધા ખડક છે તે ઉપર ઘણા લેખ જણાય છે.

તે જમાનામા ચાલતી લખવાની ભાષા પ્રમાણે પ્રાણીઓના આકાર પાડેલા છે. તેઓમાંના કેટલાએકને હાલના વિદ્વાન પડિતો વાચે છે, પરતુ ઘણા લેખ એવા છે કે જે ઉકેલવામા આવી શકતા નથી.

ટીપ—સ્થળ સકોચને કારણે ઇસ્રાએલપુત્રોની ૪૨ મજલોનાં નામ અત્રે આપ્યા નથી, પરતુ તે સબધીની હકીકત ગણ્. ૩૩ મા આપવામા આવેલી છે તે જોઇ લેવી.

---

## III આફ્રિકા અગર દક્ષિણ પ્રદેશ.

### ૧. મિસર દેશ.

સરહદ—મિસરને શાસ્ત્રમા મિસરાઇમ કહે છે. આરબ લોકો તેને મિસર કહેવા લાગ્યા. ઘણુ કરીને આ નામ નીલ નદીના નીચલા પ્રદેશને આપેલુ હતું. દેશની જમીન કાળી હોવાથી તેને "કોપ્ટીક" ભાષામાં "કેમે" અગર "કામ" (કાળી ભૂમિ) કહે છે શાસ્ત્રમાં બીજા નામ પણ આપેલા છે. "હામનો દેશ" (ગીત. ૧૦૫; ૨૩, ૨૭ : ૭૮; ૫૧) "રાહાબ" (ગીત. ૮૭; ૪ : ૮૯; ૧૦). તેની સીમા-ઉત્તરે ભૂમધ્ય સમુદ્ર, પૂર્વે લાલસમુદ્ર તથા અરબસ્તાન, દક્ષિણમાં ઇથિઓપીઆ કે કૂશ દેશ જેને હાલમા ન્યુબિઆ કહે છે તે, પશ્ચિમે લીબીઆ તથા મોટુ અરણ્ય આવેલા છે.

મિસરનો ઘણો ભાગ સાંકડી પટ્ટી સમાન છે, એટલે થોડા માઇલ સુધી તો નીલ નદીના બન્ને કાઠા ઉપર આવેલો છે, પરતુ નદીના મુખ તરફ તેનો વિસ્તાર ફેલાતો જાય છે અને એક મોટું મેદાન બને છે. આ મેદાનને 'ડેલ્ટા' નામ આપેલુ છે. તેની સરેરાસ લંબાઇ ૫૦૦ માઇલ સુધીની છે. તેની દરેક બાજુમાં મોટાં રણ આવેલાં છે. દર વર્ષે નીલ નદીમા પૂર આવે છે ત્યારે દેશમાં પાણી ફરી વળે છે.

ઐતિહાસીક બીના—પ્રાચીન કાળથી મિસર દેશ વિજ્ઞાન શાસ્ત્રમાં, શિલ્પવિદ્યામાં તથા સુધારાની બાબતમાં પ્રખ્યાત ગણાએલો છે. એવુ માનવામાં આવે છે કે, હામના બીજા પુત્ર મિસરાઇમના વશજોએ સુએઝની સયોગીભૂમિ ઓળંગી આ દેશમાં આવીને વાસો કીધો (ઉત્પ. ૧૦, ૬. ગીત. ૭૮; ૫૧). છેક પ્રાચીન જમાનામાં ઘણા દેશ તેને તાબે થએલા હતા; અને જ્ઞાન તથા શિલ્પાદિવિદ્યાનુ મુખ્ય સ્થાન ગણાતુ હતુ. આ દેશમા જે જે રાજાઓ રાજ્ય કરી ગયા તેમણે પોતાની પાછળ ઘણી ઘણી અજાયબી ભરેલી યાદગીરીઓ મુકી છે કે જે આજ દીનના વિદ્વાનોને પણ હેરત પમાડે છે. મિસર દેશની પ્રાચીન બાદશાહત સ્થાપનાર મેનેસ રાજા હતો અને તેની રાજધાનીનું શહેર 'મેમ્ફીસ' હતું. ત્યાર પછી જે નવી બાદશાહત થઇ તેની રાજધાનીનું શહેર 'થેબ્સ' હતુ. કેટલાંક વર્ષો બાદ ભરવાડ અથવા "હિકસોસ" રાજાઓએ આવીને દેશ જીતી લીધો. અને 'સોઆન' ને પોતાની રાજધાની કીધુ. ત્યાર પછી અરાઢમા વશના પહેલા રાજા આમોસીસ કે

આહમેસે હિક્સોસ રાજ્યવંશનો અંત આણ્યો. ત્યાર પછી ઓગણીસમા વંશની સ્થાપના "શેતી" પહેલાએ કીધી. આ રાજા યુસફને ઓળખતો ન હતો. એના પછી એનો પુત્ર રામસેસ બીજો ગાદીએ બેઠો. ઇ. સ. પૂ. ૬૪૩ મા કામ્બુસેસની સરદારી તળે ઇરાનીઓએ દેશ જીતી લીધો, ઇ. સ. પૂ. ૩૩૨ માં મહાન સિકંદરે આ દેશ જીતી યુનાની રાજ્યની સ્થાપના કીધી. ૩૦૦ વર્ષ સુધી ટોલેમીઓએ દેશ પર રાજ્ય કીધું, અને વિદ્યાકળા તથા વેપારવણજમા દેશને આબાદ કીધો. ઇ. સ. ૩૦માં 'એકટયુમ' ની લડાઇ થઇ ત્યારથી મિસર દેશ રૂમી રાજ્યમાં ગણાયો. અને ઇ. સ. ૩૩૭ મા રૂમી રાજ્યના વિભાગ થયા ત્યારે તે કોન્સ્ટાન્ટીનોપલને તાબે થયો. ઇ. સ. ૬૩૮ મા દેશ મુસલમાનોના હાથમા આવ્યો. અને ઇ સ. ૧૫૧૭થી આજ દીન સુધી તે તુર્ક સરકારના તાબાનો દેશ ગણાય છે, હાલમાં મિસરને અરબ લોકો "મુઝર" નામ આપે છે. શાસ્ત્રના ઇતિહાસ સાથે તેનો સબંધ છેક પ્રાચીન કાળથી જણાય છે, ઇબ્રાહીમ તથા સારાહે દુકાળના સમયમા આ દેશમા આસરો લીધો હતો (ઉત્પ ૧૨ ; ૧૦). યુસફ મિસર દેશમાં ગુલામ તરીકે લઇ જવાયો, અને ત્યાંનો મુખ્યાધિકારી થયા પછી પોતાના બાપના સઘળા કુટુંબને ગોશનમા લાવી વસાવ્યા (ઉત્પ ૩૭–૪૭). ઇસ્રાએલપુત્રો મુસાના વખત સુધી (નિર્ગમન સમય સુધી) ત્યાં રહ્યા હતા (નિર્ગ. ૧૨) સુલેમાન રાજાએ મિસરના રાજાની દીકરી સાથે લગ્ન કર્યું હતુ (૧ રા. ૩, ૧). સુલેમાનનો ક્રોધ સમાવવા માટે યરબામ રાજા મિસરમા નાસી ગયો (૧ રા ૧૧, ૪૦). રહબોઆમના સમયમા મિસરના રાજાએ યરૂશાલેમ ઉપર હુમલો કર્યો (૧ રા. ૧૪, ૨૫). યોશીયાહ રાજા મગીદોમાં મિસરીઓ સાથે લડતા ઘાએલ થયો (૨ રા. ૨૩, ૨૯). યિર્મેયાહ ભવિષ્યવાદીના સમયમા કેટલાક યહુદી લોકો મિસરમાં નાસી ગયા (યિર્મે. ૪૩ ; ૭). આપણો તારનાર પ્રભુ ઇસુ હેરોદ રાજાની ખુનરેજીને કારણે મિસરમા આશ્રય પામ્યો (માત્થી ૨, ૧૪). પ્રે. કૃ. ૧૮ ; ૨૪ માં જે અપોલાનું નામ આવે છે તે આલેકસાંદ્રીઆમા જન્મ પામેલો હતો. જુના કરારમા ત્યાની મૂર્તિપૂજા વિરૂદ્ધ વારવાર હકીકત આપેલી છે ; તેના સબધનાં ભવિષ્યો હાલ પુરાં થએલાં જોવામાં આવે છે.

કુદરતી વિભાગ—(૧) પર્વતોનો વિભાગ. નીલ નદીની ખીણની દરેક બાજુએ એક હાર આવેલી છે.

(૨) સમુદ્રનો વિભાગ. લાલસમુદ્રના કાંઠા ઉપર આવેલો છે.

(૩) સરોવરનો વિભાગ. મોરીસ તથા મારીઓટીસ સરોવરોની આસપાસનો દેશ.

(૪) નદીનો વિભાગ. નીલ નદીના કાંઠા ઉપર આવેલો ભાગ.

(૧) મિસરમા પર્વતોની હાર—નીલ નદીની ખીણમાં પર્વતોની બેવડી હાર છે, જેથી અરણ્યના વિભાગ થાય છે, તેને ખીણુ અગર "વાડી" કહે છે. તે અહીંથી માંડીને લાલ સમુદ્ર સુધી જાય છે. સમુદ્રથી આસરે ૧૦૦ માઇલ દૂર, પર્વતો મોટા વિસ્તારમા ફટાય છે, જેથી "ડેલ્ટા" બને છે. આ ડેલ્ટાને 'નિચલું મિસર' નામ આપવામાં આવે છે.

(૨) લાલ સમુદ્ર—હેબ્રી ભાષામાં આ સમુદ્રને "યામસૂફ" કહે છે. "સૂફ" આ નામ લાલસમુદ્રને કાંઠે ઉગતા જથાબંધ એક જાતના ઉન જેવા ઘાસને આપવામા આવ્યુ હતુ. કેટલાએક ધારે છે કે સમુદ્રને લાલ કહેવાનુ કારણ એ હશે કે, સમુદ્રના પશ્ચિમ કાંઠા ઉપર જે પર્વતો આવેલા છે, તેમનો રગ લાલ છે તેથી સમુદ્રને એ નામ આપ્યુ હશે. બીજા કેટલાએક કહે છે કે, સમુદ્રમા લાલ રગનાં પરવાળા મળી આવે છે, તેથી અથવા તો કોઇ વખતે સમુદ્રના પાણીનો રગ લાલ જોવામા આવે છે, તેથી સમુદ્રને એ નામ આપવામાં આવ્યુ હશે; આ સમુદ્રને હેબ્રી લોકો 'યામમિસરાઇમ" (મિસરનો સમુદ્ર) કહેતા હતા. નવા કરારમા આ નામ સુએઝના અખાતને આપવામા આવ્યુ છે (પ્રે. કૃ. ૭; ૩૬. હેબ્રી ૧૧, ૨૯) આ અખાતના કયા ભાગમા થઇને ઇસ્રાએલપુત્રો પાર ગયા, તે વિષે ઘણો મતભેદ ચાલે છે. વિશેષ કરીને બે સ્થળ જણાવવામા આવે છે. એક તો સુએઝના અખાતની પાસે, અને બીજુ ત્યાંથી આસરે પાચ માઇલ દૂર દક્ષિણમા બતાવે છે. એવુ માનવામા આવે છે કે, આ અખાત ઉત્તર તરફ હાલના કરતા વિશેષ લબાણમાં હતો.

(૩) મોરીસ, તથા મારીઓટીસ—આ સરોવરો નીલ નદીની પશ્ચિમ બાજુ પર આવેલા છે. એક મેમ્ફીસની પાસે, અને બીજુ ભૂમધ્ય સમુદ્રના છેડા આગળ છે; પરતુ આ બન્ને વિષે પવિત્રશાસ્ત્રમા કશી હકીકત આવતી નથી, પ્રાચીન કાળમા ખાસ સરોવરની હદ છેક સુએઝના અખાત સુધી હતી, અને સમુદ્ર તથા નીલ નદી એક નહેરથી જોડાયલા હતા

(૪) નીલ નદી—શાસ્ત્રમા કેટલેક સ્થળે તેને માત્ર 'નદી' કહે છે વળી યિર્મે. ૨, ૧૮ મા તેને શીહોર (કાળી) નદી કહે છે, તેમજ મિસરની નદી એ નામથી ઓળખાવે છે, અને ઘણી જગ્યામા 'નીલ નદી' નામ વાપરવામાં આવ્યુ છે. આ મોટી નદી છેક દક્ષિણ તરફથી વહેતી આવે છે. અને આવતાં આવતા પાણીના બે મોટા ધોધ થઇ જાય છે. તેમાનો મોટો પ્રવાહ હબસી દેશ તરફ જાય છે. અને નાનો પ્રવાહ મિસર તરફ વહે છે, એટલે ઉપલા મિસર તથા મધ્ય મિસરમા થઇને વહે છે, આ બે પ્રવાહની બે ખાડીઓ બનેલી છે, તેમાંની એકને 'રોસેત્તા' અને બીજીને 'દામિયત્તા' કહે છે. આ બન્ને ખાડીઓની વચ્ચમાં આવેલા ભાગને 'ડેલ્ટા' નામ આપેલુ છે, કે જે નિચલા મિસરને નામે ઓળખાય

છે. પહેલાના વખતમાં નીલ નદીનાં સાત મુખ હતા. કુશ ઇત્યાદી દેશમા મે માસથી સપ્ટેમ્બર માસ સુધી પુષ્કળ વરસાદ પડે છે ( મિસરના ઘણા ભાગમાં તે પડતો નથી ), જેથી જુનથી નવેમ્બર સુધી નદીમા પુષ્કળ પાણી વહે છે. અને નહેરો તથા ખાડીઓની મારફતે ખેતી કરવા લાયક ભાગોમાં પાણી લઇ જવામા આવે છે, અને એવી રીતે પુ કળ પાક ઉપજાવે છે. પ્રાચીન મિસરી લોકો નીલ નદીને દેવ તરીકે પૂજતા હતા, અને વારવાર તેની ભક્તિ કરતા હતા.

## વિભાગ તથા શહેરો.

મિસરના ત્રણ ભાગ પાડેલા છે (૧) ઉપરનુ મિસર ( દક્ષિણમાં ) (૨) મધ્ય મિસર (૩) નિચલુ મિસર ( ઉત્તરમાં ). (૧) ઉપરના મિસરને શાસ્ત્રમા 'પ્રાથ્રોસ' કહે છે ( યશા. ૧૧, ૧૧. યિમ ૪૪, ૧, ૧૫. હઝકી. ૩૦, ૧૪) આ વિભાગમા જે જે પ્રખ્યાત શહેરો આવેલા હતા તેઓનાં નામ, ફીલે, એલેફન્ટાઇન, સીએન તથા થેબ્સ હતા, તેઓમાના થેબ્સ સબધીની હકીકત શાસ્ત્રમાં આપેલી છે.

થેબ્સ—શાસ્ત્રમા તેને 'નો-આમોન' અગર 'નો' નામથી ઓળખાવેલું છે ( નાહુ ૩, ૮ યિર્મ. ૪૬, ૨૫, ૨૬ હઝ ૩૦; ૧૪, ૧૫, ૧૬ ) મહાન કવી હોમરના સમયમા આ શહેરને ૧૦૦ દરવાજા હતા, અને શહેર મદિર, મહેલો તથા ભવ્ય ઇમારતોથી ભરપૂર હતુ, અને નીલ નદીના બન્ને કાઠા ઉપર બાધવામા આવેલુ હતુ આમોન દેવતાની મુખ્ય જગ્યા આ શહેરમા હતી. શાસ્ત્રમા તેના સપૂર્ણ નાશ વિષે ભવિષ્યવાત લખવામાં આવે છે, તે શિવાય બીજું કઇ લખવામા આવ્યુ નથી પ્રથમ આ શહેર આશૂરના રાજા સારગોને લીધુ ( યશા. ૨૦ ) અને ત્યાર પછી નબૂખાદનેસ્સાર તથા આસ્શૂર-બાની-પાલના હાથમા આવ્યુ. ત્યાર પછી ઇરાનના રાજા કામ્બુસેસે તેને આગ લગાડી બાળા મુકયુ ( ઇ. સ. પૂ ૨૨૫ ). અને ત્યાર બાદ ટોલેમી લાથીરૂસે તેનો સપૂર્ણ નાશ કીધો ( ઇ. સ. પૂ ૮૧ ). શહેરનુ ખડિયેર હજી સુધી નીલ નદીની ખીણમાં જોવામાં આવે છે. શહેરનુ ખડિયેર તે બે હજાર વર્ષ પરના ઇતિહાસનો ખજાનો છે. તેમાથી જે જે લેખો અને છબીઓ મળી આવે છે તે પરથી તે વખતના ઇતિહાસ અને રીતરીવાજ ઉપર મોટુ અજવાળુ પડે છે. નીલ નદીની પશ્ચિમ તરફના ખડિયેરમા બેસુમાર ઇમારતોની વચ્ચમા એક મહેલ માલમ પડ્યો છે, જે કદાચ રામસેસ બીજાનો હશે. તે મહેલની વચ્ચમાં એક ચોક જોવામાં આવે છે અને તેની વચ્ચમા તખ્ત પર બાદશાહની એક આરસ પહાણની મૂર્તિ જોવામાં આવે છે. તેની લબાઇ ૭૫ ફૂટની અને વજન ૨૪,૮૩૬ મણનુ છે, તેના હાથ પગની લબાઇ અજાયબી પમાડે છે. વળી નાશ પામેલાં મકાનોમાંનુ એક કાર્નાકનું મદિર દુનિયાની અજાયબીઓમાંનુ એક ગણાય છે.

(૨) મધ્ય મિસરમાં મેમ્ફીસ અને ઓન અગર હેલીઓપોલીસ શહેરો આવેલાં હતાં.

મેમ્ફીસ—આ શહેર ઉપલા મિસરની રાજધાનીનું શહેર હતું, જે મિસર દેશનું બહુ પુરાતન અને મુખ્ય શહેર હતુ. તે નીલ નદીના પશ્ચિમ કિનારા પર કાયરો શહેરની પાસે દક્ષિણમાં થોડે દૂર આવેલુ હતું. હેબ્રી ભાષામાં (હોશી. ૯; ૬) તેને 'મોફ્' કહે છે, અને તેનો તરજુમો ગ્રીકમાં "મેમ્ફી" કરેલો છે. આ શહેરને શાસ્ત્રમાં "નોફ્" નામ વારવાર આપવામાં આવે છે (યશા. ૧૯; ૧૩. યિર્મે. ૨; ૧૬ : ૪૪; ૧ : ૪૬; ૧૪, ૧૯. હઝ. ૩૦; ૧૩, ૧૬). આ શહેર રાજા મેનેસે બધાવ્યુ હતું અને તે મોટું હતુ, એવુ કે શહેરનો ઘેરાવો ૧૯ માઇલ હતો. મિસરમાં ઇસ્રાએલીઓ હતા, તે સમયે આ શહેરની અદર ફારૂન રાજાઓ વસ્તા હતા; શહેરમાં પવિત્ર વાછરડાની પૂજા કરવામાં આવતી હતી. હાલમાં તેનો સપૂર્ણ નાશ થઇ ગયો છે. શહેરનાં ખડિયેરો તપાસતાં ઘણી અજાયબીઓ હાથમાં આવે છે. શહેરને લગતુ એક કબરસ્તાન છે; તેમાં ઘણી પુરાતન કબરો માલમ પડે છે કેટલીક કબરોને ઉઘાડીને જોતાં તેમાં મુકાયલાં શબ હજી જોવામા આવે છે. મિસરી લોકો મુડદાને કહોવાણુ ન લાગે એવી ઉત્તમ વિદ્યામાં પ્રવીણ હતા. મિસરમાં જે પ્રખ્યાત પિરામીડો છે તે આ શહેરની પાસે છે. તેઓમાની જે મોટી પિરામીડ તે ૪૭૦ ફૂટ ઉંચી છે. આ શહેરના ખડિયેર પાસે બેદ્રાશીન નામનુ ગામ હાલમાં આવેલુ છે.

ઓન—દુનિયાનાં પુરાતન શહેરોમાંનુ એક છે. તે નીલ નદીના પૂર્વ કિનારા પર મેમ્ફીસથી થોડા માઇલ દૂર ઉત્તરમાં અને કાયરો અગર કેરો શહેરની અગ્નિ કોણમાં ૧૦ માઇલને અતરે આવેલુ હતુ. સૂર્ય દેવતાની મોટી જગ્યા આ શહેરમાં હતી. આ શહેરના બીજા નામ, 'બેથ–શેમેસ' (યિર્મે ૪૩; ૧૩) અને 'આવેન' (હઝ. ૩૦, ૧૭) હતાં, ઉપલાં બન્ને નામને બદલે વલગેટ તરજુમામાં આ શહેરનુ નામ 'હેલીઓપોલીસ' (સૂર્યનુ શહેર) કહે છે. કેટલાએકના ધારવા પ્રમાણે યશા. ૧૯; ૧૮ માં હેરેસ નામ પણ આજ શહેરને આપવામાં આવે છે; આ શહેરમાં યુસફનો સસરો જે ઓનનો યાજક તે રહેતો હતો (ઉત્પ. ૪૧; ૪૫). હઝકીએલના ભવિષ્ય મુજબ તેનો નાશ થયો. યશા ૧૯; ૧૮માં એવી ભવિષ્ય-વાત જોવામા આવે છે કે, સૂર્ય દેવતાના શહેરનો નાશ થશે, એટલે મૂર્તિપૂજા બધ થશે, અને ખરા દેવની સેવા સ્થાપન થશે. પુરાતન વખતમાં આ શહેર સૂર્ય દેવતાના ઘણાએક સ્તભોથી ભરપૂર હતુ તેમાંના કેટલા એક સ્તભ હજી સુધી જોવામાં આવે છે. "Cleopatra's Needle" આ નામનો એક સ્તંભ ઇ. સ. ૧૮૭૯ માં આ શહેરમાથી લડન લઇ જવામાં આવ્યો છે, કે જે અસલ ઓન શહેરના દુમ મદિર આગળ ઉભો કરેલો હતો. કાઇસાર ઓગસ્તસ તથા કોન્સટાન્ટીન બાદશાહ ઓન શહેરમાંથી કેટલાએક પત્થર અને સ્તંભ લઇ ગયા

હતા. વળી એવી દતકથા ચાલે છે કે, યુસફ તથા મરિયમ જ્યારે ઇસુને લઇને મિસરમાં ગયાં ત્યારે આ શાહેરની પાસે આવેલા કેટલાએક પુરાતન ગુલર ઝાડ કે જે હજી સુધી જોવામાં આવે છે ત્યાં વાસો કર્યો હતો.

(૩) નિચલુ મિસર—આ ભાગમાં આવેલાં પ્રખ્યાત શહેરો તથા વિભાગ નિચે પ્રમાણે છે:—

૧. સોઆન—ઇબ્રાહીમના વખતમાં (ઇ. સ. પૂ ૧૯૦૦) હેબ્રોન મશહૂર શહેર ગણાતુ હતુ (ઉત્પ. ૧૩; ૧૮). અને આ શહેર બધાયા પછી સાત વર્ષે મિસર દેશમા નીલ નદીની પૂર્વે શાખા જેને "તાનીસ" કહેતા હતા તેના કાંઠા ઉપર આ શહેર બાંધવામાં આવ્યુ. યુનાની લોકો તેને "તાનીસ" કહેતા હતા (ગણ. ૧૩, ૨૨). આ શહેર ભરવાડ વશના હિકસોસ બાદશાહો કે જેઓએ મિસર દેશ ઉપર ૫૦૦ વર્ષ રાજ્ય કીધુ, તે વશની રાજધાનીનુ શહેર હતુ તે ગોશાન પ્રાંતની સરહદ પર આવેલુ હતુ. મુસા તથા હારૂનના વખતમાં આ શહેરમાં ફારૂન રાજાની કચેરી હતી; દસ અનર્થોમાંના કેટલાએક અનર્થો અહી આગળ મુસાથી કરવામા આવ્યા હતા (ગીત. ૭૮, ૧૨, ૪૩). આજ સુધી સોઆન શહેરની કઇ નિશાણી જોવામા આવતી નથી, કારણ કે એક પછી એક શહેર આગલા શહેરના ખડિયેર ઉપર બાધવામા આવ્યા છે. ખડિયેરનો એક ઢગ હજી સુધી જોવામા આવે છે, તે પુરાતન સોઆન હશે (યશા. ૧૯; ૧૧, ૧૩: ૩૦, ૪. હઝ. ૩૦; ૧૪).

૨. સીન—આ શહેર મિસર દેશમા સમુદ્રથી ત્રણ માઇલ દૂર "પેલુસી" નામના નદીના ફાંટા ઉપર બાધેલુ હતુ. યુનાની લોકો આ શહેરને 'પેલુસીઉમ' અને હેબ્રી લોકો 'કાદવવાળી જગ્યા' કહેતા હતા, કારણ કે ત્યા કાદવ ઘણો હતો. હઝકીએલ ભવિષ્યવાદી તેને "મિસરનો કિલ્લો" એવુ નામ આપે છે (હઝકી. ૩૦; ૧૫). એ પરથી જણાય છે કે, તે કિલ્લાબધ નગર હતુ. અહી આગળ મિસરી લશ્કર રહેતુ હતું, અને બાબેલ, ઇરાન તથા ગ્રીક લોકો વારવાર તેના ઉપર હુમલો કરતા હતા. હાલમા તે "ટીનેહ" નામથી ઓળખાય છે. ત્યાં પુરાતન સીનના ખડિયેર જોવામાં આવે છે.

(૩) તાહપાન્હેસ—નીલ નદીની 'ટાનીટીક' શાખા ઉપર આવેલુ મિસર દેશનું એક પુરાતન શહેર હતું, જે પેલુસીઉમથી આસરે ૧૬ માઇલ ઉપર બાંધેલુ હતુ. ગદાલ્યાહના મરણ પછી યહુદીઓ આ શહેરમા નાસી ગયા હતા (યિર્મે. ૨; ૧૬ ૪૩; ૭: ૪૪, ૧ ૪૬; ૧૪. હઝ. ૩૦; ૧૮). ફારૂન રાજાના પુરાતન રાજ્યમહેલના આગણા આગળનો ફરસબદીનો ઈંટાનો બાધેલો ભાગ, પાછળથી બાધવામાં આવ્યો હતો (જુઓ યિર્મે. ૪૩; ૮–૧૦). ત્યાં યહુદીઓના દેખતાં 'પત્થરોને છોથી બેસાડ્યા.' અને એવુ ભવિષ્ય કહેવામાં

આવ્યુ કે, "બાબેલનો રાજા નબૂખાદનેસ્સાર...જે પત્થરો મેં સતાડ્યા છે, તેઓ પર તેનુ રાજ્યાસન ઉભું કરીશ." ગ્રીક ભાષામાં આ શહેરને "દાફ્ને" કહેતા હતા, અને હાલમાં "તેલદેફ્ન્નેહ" કહે છે.

૪. પીથોમ—મિસરી ભાષામાં તેને "પા-ટુમ" કહેતા. ફારૂન રામસેસ બીજાએ ઇસ્રાએલીઓ પાસે જે ખજાનાનાં (કોઠારનાં) શહેરો બધાવ્યાં તેમાંનું એક હતુ (નિર્ગ. ૧; ૧૧). ઘણું કરીને ગ્રીક ઇતિહાસવેત્તા હીરોડોટસ જે શહેરને 'પોતુમાસ' કહે છે તે એજ હશે. હાલ તેને 'તેલ-એલ-માસ્કુલો' કહે છે. અને ઇસ્માલીયાની પશ્ચિમે આસરે ૧૨ માઇલ ઉપર હાલની સુએઝ નહેરના દક્ષિણ કિનારા પર 'તેલ-એલ-કેબીર' થી ૨૦ માઇલ ઉપર આવેલું છે. ઇ. સ. ૧૮૮૩ માં આ શહેરનું ખડિયેર માલમ પડતાં જાણવામાં આવ્યુ કે, અહીં એક ખજાનાનુ શહેર હતું. ખડિયેર જોઇ ધારવામાં આવે છે કે, આ શહેર ઈંટોથી બાંધવામાં આવ્યુ હશે. કેટલાક ધારે છે કે આ શહેરનું વ્યવહારી નામ 'સુક્કોથ' છે (નિર્ગ. ૧૨; ૩૭), અને તેનું ધર્મનુ પવિત્ર નામ પીથોમ છે. ઇસ્રાએલીઓની મુસાફરીનો જે પહેલો મુકામ તે અહી હતો. કેટલાક ધારે છે કે આ શહેર પુરાતન જમાનામા રાજધાનીનું શહેર હતું.

૫. રામસેસ—ગોશેન પ્રાંતમાં રાજાની વખારો માટે હેબ્રી લોક પાસે જે શહેર બધાવ્યુ તેને રામસેસ એવુ નામ આપવામાં આવ્યુ (નિર્ગ. ૧; ૧૧). એવુ કહેવાય છે કે રામસેસ બીજાએ આ શહેર બધાવ્યુ, અને ત્યાં પોતાનો ખાસ ઉતારો બધાવ્યો હતો. અને તેથી કરીને રાજધાનીના શહેર થેબ્સથી તે બીજે નંબરે ગણાતુ હતું; આ શહેર હેબ્રી લોક પાસે બધાવ્યુ તેનાં કેટલાંએક ચિન્હો હજી સુધી દેખાય છે. આ શહેર ગોશેન પ્રાંતની પશ્ચિમ ગમ આવેલુ હશે, કેમકે ત્યાંથી ઇસ્રાએલીઓ કુચ કરી લાલસમુદ્ર ઓળગ્યો હતો. ઇસ્રાએલીઓની મુસાફરીની શરૂઆત આ શહેરથી થઇ છે (ગણ. ૩૩; ૩-૮).

ગોશેન દેશ—મિસર દેશમા આવેલો એક પ્રાંત હતો, જ્યાં યાકુબ તથા તેનુ કુટુંબ નિર્ગમન સુધી રહ્યુ હતુ (ઉત્પ. ૪૫; ૧૮: ૪૭; ૬: ૪૬; ૨૮: ૨૯; ૩૧). આ પ્રાતને મિસર દેશનો ગોશાન પ્રાંત કહે છે (ઉત્પ. ૪૭; ૨૭). અને કોઇ વખતે ગોશાન એકલુ નામ છે (ઉત્પ. ૪૬; ૨૮), તેમજ કોઇ વખતે તેને રામસેસ પણ કહે છે (ઉત્પ. ૪૭; ૧૧. નિર્ગ. ૧૨, ૩૭), કેમકે રામસેસ અને પીથોમ બન્ને શહેરો આ પ્રાંતમા આવેલાં હતાં. આ પ્રાંત મિસર દેશની સૌથી સારી અને ઉત્તમ જગ્યા હતો (ઉત્પ. ૪૭; ૬, ૧૧). ઇસ્રાએલીઓ આ ફળદ્રુપ જમીનમાં વસી સફળ થઇ બહુ વધ્યા (ઉત્પ. ૪૭; ૨૭. નિર્ગ. ૧; ૭). આ પ્રાંતમાં તેઓ બસો કરતાં વધુ વર્ષ રહ્યા હતા. એક રીતે ઇસ્રાએલીઓ મિસરીઓથી જુદા રહેતા હતા (નિર્ગ. ૮; ૨૨: ૯; ૨૬). તોપણ મિસરીઓની જુદી જુદી કોમ ઇસ્રાએલીઓની સાથે ગોશેન પ્રાંતમાં રહેતી હતી એમ

દેખાય છે (નિર્ગ. ૧૨; ૧૩: ૩; ૨૨ ∙ ૧૧; ૨: ૧૨; ૩૮). આ પ્રાંત નિચલા મિસરની પૂર્વગમ હતો. ચારાને માટે આ જગ્યા ઉત્તમ હતી, માટે રાજાનાં કેટલાંક જાનવરોને ત્યાં રાખવામાં આવતાં હતાં (ઉત્પ. ૪૭; ૬). આ દેશની જગ્યાએ હાલ "તૂમીલાત" નામની ખાઇ આવેલી છે. હાલ પણ તે ફળદ્રુપ ગણાય છે, અને ઘેટાં બકરાંનાં ટોળાં રહે છે, તેમજ માછી લોકો વસે છે. મિસરનો રાજકારભાર સ્વતંત્ર હતો. જુદી જુદી કોમ વસ્તી હતી. તેઓમાં યાજકો તથા લડવૈયા મુખ્ય હતા, અને તેઓમાંથી રાજાઓની પસદગી કરવામાં આવતી હતી.

ધર્મ—અનેક દેવ દેવીઓની પુજા ચાલતી હતી. દેવોની સખ્યા પુષ્કળ હતી. જાનવરોની પુજા બહુ ચાલતી હતી, વિશેષે કરીને ગોધાની પુજા મેમ્ફીસ શાહેરમાં થતી હતી.

મિસરના રાજાઓનાં નામ ∙—

| | | |
|---|---|---|
| ૧. | ફારૂન. ઇબ્રાહીમના વખતમાં ... | ઉત્પ. ૧૨; ૧૫. |
| ૨. | ,, યુસફના વખતમાં . | ઉત્પ. ૩૯–૩૧. |
| ૩. | ,, જુલમગાર . .. | નિર્ગ. ૧; ૨. |
| ૪. | ,, નિર્ગમન સમયનો . . . | નિર્ગ. ૩–૧૫. |
| ૫. | ,, દાઉદના વખતમાં ... | ૧ રા. ૧૧; ૧. |
| ૬. | ,, સુલેમાન રાજાનો સસરો | ૧ રા. ૩; ૧ ∙ ૯, ૧૬. |
| ૭. | ફારૂન શિશાક ... ... | ૧ રા. ૧૧; ૧૪. |
| ૮. | ફારૂન સો . ... . . ... | ૨ રા. ૧૭; ૪. |
| ૯. | ફારૂન ... ... | ૨ રા. ૧૮; ૨૧. |
| ૧૦. | ફારૂન નકો ... ... ... | ૧ રા. ૨૩; ૨૯. |
| ૧૧. | ફારૂન હોફ્રા . . . | યિર્મે. ૪૪; ૩૦. |

---

## ૨. કૂશ અગર ઇથીઓપીઆ દેશ.

સ્થળ તથા ઐતિહાસીક બિના—મિસરની દક્ષિણમાં નીલ નદીની પાસે ઇથીઓપીઆ દેશ આવેલો હતો. તેની સરહદ ચોક્કસપણે બતાવી શકાય નહિ, પણ ઘણું કરીને ન્યુબીઆ તથા આબિસીનીઆનો તેમાં સમાવેશ થાય છે. ઇતિહાસમાં તેનો જે પ્રખ્યાત ભાગ તે 'મેરોઇ' રાજ્યનો ભાગ છે. આ દેશને કેટલીક વખત દોઆબ નામ આપવામાં આવે છે, કારણ કે તે નીલ તથા આસ્તાબોરા નદીઓની વચ્ચમાં આવેલો છે. આ દેશનો વિશેષ ખ્યાતિનો સમય ઇ. સ. પૂ. ૮૦૦ થી ૭૦૦ સુધીનો છે, કે જે સદીમાં સાબાકો અગર સો (૨ રા. ૧૭; ૪), સેવેચસ અને તિરહાકાહ (૨ રા. ૧૯; ૯) રાજાઓ હતા. તેઓએ

મિસરનો મોટો ભાગ જીતીને સર કર્યો હતો. યશાયાહના ૧૮ મા અધ્યાયમાં જે ભવિષ્યવાત આવેલી છે, તે ઘણું કરીને તિરહાકાહ તથા તેની પ્રજાને લાગુ પાડેલી છે; અને ઘણું કરીને એ ભવિષ્યવાતે તેમના ઉપર ભારે અસર કરી. આ દેશ સંબધી યહુદીઓમાં એવી ભવિષ્યવાત ચાલતી હતી, કે ઇથીઓપીઆ યહોવાહની તરફ ફરશે (યશા. ૪૫; ૧૪. સફા. ૩; ૧૦. ગીત. ૬૮; ૩૧ . ૮૭; ૪). કદાચ આ દેશના લોકોએ યહોવાહ પ્રત્યે પૂજ્યભાવ દેખાડ્યો હશે, અને યહુદીઓના વિશ્વાસને ગણુકાર્યો હશે. અને હઝકીયાહ રાજાના સમયમાં જે નજરાણાં લાવવામાં આવ્યાં, તેઓમાં આ દેશના રહેવાસીઓ પણ હશે (૨ કાળ. ૩૨ ; ૨૩ ). કૂશી લોકો કાળા અને કદાવર શરીરના હતા ( યિર્મે. ૧૩ ; ૨૩ ). વળી તેઓ મોટા વેપારી પણ હતા ( યશા. ૩૫; ૧૪ ). મિસરીઓ અને કૂશી લોકો વચ્ચે બહુ લડાઇઓ થતી હતી, અને કેટલાક મિસરના બાદશાહ કૂશી હતા ( ૨ રા. ૧૭; ૪ . ૧૯ , ૯ ). યુસફના કહેવા પ્રમાણે શેબાની રાણી જે યરૂશાલેમમાં સુલેમાનનુ જ્ઞાન સાંભળવા આવી તે આ દેશની હશે. પણ તે કરતાં વિશેષ વજનદાર વાત એ છે કે શેબા ઘણુ કરીને અરબસ્થાનના દક્ષિણ ભાગમાં આવેલો દેશ છે. એબેદમેલેખ, કે જેણે યિર્મેયાહ ભવિષ્યવાદી પ્રત્યે માયા દેખાડી તે આ દેશનો હતો ( યિર્મે. ૩૭ , ૮). હબસી ખોજો કે જેની દેવ તરફ ફરવા સબધીની હકીકત પ્રે. કૃ. ૮; ૨૭ માં આવે છે, તે મેરોઇની રાણી કાંડાકીનો પ્રધાન હતો. તે યરૂશાલેમમાં આવ્યો તે પહેલાં યહુદી મતનો વિશ્વાસ કરનાર હતો. એ પરથી જણાય છે કે, કૂશ દેશમાં યહુદી ધર્મ તરફ વલણુ રાખનારા ઘણા હતા. આ બાબત તો પ્રખ્યાત છે કે, આબિસીનીઆના લોકો જેઓ પ્રાચીન કૂશ દેશને જીતનારા હતા, માત્ર તેઓજ આ દેશમાં પ્રથમ ખ્રીસ્તીઓ થએલા હતા.

## ૩. લીબીઆ પ્રાંત.

આ દેશ ભૂમધ્ય સમુદ્રના કિનારા પર મિસરથી પશ્ચિમમાં આવેલો હતો. એવું ધારવામાં આવે છે કે અહીના રહીશો લહાબીમ કે લૂબીમના (ઉત્પ. ૧૦; ૧૩) વંશજો હતા. આ દેશના લોકો ભટકતા તથા લુટફાટ કરનારા લોકો હતા. લીબીયા દેશમા કેટલાક યહુદીઓ ખ્રીસ્તના જન્મ પહેલાં જઇ વસ્યા હતા. પચાસમા દિવસે યરૂશાલેમમા પવિત્ર આત્મા ઉતર્યો, તે સમયે જે જે દેશોના લોકો ત્યાં હાજર હતા તેઓમાં લીબીયાના રહીશો પણ હતા ( પ્રે. કૃ. ૨ ; ૧૦ ). જુના કરારમાં આ દેશને "પૂટ" પણ કહે છે ( હઝ. ૩૦ ; ૫ · ૩૮ ; ૫ ), અને ત્યાંના રહીશોને "પૂટી" કહે છે.

કુરેની—લીબીયાનું જે સહુથી પ્રખ્યાત શહેર તે કુરેની હતું. હાલમાં તેને ત્રીપોલી કહે છે. ઇ. સ. પૂ. ૬૨૨ માં ગ્રીક કે યુનાની લોકોએ સસ્થાન તરીકે તેનો પાયો નાખ્યો હતો. ભૂમધ્ય સમુદ્રની સપાટીથી ૧૮૦૦ ફૂટની ઉંચાઇમાં તે

બાંધેલું છે. આ સ્થળ બહુ ફળદ્રુપ તથા શોભાયમાન હતું. ત્યાર પછી તે પાંચ શહેરોમાં મુખ્ય શહેર થયું, કે જેને "કુરેનીનો પંચ સમૂહ" કહેતા હતા. ઘણી લાંબી મુદ્દત સુધી તેઓનો પોતાનો રાજ્યાધિકાર ચાલતો હતો; મહાન સિકંદરના મરણ પછી તે મિસર દેશના કબજામાં આવ્યું, અને રાજા ટોલેમીએ તેમાં ઘણા યહુદીઓને વસાવ્યા. અને ત્યાર બાદ તે રૂમીઓના કબજામાં આવ્યું. આ પુરાતન શહેરની સાથે ખ્રીસ્તી ધર્મનો પહેલાંનો ઇતિહાસ જોડાયલો છે સીમોન જેની પાસે ઇસુનો વધસ્તંભ વેઠે ઉંચકાવવામાં આવ્યો, તે આ શહેરનો વતની હતો (માત્થી ૨૭; ૩૨. મા. ૧૫; ૨૧. લુક ૨૩; ૨૬). પચાસી પર્વને દિવસે અહીંના યહુદીઓ યરૂશાલેમમાં આવ્યા હતા (પ્રે. કૃ. ૨; ૧૦). વળી આ શહેરના યહુદીઓનું એક સભાસ્થાન પણ યરૂશાલેમમાં બાંધવામા આવેલું હતું (પ્રે. કૃ. ૬; ૯). વળી જે હેલેનીઓને પહેલવહેલાં પ્રભુ ઇસુની સુવાર્તા પ્રગટ કરવામાં આવી, તેઓમાં કુરેનીઓ પણ હતા (પ્રે. કૃ. ૧૧; ૨૦). વળી અંત્યોખમાં જે મંડળી સ્થાપવામા આવી, તેમાં કેટલાક ભવિષ્યવાદીઓ તથા ઉપદેશકો હતા જેમાંનો લુકીઅસ કુરેનીનો વતની હતો (પ્રે. કૃ. ૧૩, ૧).

---

## IV પશ્ચિમ પ્રદેશ.

સામાન્ય વર્ણન—પ્રેરિતોનાં કૃત્યમા આશિયાના જે વિભાગોની હકીકત આપવામા આવે છે, તેઓ વિશેષે કરીને ઉત્તરમા કાળો સમુદ્ર અને પશ્ચિમ તથા દક્ષિણમા ભૂમધ્ય સમુદ્રથી બનેલા દ્વીપકલ્પમા સમાયલા છે. આ પ્રદેશને વારવાર આશિયા મૈનર કે લઘુ આશિયા નામ આપેલુ છે એમ છતા શાસ્ત્રમા જેને આશિયા કહે છે, તે એ કરતા વધારે વિસ્તાર વાળો જણાય છે. કેટલેક સ્થળે માત્ર દેશમાંનો અમૂક ભાગ બતાવવામા આવે છે કે જેમા એફેસસ મુખ્ય શહેર હતું (પ્રે. કૃ ૧૬; ૬). બીજે સ્થળે વધારે વિસ્તાર વાળો જણાય છે, કે જેમાં ફ્રુગીઆ, મુસીઆ, કારીઆ, લુદીઆ પ્રાન્તોનો સમાવેશ થાય છે. લઘુ આશિયાને હાલમા "એનાટોલિયા" કહે છે. પૂર્વ પશ્ચિમ ૬૫૦ માઇલ અને ઉત્તર દક્ષિણ ૩૫૦ માઇલનો વિસ્તાર છે.

આ દેશનો ઘણો ભાગ ઉચ્ચ પ્રદેશ વાળો છે. એટલે દક્ષિણમાં તૌરસ પર્વત અને ઉત્તરમાં કોકેસસ પર્વતનો ભાગ અને પશ્ચિમે મુસીઆનો ઓલીમ્પસ, કે જે તૌરસ સાથે જોડાયલો છે. પ્રેરીતોના કૃત્યમાં, વિશેષે કરીને આ દેશના દક્ષિણ ભાગમા, પ્રેરિત પાઉલની કરેલી મુસાફરીની હકીકત જોવામાં આવે છે. તેમજ પ્રેરીત યોહાનથી જે સાત મંડળીઓ પર પત્ર મોકલવામાં આવ્યા (પ્રકટી. ૨–૩), તે પણ આ વિભાગમા આવે છે. પરતુ ઉત્તરના ભાગ સબધીની બહુજ થોડી હકીકત વાંચવામાં આવે છે.

પ્રાચીન સમયમાં આ દેશમાં સ્વતંત્ર રાજ્યો હતાં, ત્યાર પછી આ દેશ ઇરાની રાજ્યને તાબે થયો. ત્યાર પછી માકેદોનીઆ રાજ્યને તાબે ગયો, અને છેવટે નવા કરારના સમયમાં રૂમને તાબે થયો. હાલમાં તુર્કસ્તાનના કબજામાં છે.

આ ભાગનુ વર્ણન કરતાં પહેલાં સિરીઆના ઉત્તર ભાગનુ વર્ણન અત્રે કરવાની જરૂર છે, કે જેનુ મુખ્ય શહેર અત્યોખ હતુ. અને પ્રેરીતોનાં કૃત્ય સાથે તેનો ઘણો સબધ જોવામાં આવે છે —

## ૧. ઉપરનું સિરીઆ.

અરામ કે સુરીઆના ઉત્તર ભાગને સેલે-સુરીઆ કહેતા હતા એ સબધીની વિશેષ હકીકત અરામ દેશના સબધમા આપવામાં આવેલી છે. આ ભાગમાં જાણવા લાયક —

ઓરોન્ટિસ નદી—આ નદી સેલે-સુરીઆની ખીણુમાથી નિકળીને અને લીઓન્ટિસ નદી સાથે ભળીને ઉત્તર તરફ આસરે ૧૨૦ માઇલ ચાલી જાય છે, અને ત્યાર પછી પશ્ચિમ દિશા તરફ વળે છે. અને પૂર્વ તરફ યુફ્રેતીસ નદીની પાસે આવેલી એટલે લબાનોન તથા તારસ પહાડોની વચ્ચમાં આવેલી ખીણુમાં થઇને ભૂમધ્ય સમુદ્રમા ભળી જાય છે.

મુખ્ય શહેર અત્યોખ—ભૂમધ્ય સમુદ્રથી આસરે ૧૬ માઇલ દૂર ઓરોન્ટિસ નદીના કિનારા પર આ શહેર આવેલુ છે. આ શહેર યરૂશાલેમ શહેરથી ઉત્તરમાં ૩૦૦ માઇલ ઉપર આવેલુ છે. સેલ્યુક્સ નિકાતોરે ઇ સ પૂ ૩૦૦ માં તેને વસાવ્યુ. અને પોતાના બાપના (અત્યોકસના) નામ ઉપરથી તેને અત્યોખ નામ આપ્યુ. પુરાતન વખતમાં આ શહેર તે સિરીઆની રાજધાનીનુ શહેર હતુ, પણ પછીથી રૂમી રાજ્યના આશિયા પ્રાતનુ મુખ્ય શહેર થયુ. રૂમીઓના જમાનામા દુનિયાનાં મોટાં શહેરોમા અત્યોખ ત્રીજા નબરે ગણાતુ હતુ. પણ એક પછી એક ઘણી એક આફતો આ શહેર ઉપર આવી પડી, વિશેષે કરીને ભૂકપથી ઘણી વાર નુકશાન થયુ છે. તેથી કરીને ત્યાંના મહેલો, મદિરો અને સુદર ઇમારતોને બદલે માટીનાં ઘરો જોવામાં આવે છે. યરૂશાલેમમાં જે સાત સેવકોને ઠરાવવામાં આવ્યા, તેઓમાનો એક અત્યોખનો નિકોલાસ કરીને હતો ( પ્રે. કૃ. ૬; ૫ ). સ્તેફનના મરણુ પછી આ શહેરમા ધર્મજાગૃતી થઇ ( પ્રે. કૃ. ૧૧; ૧૯, ૨૬ ). અને અહી આગળ શિષ્યો પહેલા "ખ્રીસ્તી" કહેવાયા ( પ્રે. કૃ. ૧૧; ૨૬ ). પ્રેરીત પાઉલ તથા બાર્ણાબાનુ એક મુખ્ય સ્થળ થયુ. અને અહીથી પ્રેરીત પાઉલની ઘણી મુસાફરીઓની શરૂઆત કરવામાં આવી. જે સમયે પ્રેરીત પાઉલ આ શહેરમાં આવ્યો, તે વખતે આ શહેર વિસ્તારવાળુ તથા દુરાચારે ભરપૂર હતુ. આ શહેર તે પ્રખ્યાત ધર્મપિતૃ ખ્રિસોસ્તોમની ( ઇ. સ. ૪૦૭ ) જન્મભૂમિ હતું. હાલ આ શહેર તુર્ક લોકને તાબે છે. અને આસરે ૬૦૦૦ માણુસની વસ્તી છે. તેનુ હાલનુ નામ "આન્તાકીઆ" છે.

સલુકિયા—ઓરોન્ટિસ નદીના મુખ ઉપર આવેલું અત્યોખનું એક બંદર હતુ. પાઉલ અને તેના સાથીઓ પોતાની પહેલી મુસાફરીમાં અહીથી સફર કરીને કુપરસમાં ગયા હતા (પ્રે. કૃ. ૧૩, ૪). આ શહેર સિરીઆના રાજા સૈલ્યુકસ નિકાતોરે બધાવ્યુ હતુ. આ સૈલ્યુકસ સિકદર પછી ગાદીનશીન થયો હતો, તેનુ દફન પણ આજ શહેરમાં થયુ હતુ. સલુકિયા ઘણુ ઉપયોગી બદર ગણાતું હતુ. હજુ સુધી શહેરનાં ખડિયેર જોવામાં આવે છે. અને જો કે ૨૦૦૦ વર્ષ ઉપર આ શહેર બાંધવામાં આવ્યુ હતુ, તોપણ તેનુ ખડિયેર ઉપયોગમાં લઇ શકાય એવી હાલતમા જોવામાં આવે છે. હાલ આ ખડિયેર "એલ–કાલુસી" નામના નાના ગામડાથી ઓળખાય છે.

## ૨. આશિયા મૈનર.

પ્રાચીન વખતમા આશિયા મૈનરના ૧૪ પ્રાંત હતા —

૧. દક્ષિણ વિભાગ—કીલ્કી, પામફુલ્યા, પીસીદી.
૨. મધ્ય વિભાગ—કાપાદોકીઆ, લુકાની, ગલાતીઆ, ફ્રુગીઆ.
૩. ઉત્તર વિભાગ—પતસ, પાફલાગોનીઆ, બીથુનીઆ.
૪. પશ્ચિમ વિભાગ—મુસીઆ, લુદીઆ, કારીઆ, લુકીઆ.

## ૧. દક્ષિણ વિભાગ.

કીલ્કી પ્રાત—આશિયા મૈનરની અગ્નિ કોણમાં આવેલો પ્રાંત હતો. આ પ્રાંતનો કેટલોક ભાગ દરિયા તરફનું મેદાન, અને કેટલોક ભાગ મેદાનની ઉત્તરના તૌરસ પહાડનો વિસ્તાર, અને પશ્ચિમે તૌરસથી માંડીને દરિયા તરફ જનાર ડુંગરોની હારનો બનેલો હતો. આ પહાડી ભાગમા પહેલાં લુટારાઓ બહુ નુકસાન કરતા હતા. તેમજ દરિયા કાડે ચાચીઆનો ધધો ચાલતો હતો. આ પ્રાત યુનાનીઓના હાથમા આવ્યો ત્યારે ત્યાંના હવા પાણી સારાં હોવાને લીધે ઘણા યુનાનીઓ ત્યાં જઇ વસ્યા. આ પ્રાત રૂમીઓના હાથમાં ઇ. સ. પૂ. ૬૭ માં આવ્યો. આ પ્રાંતના યહુદીઓનુ એક સભાસ્થાન યરૂશાલેમમાં હતુ (પ્રે. કૃ. ૬; ૯). આ પ્રાંતનુ મુખ્ય શહેર તાર્સસ હતું :—

તાર્સસ—આ શહેર સીદનસ નદીના કિનારા પર ભૂમધ્ય સમુદ્રથી ૧૨ માઇલ ઉપર બાધવામાં આવ્યુ હતુ. એવુ કહેવાય છે કે, આશ્શૂરના રાજા સારદાના-પલુસે તે બધાવ્યુ. તે એક બહોળા વેપારનુ સ્થળ હતુ. અને ધન, દોલત તથા વિદ્યાલયમાં, ને ફીલસુફી (તત્વજ્ઞાન) તથા બીજી કેળવણીની બાબતમા, આથેનાય તથા આલેકસાંદ્રીઆથી પણ ચઢીઆતુ ગણાતુ હતુ. તેના વિષે શાસ્ત્રમાં કહેવામાં આવ્યું છે કે તે કઇ "અપ્રસિદ્ધ શહેર ન હતુ" (પ્રે. કૃ. ૨૧; ૩૯). પ્રેરીત પાઉલની તે જન્મભૂમિ હતું. પાઉલ ખ્રીસ્તી થયા પછી અહી ગયો હતો (ગલા. ૧; ૨૧. પ્રે. કૃ. ૯; ૩૦). અને ફરીને પોતાની બીજી મુસાફરીમાં

ત્યાં ગયો હતો (પ્રે. કૃ. ૧૫; ૪૧). આ શહેર ત્યાંનાં બકરાંનાં વાળનાં કપડાં માટે પ્રસિદ્ધ હતું. અને પાઉલ પોતે આ કપડાંનો તંબુ બનાવતો હતો. હાલ તેના ખંડિયરને તુર્કી લોક "તેરસઉસ" કહે છે.

## પામ્ફુલ્યા.

આ પ્રાંત આશિયા મૈનરની દક્ષિણે સમુદ્ર કાંઠે આવેલો હતો. તેની પૂર્વે કીલ્કી અને પશ્ચિમે લુસિયા પ્રાંત આવેલા હતા. પાઉલ તથા તેના સાથીઓ કુપ્રસના પાફસથી નીકળી વહાણે પામ્ફુલ્યા પ્રાંતમાં આવ્યા હતા. પચાસમે દિવસે જે પરદેશીઓ યરૂશાલેમમાં આવ્યા હતા, તેમાં આ પ્રાંતના માણસો પણ હતા (પ્રે. કૃ. ૨; ૧૦). પાઉલ આ પ્રાંતમાં ફરીથી ગયો એવુ કઇ લખવામાં આવ્યુ નથી. પણ જ્યારે તે રૂમ જતો હતો ત્યારે પામ્ફુલ્યાના સમુદ્રમાં થઇને તેનું વહાણુ હંકારવામાં આવ્યુ હતુ (પ્રે. કૃ. ૨૭; ૫). આ પ્રાંતનાં જે શહેરોની મુલાકાત પ્રેરીત પાઉલે લીધી તેઓના નામ પેર્ગા તથા આતાલીઆ છે.

પેર્ગા—પામ્ફુલ્યા પ્રાંતનુ મુખ્ય શહેર હતુ, અને 'કેસ્ટરસ' નદીના કિનારા પર તેના મુખથી ૭ માઇલ ઉપર આવેલુ હતુ વેપાર રોજગારનું મોટું સ્થાન હતું. આ શહેરમા આર્તિમસ દેવીનુ એક મદિર બાધેલું હતું, જેથી વિશેષ પ્રખ્યાત ગણાતું હતું. પાઉલ તથા બાર્નાબાસ પહેલી મુસાફરીમાં કુપ્રસથી નિકળી અહી આવ્યા હતા (પ્ર. કૃ ૧૩, ૧૩, ૧૪). અહીથી યોહાન માર્ક તેમને મુકીને યરૂશાલેમ પાછો ફર્યો હતો કેટલાક વખત પછી પાઉલ અને બાર્નાબાસે ફરીથી આ શહેરની મુલાકાત લીધી, અને પ્રભુની વાત તેમને પ્રગટ કરી (પ્ર. કૃ. ૧૪; ૨૫). હાલમાં તે ખડિયેર થએલું છે, અને 'મુરટાના' નામથી ઓળખાય છે.

આતાલીઆ—આ શહેરનું નામ તેના બાધનાર, આત્તાલુસ ફીલાદેલફિયસ, જે પેરગામસનો બાદશાહ હતો, તેના નામ ઉપરથી પડયુ છે. પામ્ફુલ્યાના ઉપ-સાગરના કિનારા ઉપર તે બાંધવામા આવ્યુ હતુ. બાદશાહનો વિચાર એવો હતો કે, મિસર તથા સુરિયાનાં વહાણુ આ બદરે આવે. પાઉલ તથા બાર્નાબાસ પોતાની પહેલી મુસાફરી પછી આ બદરેથી વહાણે બેસી અત્યોખ ગયા (પ્ર. કૃ. ૧૪; ૨૫). પાછળથી તેને 'સત્તાલીઆ' કહેતા હતા, અને હાલના વખતમાં આ શહેરનાં કેવળ ખડિયેર જોવામા આવે છે. ત્યાં ભરવાડો પોતાનાં ટોળાંને ચારે છે.

## પીસીદી.

આ પ્રાંત પામ્ફુલ્યાની ઉત્તરમાં આવેલો હતો: લઘુ આશિયામાં તે ઉંચ પ્રદેશ ગણાતો હતો. પામ્ફુલ્યાના મેદાનથી માંડીને ઉંચા પર્વતોનો ચઢાવ શરૂ થતો. આ સ્થળમાં બહાદુર લુટારાઓ ફર્યા કરતા હતા, અને વખતો વખત જવા આવતા મુસાફરો પર હલ્લો કરતા; આવા "નદીઓના ભયમાં તથા લુટારાના ભયમાં" થઇને પ્રેરીત પાઉલ પીસીદીના અત્યોખમાં ગયો.

અત્યોખ—આ શહેરનો સ્થાપનાર આન્તાકીયા સેલ્યુકસ નિકાતોર હતો. પીસીદી પ્રાંતમાં ઉત્તર સીમા પર તે આવેલુ હતું. પાઉલ અને બાર્નાબાસ પોતાની પહેલી મુસાફરીમાં ત્યાં ગયા હતા ( પ્રે. કૃ. ૧૩ ; ૧૪ ). અહીંના સભાસ્થાનમાં પાઉલે ભાષણ આપ્યુ, અને ઘણા લોક પાઉલનુ સાંભળીને તેની ગમના થયા. પણ યહુદીઓએ લોકોની ભીડ જોઇને પાઉલની અદેખાઇ કરી. અને ધાર્મિક તથા કુલીન બાઇઓને તથા શહેરના અધિકારીઓને ઉશ્કેરીને પાઉલ તથા બાર્નબાસ સામે સતાવણી ઉભી કરી, અને પોતાની સીમોમાથી તેમને કાઢી મુક્યા; જેથી તેઓ ઇકોનીમાં ગયા. અને મુસાફરીથી પાછા ફરતાં ફરીને તેઓ શિષ્યોને દૃઢ કરવા આ શહેરમા આવ્યા ( પ્રે. કૃ. ૧૪ ; ૨૧ ). હાલ આ શહેર "યાલો-બાત્ચ" નામથી ઓળખાય છે.

## ૨. મધ્ય વિભાગ.

કાપાદોકિયા—કીલ્કીથી ઇશાન કોણમાં આ મોટો પ્રાંત આવેલો હતો. આ પ્રાંત પહાડી છે તોપણ પાણીની અછત નથી. ત્યાંના ઘઉં બધી જગ્યામાં વખણાતા હતા. વળી આ પ્રાતમાં ચારાની બહુ સારી જગ્યા હતી, જેથી કરીને ત્યાંના ઘોડા, ઘેટાં તથા બીજા જાનવર બહુ પુષ્ટ અને કિમતી ગણાતાં હતા. અહીંની મુલાકાત પ્રેરીત પાઉલે લીધી નથી, પરતુ પચાસમે દિવસે પ્રેરીત પીતરે યરૂશાલેમમા પહેલુ ભાષણ આપ્યુ ત્યારે આ પ્રાતના માણસો ત્યાં હાજર હતાં ( પ્રે. કૃ. ૨ ; ૯ ), અને પીતરનુ પહેલુ પત્ર જે વેરાયલા પ્રવાસીઓ પર લખવામાં આવ્યુ, તેઓમા કાપાદોકિયાના પ્રવાસીઓ પર પણ લખેલુ હતુ ( ૧ પીત. ૧ ; ૧ ). અહીંના લોકો બહુ ભુંડા હતા, પણ ખ્રીસ્તીધર્મ ત્યાં પ્રવેશ પામ્યો, પછી લોકોમા બહુ મોટો સુધારો થયો હતો. આ દેશમા "બાસીલ" નામનો એક પાદરી સાહેબ જન્મ્યો હતો.

## લુકાની.

આ પ્રાત કાપાદોકિયાની પશ્ચિમે અને ગલાતીઆની દક્ષિણમાં આવેલો હતો. તે નિઃરસ તથા ઉજ્જડ હતો. અને કોઇ કોઇ સ્થળે પાણીની એટલી બધી અછત હતી કે, તે વેચવામાં આવતુ હતુ આ પ્રાત આસરે ૨૨ માઇલ લાંબો અને ૧૩–૧૫ માઇલ પહોળો હતો. ઇ. સ. પૂ. ૩૬ મા આ પ્રાંત 'આન્ટોનીએ' ગલાતીઆના રાજાને આપ્યો હતો, અને ઇ. સ. પૂ. ૨૫ માં તે પ્રાત રૂમી રાજ્યમાં આવ્યો. પાઉલે આ પ્રાંતમાં બે ત્રણ વાર ફરીને સુવાર્તા પ્રગટ કરી હતી ( પ્રે કૃ. ૧૬ ; ૧–૬ : ૧૮ ; ૨૩ : ૧૯ ; ૧ ). આ પ્રાંતમાં જે પ્રખ્યાત શહેરો આવેલાં હતાં તેઓનાં નામ ઇકોની, લુસ્ત્રા તથા દેરબે હતાં.

ઇકોની—લુકાની પ્રાંતનુ રાજધાનીનુ શહેર હતું. પાઉલ પોતાની પહેલી મુસાફરીમાં બાર્નાબાસને પોતાની સાથે લઇને પીસીદીના અત્યોખમાંથી નીકળી

આ શહેરમાં આવ્યો હતો (પ્રે. કૃ. ૧૩; ૫૦, ૫૧). અહી અતિ ઘણા યહુદીઓએ તથા હેલેનીઓએ વિશ્વાસ કીધો. પણ કેટલાએક અવિશ્વાસી યહુદીઓએ વિદેશીઓને ઉશ્કેરીને તેઓનાં મન ભાઇઓને ઉલટા કીધાં, તેથી તેઓને શહેર બહાર કાઢી મુકયા. તેથી તેઓએ લુકાનીનાં બીજા શહેરો એટલે લુસ્ત્રા તથા દેરબેમાં અને આસપાસના પ્રાંતોમાં ફરીને સુવાર્તા પ્રગટ કીધી. ત્યાર પછી પાઉલ તથા તેના સાથીઓ ફરીને ઇકોનીમાં ગયા (પ્રે. કૃ. ૧૪; ૨૧, ૨૨). વળી એમ જણાય છે કે, પાઉલ ત્રીજી વખત પોતાની ત્રીજી મુસાફરીમાં સીલાસ સાથે ત્યાં ગયો હતો (પ્રે કૃ. ૧૮, ૨૩: ૧૬; ૨. ૨ તીમો. ૩; ૧૧). આ શહેરને હાલ "કોનીએહ" કહે છે કે જે ભૂમધ્ય સમુદ્રથી ૧૨૦ માઇલ ઉપર તોરસ પહાડની તળેટીમાં આવેલું છે.

લુસ્ત્રા—ઇકોનીના અવિશ્વાસી યહુદીઓએ પાઉલ વિરૂદ્ધ હુલ્લડ કર્યું, ત્યારે પાઉલ આ શહેરમાં આવ્યો હતો. અહી પોતાની માના પેટથી લગડો એવો એક માણસ હતો. તેનો વિશ્વાસ જોઇને પાઉલે તેને સાજો કીધો. આ જોઇને લોકોએ લુકાની ભાષામા બાર્નાબાસને ઝુસ કહ્યો, અને પાઉલ જે મુખ્ય બોલનાર જેવો હતો તેને હેરમેસ કહ્યો; એટલુંજ નહિ પણ તેમની આગળ બળીદાન કરવાને ચાહ્યું (પ્રે. કૃ. ૧૪; ૨–૭· ૮-૧૮). પાઉલે તેમને મુશ્કેલીથી વાર્યા; પણ અજાયબ જેવી વાત એ બની કે લોકોએ પાઉલ તથા બાર્નાબાસને દેવો કહ્યા હતા. તેજ લોકોએ અત્યોખ તથા ઇકોનીના યહુદીઓના સમજાવ્યાથી પાઉલને પત્થરે માર્યો, અને તે મરી ગયો છે એવુ ધારીને તેને શહેર બહાર ઘસડી કાઢયો (પ્રે. કૃ. ૧૪; ૧૯, ૨૦). પાઉલ ત્યાર પછી દેરબે ગયો, અને ફરીને શિષ્યોનાં મન સ્થિર કરવાને તે લુસ્ત્રામાં ફર્યો. ત્યાર પછી પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમાં આ પ્રાંતમાં આવ્યો હતો (પ્રે. કૃ. ૧૮; ૨૩). તીમોથી પોતે આ શહેરમા જન્મ્યો હતો. અને પાઉલને માથે લુસ્ત્રામાં જે આવી પડયુ તથા જે બધુ તેણે પ્રભુને લીધે સહન કીધુ, તે બધુ તેણે જોયુ હશે. અને જ્યારે તે બીજી વખતે લુસ્ત્રામાં આવ્યો ત્યારે તીમોથી પાઉલનો સાથી થયો, અને ત્યારથી પાઉલ તેને પુત્રની માફક ચહાતો હતો (૨ તીમો. ૩; ૧૧ પ્રે. કૃ. ૧૬; ૧–૩).

દેરબે—આ શહેર લુસ્ત્રાથી ૨૦ માઇલ પૂર્વે તરફ આવેલું હતુ. પાઉલ પોતાની બીજી અને કદાચ ત્રીજી મુસાફરીમાં આ શહેરમાં આવ્યો હતો (પ્રે. કૃ. ૧૬; ૧: ૧૮; ૨૩· ૧૯; ૧). જ્યારે પાઉલ ઇકોનીમાં હતો ત્યારે ત્યાંના લોકોએ તેને સતાવવા તથા પત્થરે મારવા લાગ્યા; ત્યારે પાઉલ ત્યાંથી નીકળીને લુકાનીનાં શહેરો લુસ્ત્રા તથા દેરબેમાં નાસી ગયો. આ વખતે પાઉલે પહેલે ફેરે દેરબેની મુલાકાત લીધી હતી. પાઉલના એક સાથી ગાયસનુ વતન આ ગામ હતુ (પ્રે. કૃ. ૨૦; ૪). આ શહેરમાં પાઉલને સતાવણી વેઠવી પડી નહિ (૨ તીમો. ૩; ૧૧).

## ગલાતીઆ.

ગલાતીઆ એટલે ગાલ લોકનો દેશ. આ પ્રાંત કાપાદોકીઆ તથા લુકાનીની ઉત્તરમાં આવેલો હતો. આ પ્રાંતમાં કેલ્ટી કે ગાલ લોકોની વસ્તી હતી. ઇ. સ. પૂ. ચોથા સૈકામાં ફ્રાન્સ દેશમાથી કેટલાંક માણસોએ નીકળીને ઇટાલી દેશ ઉપર હુમલો કર્યો અને રૂમ શહેર તેમણે જીતી લીધુ, અને ત્યાર પછી ઇ. સ. પૂ. ત્રીજા સૈકામાં તેજ ગાલ લોકે ત્યાંથી નીકળીને ગ્રીસ દેશના ઉત્તર ભાગ અને એશિયા મૈનર ઉપર ધસારો કર્યો, અને તેઓમાના કેટલાક હેલેસપૉન્ટ ઓળગીને એશિયા મૈનરનો ઉત્તર ભાગ લુટવા લાગ્યા. પણ છેવટે તેઓ ત્યાંજ રોકાયા, અને જે દેશમાં તેઓ વસ્યા તેનુ નામ ગલાતીઆ ( ગાલ–એશિયા ) એટલે ગાલીઓથી વસાવેલો, નામ પાડ્યુ. ઘણું કરીને કેલ્ટી અને ગાલી તેઓ એકને એકજ લોક છે. આ ગાલી લોકનો વસાવેલો દેશ ૨૦૦ માઇલ લાંબો હતો, અને તેમાં મુખ્ય ત્રણ કુળ રહેતાં હતાં. સદરહુ લોકો એશિયા મૈનરમાં રહેવા લાગ્યા, અને ત્યાંના સરદારોની પાસે સિપાઇગીરી લીધી. (ઇ. સ. પૂ. ૧૮૯) આ લોકો રૂમી સરકારને તાબે થયા, અને તેમનો રાજા નિ:સતાન થવાથી આખરે આ પ્રાત રૂમી રાજ્યનો એક પ્રાત થયો. ( ઇ. સ. પૂ. ૨૫ ) વેપારી લોકના કાફલા આ પ્રાંતમા થઇને જતા આવતા હતા. માટે વેપાર કરવા સારૂ ઘણાએક યહુદીઓ પણ ત્યાં આવીને વસ્યા હતા, તેથી આ દેશમાં રહેનારા લોક મિશ્ર હતા; જેમકે અસલ યુનાની, ગાલી, રૂમી તથા યહુદી. આ પ્રાંતની મુલાકાત પ્રેરીત પાઉલે લીધી કે કેમ તે સબધી ઘણો શક છે. કારણ કે આ પ્રાતના કોઇ પણ શહેરનું નામ શાસ્ત્રમાં આપવામાં આવ્યુ નથી

## ફ્રુગિયા.

આ પ્રાંત લુકાની તથા ગલાતીઆની પશ્ચિમે આવેલો હતો. તેના બે ભાગ હતા, દક્ષિણમાં મોટું ફ્રુગિયા અને પશ્ચિમે નાનું ફ્રુગિયા. નવા કરારમાં જે ફ્રુગિયા વિષે વાત આવે છે, તે મોટા ફ્રુગિયા વિષે છે. તેમાં લાઓદિકીઆ ( પ્રક. ૩ ; ૧૫-૨૨ ), કલોસે, તથા હીયરાપોલીસ શહેરો આવેલાં હતાં. આ પ્રાંતનાં માણસો પચાસમા દિવસે યરૂશાલેમ આવેલાં હતા ( પ્રે. કૃ. ૨ ; ૧૦ ). આ દેશમાં થઇને પાઉલ બે વખત સુવાર્તા પ્રગટ કરવાને ગયો હતો ( પ્રે. કૃ. ૧૬ ; ૮ : ૧૮ ; ૨૩ ).

લાઓદીકીઆ—આ શહેર ફ્રુગિયા અને લુદીઆ પ્રાંતની સરહદ પર એફેસસ શહેરની પૂર્વમાં ૪૦ માઇલ ઉપર 'લીકસ' નદીના કિનારા ઉપર આવેલું હતું. પ્રકટીકરણના પુસ્તકમાં જે સાત મડળીઓની હકીકત આપવામાં આવે છે, તેમાંની એક મડળી આ શહેરમાં હતી ( પ્રકટી. ૩ ; ૧૪ ). પ્રથમ આ શહેરનું નામ 'દીઓસપોલીસ' અને ત્યાર પછી 'હ્રોસ' હતું. પણ ત્યાર પછી સિરી-

આના રાજા અત્યોકસ બીજાએ આ શહેરને ફરી બધાવ્યું, અને પહેલાંના કરતાં તેને વધારે સણગાર્યું. અને ત્યાર પછી શહેરનું નામ બદલી પોતાની રાણી "લાઓદીસ" ના નામ પરથી તેનુ નામ લાઓદીકીઆ પાડ્યુ. આ તો બહુ મોટું તથા ભવ્ય સ્થળ હતું. અહી વિશાળ અખાડો બાંધેલો હતો, કે જેમાં ૨૦ થી ૩૦ હજાર પ્રેક્ષકો બેસી શકતા હતા. ખ્રીસ્તીધર્મ પ્રસારની શરૂઆતમાં ત્યાં મડળી સ્થાપન થઇ હતી (કલો. ૨ ; ૧ : ૪ ; ૧૫ પ્રકટી ૧ ; ૧૧ : ૩ ; ૧૪). એમ દેખાય છે કે પાઉલ જ્યારે એફેસસ શહેરમાં હતો ત્યારે અહીના લોકોને તેણે સુવાર્તાની વાત જણાવી હશે ( પ્રે. કૃ. ૧૯ , ૧૦ ). પણ પાઉલ પોતે કદાપી ત્યાં ગયો નહિ હશે. ત્યાંના ભાઇઓ પર પાઉલે એક પત્ર લખેલો છે એમ કલોસ્સૈ ૪; ૧૬ પરથી જણાય છે. પણ તે ખોવાઇ ગયો છે, કેટલાએક ધારે છે કે, "લાઓદીકીઆથી જે પત્ર" તેમાં એફેસીઓને પત્ર સમજવો. લાઓદીકીઆની પડોસમાં ઉના પાણીના ઝરાઓ ઘણા હતા. તેઓમાના કેટલાકનુ પાણી બહુ ઉનુ ને બીજા કેટલાકમાં હુંફાળા જેવુ પાણી હતુ. તે ઉપરથી આ મડળીને કહેવામાં આવ્યું કે, "તુ હુંફાળો છે, એટલે ઉનો નથી ને ટહાડો પણ નથી" ( પ્રકટી. ૩ ; ૧૫ ) હાલ આ જગ્યા ખંડિયેર અવસ્થામાં છે, અને તુર્ક લોકો તેને "એસ્કીહીસ્સાર" એટલે પુરાતન મઢ એવુ નામ આપે છે.

કલોસ્સૈ—લિકસ નદી ઉપર આ શહેર બાધેલુ હતુ. એફેસસ શહેરના સરીયામ રસ્તા પાસે લાઓદીકીઆથી ઉત્તરમાં ૧૨ માઇલ પર આવેલું હતું. આ શહેરમાં ખ્રીસ્તી મડળીનો સ્થાપનાર એપાફ્રા હતો ( કલો. ૧; ૭ ). અને જો કે પ્રેરીત પાઉલે અહીની મડળી ઉપર પત્ર લખ્યો, છતાં તેની મુલાકાત લીધી હોય, એવુ વાંચવામાં આવતું નથી. પણ ફીલેમોનને પત્ર લખતાં ત્યાં જવાનો ઇરાદો દર્શાવે છે (ફીલે. ૨૨). અને કદાચ રૂમના કેદખાનામાંથી છુટયા બાદ ત્યાં ગયો હશે. આ શહેર ત્યાર પછી નાશ પામ્યુ છે અને તેની જગ્યાએ "કોનાસ" નામનું એક ગામ આવેલુ છે. ગામ પાસે પુરાતન શહેરનાં ખડિયેર હજી જોવામાં આવે છે.

હીયરાપોલીસ—ઉપરનાં બન્ને શહેરોની પાસે આ શહેર પણ આવેલું હતું. તેના નામનો અર્થ "પવિત્ર શહેર" થાય છે. કદાચ આ નામ આપવાનું કારણ એવુ હશે કે તેની પડોસમાં ખનિજ પદાર્થો નીકળતા હતા. જે વખતે કલોસ્સૈ શહેરમાં મડળી સ્થાપવામાં આવી, તેજ વખતે આ શહેરમાં પણ એક મડળી સ્થાપવામાં આવી હતી ( કલો. ૪; ૧૩ ). અને તે મડળી એપાફ્રાની દેખરેખ નીચે મૂકવામાં આવી હતી. હાલમાં આ શહેરને "પામબુક-કાલેક" ( સુતરનો મહેલ ) નામ આપવામાં આવ્યું છે.

## ૩. ઉત્તર વિભાગ.

### પંતસ.

આ પ્રાંત કાળા સમુદ્રની દક્ષિણે અને કાપાદોકીઆની ઉત્તરમાં આવેલો હતો. બિથીનીઆ તેની પશ્ચિમ બાજુએ છે. પ્રેરીતોના વખતમાં આ પ્રાત રૂમી રાજ્યના તાબામાં હતો. પેન્ટીકોસ્ટને (પચાસમા) દિવસે આ પ્રાતમાથી પણ માણસો યરૂશાલેમ આવ્યા હતા ( પ્રે કૃ. ૨ , ૯ ). આકુલા તથા પ્રિસ્કીલા જે પાઉલના મિત્રો તેઓ આ પ્રાંતના હતા (પ્રે. કૃ. ૧૮ , ૨). આ પ્રાતનાં કેટલાંક માણસો ઉપર પીતરે પોતાનો પહેલો પત્ર લખ્યો હતો. આ પ્રાંતના શહેરોમાંનુ એક ટ્રેબીઝોન્ડ નામનુ પ્રખ્યાત શહેર છે. ઘણા યહુદીઓ ત્યાં રહેતા હતાં, અને વખતો વખત યરૂશાલેમમાં પર્વ પાળવા જતા હતા. તુર્ક લોકોએ ઇ. સ. ૧૪૬૧ માં તેને જીતી લીધુ.

### પાફલાગોનીઆ

આ પ્રાંત પતસની પશ્ચિમમા અને ગલાતીઆના ઉત્તરમાં આવેલો હતો. પરતુ પવિત્ર શાસ્ત્રમા તેના સબધી કશી હકીકત આપવામા આવી નથી.

### બિથુનીઆ

આ પ્રાંતની ઉત્તરે કાળો સમુદ્ર, દક્ષિણે ફ્રુગિયા, પૂર્વે પાફલાગોનીઆ અને પશ્ચિમે મુસિયા આવેલો હતો. પાઉલે આ પ્રાંતમા જવાની ઇચ્છા દર્શાવી, પરતુ પવિત્ર આત્માએ તેને રોકયો ( પ્રે. કૃ. ૧૬ , ૭ ). પરતુ પીતરે આ પ્રાંત તરફ ધ્યાન દીધુ હોય, એવુ એવુ એના પહેલા પત્ર ઉપરથી દેખાય છે. જુઓ બિથુનીઆમા વેરાયલા પ્રવાસીઓ" ( ૧ પી. ૧ ; ૧ ). ઇતિહાસ પરથી જણાય છે કે, આ પ્રાત ઉપર રૂમી હાકેમ પ્લીની હતો તે વખતમાં ત્યા ખ્રીસ્તીઓ ઘણા હતા, અને રૂમનો બાદશાહ તે વખતે ત્રાજન હતો ( ઇ. સ. ૧૦૭ ). આ પ્રાંતમા આવેલાં મુખ્ય શહેરો—નીકોમેદીઆ, હેરાકલી, નીસ, અને કાલ્સેદોન હતા. નીસ શહેર મડળીના ઇતિહાસમા બહુ પ્રખ્યાત છે, કારણ કે બાદશાહ કોન્સ્ટાંટ-તાઇન જે રૂમનો પહેલો ખ્રીસ્તી થયો, તેના સમયમાં આ શહેરમા ખ્રીસ્તીઓની પહેલી મહા સભા ભરાઇ હતી ( ઇ. સ. ૩૨૫ ). વળી કાલ્સેદોનમાં પણ બીજી મહા સભા ભરવામા આવી હતી.

## ૪. પશ્ચિમ વિભાગ

### મુસયા.

મુસયા, બિથુનીઆ તથા ફ્રુગિયાની પશ્ચિમમાં આ પ્રાંત આવેલો હતો. પાઉલ પોતાની યુરોપની પહેલી મુસાફરીમા આ પ્રાંતમાં થઇને ગયો હતો ( પ્રે. કૃ. ૧૬ , ૭, ૮ ). આ પ્રાંતમાં આવેલાં પ્રખ્યાત શહેરોનાં નામ નીચે પ્રમાણે છે. ત્રોઆસ, ઓસાસ, આદ્રામીતિયમ, પેરગામસ.

ત્રોઆસ—મુસયાના કિનારા પર આવેલું એક બદર હતું. પુરાતન ટ્રોય શહેર જે ત્રોઆસથી આસરે ચાર માઇલ દૂર આવેલું હતુ, તેના નામ પરથી આ શહેરને ત્રોઆસ નામ આપવામાં આવ્યુ હતું. રૂમીઓના વખતમા આશિયામાં આ શહેર ઘણુ પ્રસિદ્ધ હતુ. એવુ કહેવાય છે કે, પુરાતન ટ્રોય શહેરમાથી વસ્તી ત્રોઆસમાં આવી વસી હતી. માકેદોનિયા જનારા લોકો હમેશા આ બદરથી વહાણે બેસી બે ત્રણ દિવસે ત્યા પહોંચતા હતા (પ્રે. કૃ. ૧૬; ૧૧ · ૨૦; ૬). આ બદર ૪૦૦ ફૂટ લાબુ અને ૨૦૦ ફૂટ પહોળુ છે. અહી પાઉલ પ્રેરીત પોતાની બીજી મુસાફરીમાં આવ્યો, ત્યારે "રાત્રે તેણે દર્શનમા દીઠુ કે, માકેદોનિયાના એક જણે ઉભા રહીને વિનતી કરતાં કહ્યુ કે, માકેદોનિયામા આવીને સહાય કર" (પ્રે. કૃ. ૧૬; ૮–૧૧). વળી બીજી વખત શિષ્યો ભેગા થએલા હતા ત્યારે મધ્ય રાત્રી સુધી પાઉલે ભાષણ આપ્યુ. તે વખતે યુતુખસ નામનો એક જુવાન બારીએથી પડીને મરણ પામ્યો, જેને પાઉલે સજીવ કર્યો (પ્રે. કૃ. ૨૦; ૧૦). ત્રોઆસમાં પાઉલનુ કામ બહુ ફતેહમદ થયુ (૨ કરી. ૨; ૧૨). વળી બીજા પ્રસગોમાં પણ પ્રેરીત પાઉલે આ શહેરની મુલાકાત લીધી હતી, તેમાની એક વખતે પાઉલે પોતાનો સામાન, જેવો કે જામો પુસ્તકો તથા ચર્મપત્રો ત્યા મુક્યા હતાં (૨ તીમો. ૪, ૧૩). હાલ ત્રોઆસના ખડિયેરને "એસ્કીસ્ટામ્બુલ" એટલે પુરાતન કાન્સ્ટાન્ટીનોપલ કહે છે

આસોસ—આદ્રામિતીઅમ અખાતના ઉત્તર કિનારા પર ત્રોઆસની દક્ષિણમા આ શહેર આવેલુ હતું. પાઉલ ત્રોઆસથી અહી સુધી ૨૦ માઇલની મુસાફરી પગે કરીને આવ્યો હતો. અને ત્યાર પછી મિતુલેને જનાર વહાણમાં બેઠો (પ્રે. કૃ. ૨૦, ૧૩, ૧૪). આ શહેરનો હાલ નાશ થઇ ગયો છે. પણ કેટલાંક ભવ્ય ખડિયેર હજી સુધી જોવામા આવે છે.

આદ્રામીતિયમ--મુસયાના કિનારા પર આશિયામૈનરનુ એક પ્રસિદ્ધ બદર હતું. પહેલાના વખતમા તેને "ઇયોલીસ" કહેતા હતા. પ્રેરીત પાઉલને કેદી તરીકે રૂમ લઇ જવામા આવતો હતો, ત્યારે અહી આગળથી વહાણ બદલવામાં આવ્યુ હતુ (પ્રે કૃ. ૨૭, ૨). આજકાલ આ શહેર બહુ પ્રખ્યાત નથી, તોપણ ત્યા નવાં વહાણ બનાવવામાં આવે છે. અને વેપારી વર્ગના લોકો પણ ત્યાં રહે છે.

પેરગામસ—મુસયાનુ એક પ્રાચીન રાજધાનીનુ શહેર હતુ, અને "કાઇક્સ" નદીના કિનારે બાધેલુ હતુ આશિયા મૈનરની સાત મડળીઓમાંની એક મડળી આ શહેરમા હતી. આ શહેરમાં પ્રખ્યાત પુસ્તકશાળા હતી કે જેમાં બે લાખ પુસ્તકોનો જથ્થો હતો. આ શહેર તેની ભુંડાઇને માટે પ્રસિદ્ધ છે. આપણો પ્રભુ તેને "શેતાનની ગાદી" કહે છે. આ મડળીને ઠપકો આપતા લખે છે કે, "બલઆમનો તથા નીકોલાપતીઓનો બોધ રાખનારા તારે ત્યા છે." આ મડળીમાં વિશ્વાસુ સાક્ષી આતિપાસે લોહી વહેવડાવ્યુ હતુ (પ્રક ૨; ૧૨–૧૭).

ાલમાં આ શહેરને "એરગામા" કહે છે. તેમાં વીસ હજાર માણુસની વસ્તી છે. ેમાં બે હજાર ખ્રીસ્તીઓ છે.

## લીદીઆ કે લુદીઆ પ્રાંત.

આ પ્રાંત મુસયાની દક્ષિણમાં આવેલો હતો. એ બહુ પ્રાચીન તથા ખ્યાત રાજ્યસ્થળ હતુ. ત્યાંનો રાજા ક્રોસસ પ્રાચીન ઇતિહાસમાં ભલા ગુણુ ક્ષણવાળો જણાવેલો છે. આશિયા મૈનરની જે સાત મડળીઓ, તેમાંની પાંચ ડળીઓ આ પ્રાતમાં આવેલી હતી. એટલે, થુઆતૈરા, સ્મિર્ણા, સાર્દિસ, ફેલાદેલ્ફીઆ, અને એફેસસ.

થુઆતૈરા—આ શહેર સાર્દિસથી ૨૭ માઇલ દૂર પેરગામસના રસ્તા ઉપર ીકસ નદીના કિનારા ઉપર આવેલુ છે. ઇ. સ. પૂ. ૧૯૦ માં આ શહેર રૂમી ાદશાહતમાં આવ્યુ. તે વખતે શહેર મશહુર ગણાતુ હતુ. આ શહેરની લુદીઆ ામની સ્ત્રી પાઉલનુ ભાષણુ સાભળીને ખુશી થઇ, તેનુ અતઃકરણ પ્રભુએ ઉઘાડયુ, ને તેનું તથા તેના ઘરનાનુ બાપ્તિસ્મા થયુ (પ્રે કૃ. ૧૬ ; ૧૪). જેમ પુરાતન ખતમાં તેમ હાલમાં પણુ ત્યાં રગરેજ લોકો રહે છે રગારાની બાબતમાં શહેર ણીતું છે. આજકાલ પણુ વેપારી લોક કીરમજી કપડાનો વેપાર સ્મિર્ણા શહેર ાથે ચલાવે છે. પહેલાના વખતમા મુર્તિપૂજા ઘણી ચાલતી હતી. અપોલો વતાની પૂજા તેઓમાં પ્રખ્યાત હતી. હાલમાં આ શહેર "આક-હીસ્સાર" સફેદ કિલ્લો) નામથી ઓળખાય છે અને આસરે ૬૦૦૦ હજાર માણુસની સ્તી છે.

સ્મિર્ણા—એફેસસની ઉત્તરે આસરે ૪૦ માઇલ ઉપર આવેલું છે. આ હેર ઘણુ પુરાતન છે, અને એવુ કહેવાય છે કે હોમર નામના પ્રખ્યાત કવીની તે ન્મભૂમિ છે. થેસયસ કે ટાન્ટાલસ તેનો સ્થાપનાર છે. ઇ. સ. પૂ. ૧૩૩ માં તે મી રાજ્યમાં આવ્યુ. પાઉલે એફેસસમાં ત્રણ વર્ષ કામ કર્યું તે દરમિયાનમાં હી મડળી સ્થાપન થઇ હશે, પ્રકટીકરણના પુસ્તકમાં આ મડળીને કોઇ પણુ કારનો ઠપકો મળ્યો નથી. માત્ર તેને સતાવણી સહન કરવા સબધી કહેવામાં ાવ્યુ છે. પુરાતન એવી એક દતકથા ચાલે છે કે, આ શહેરમાં સ્થપાયલી ડળીનો પહેલો અધ્યક્ષ તીમોથીનો ભાઇ સ્ટ્રેટિઆસ હતો. બીજા સૈકામાં રીત યોહાનનો શિષ્ય પોલીકાર્પ આ મડળીનો પ્રસિદ્ધ આગેવાન હતો, અને આ હેરમાં ઇ. સ. ૧૧૫ માં તે શાહેદ થયો. હાલમાં આ શહેર આનાટોલીઆનું ખ્ય શહેર ગણાય છે. એમાં બે લાખ માણુસની વસ્તી છે, જેમાનો ત્રીજો ભાગ ીસ્તી ધર્મ પાળે છે.

સાર્દિસ—લુદીઆ પ્રાતની પ્રાચીન રાજધાનીનું શહેર હતું. તે મોલુસ હાડની તળેટીમા પેક્ટોલુસ નદી ઉપર આવેલું હતું, અહીની મડળીને પ્રકટી-

કરણમાં કહેવામાં આવ્યુ કે "તુ નામે જીવે છે પણ તુ મુએલો છે." તિબેરીઅસ કાઇસારના વખતમાં ધરતીકપને કારણે આ શહેર નાશ પામ્યુ હતુ. પણ પાદશાહની મદદથી ફરી બધાયુ હતુ. તેરમા સેકામા તીમુર્લેને સાર્દિસનો નાશ કીધો; અને હાલ એક નાનુ ગામડું ત્યાં છે. તેના ખડિયેરને "સાર્ટકાલાસ્ત" કહે છે.

ફિલાદેલ્ફીઆ—આ શહેર સાર્દિસથી અગ્નિ કોણમાં ૨૫ માઇલ ઉપર આવેલુ છે. આ શહેરમાંની મડળી સબધી એવુ ભવિષ્ય કહેવામાં આવ્યુ હતુ કે, "આખી દુનિયા પર જે વિપત્તિનો સમય આવનાર છે, તેમાં હુ તને રાખીશ" (પ્રક. ૩, ૧૨). આ વચન હજુ કાયમ છે. ઇ. સ. ૧૩૯૨ મા તે તુર્કના કબજામાં આવ્યુ. એક પછી એક ઘણાક ધરતીકપ થવાથી તે શહેર ખંડિયેર અવસ્થામાં આવી ગયુ છે. હાલમા તેને "અલ્લાહ શહેર" (દેવનુ શહેર) નામ આપવામાં આપ્યુ છે.

એફેસસ*—આશિયા મેનરમાં આ શહેર મુખ્ય રાજધાનીનુ શહેર ગણાતું હતુ; અને કાઇસ્તર નદીના મુખ આગળ બાધવામા આવેલુ હતુ. મિલેતસથી આસરે ૩૦ માઇલ દૂર આશિયા મનરના નઋત્ય કોણમાં આવેલુ હતુ. શહેરનો દક્ષિણ તરફનો ભાગ પહાડની હાર સાથે બાધેલો હતો, અને બીજો ભાગ નદીના મેદાન તરફના ભાગ ઉપર બાધેલો હતો. એમ કહેવાય છે કે, આ શહેર આથેનિયન કોડસના દીકરા એનડોકલસે ઇ સ. પૂ. ૧૧ મા સેકામાં વસાવ્યુ, પણ તે પહેલાં ત્યા ફેનીકીઓએ વસ્તી કીધી હતી શહેરની વિશેષ ખ્યાતિ થવાનુ કારણ ત્યાંનુ આર્તિમસ દેવીનુ મદિર હતુ, કે જે દુનિયાની સાત અજાયબીઓમાંની એક ગણાય છે. એવુ કહેવાય છે કે સૂર્યતળે એવુ ભવ્ય મકાન બીજુ એક પણ નહોતુ. આ મદિર સફેદ આરસનુ બાંધેલુ હતુ, અને સૂર્યના કિરણ તેના ઉપર પડતાં ત્યારે આંખને ઝંખવી નાખે એવો દેખાવ થઇ રહેતો હતો આ મદિર ૪૨૫ ફૂટ લાંબુ, ૨૨૦ ફૂટ પહોળુ હતુ, અને ૧૨૭ આરસ પહાણના સ્તભ ઉભા કરેલા હતા, જેમાંના દરેકની ઉંચાઇ ૬૦ ફૂટની હતી તેમાના ૩૬ સ્તંભ ઉપર ઉમદા કોતર કામ હતુ તેને બાધતાં ૨૦૦ વર્ષ લાગ્યા હતા. એરાટોસ્ટેટસ નામના એક માણસે પોતાનુ નામ જગતના ઇતિહાસમાં કાયમ રાખવાના ઇરાદાથી તેને બાળી નાખ્યુ. એવુ કહેવાય છે કે જે રાતમાં આલેકસાદર મોટાનો જન્મ થયો (ઇ. સ. પૂ. ૩૫૬), તેજ રાતમા આ મદિર નાશ પામી ગયુ. ત્યાર પછી એક બીજુ મદિર તે કરતા ને વિશેષ સુશોભિત ઉભુ કરવામા આવ્યુ, કે જેને ગોથ લોકોએ લુટી લઇને નાશ કીધો (ઇ. સ. ૨૬૦). આ મદિરમા જે દીઆના કે આતિમસ દેવી હતી, તે

* જે સાત મંડળી પર મોકલવામા આવ્યા તેમના વિષે જાણવા જેવુ છે કે એલચી તેઓમાં ફરીને દરેકને પત્ર આપે તે અનુક્રમે તેમના નામ પ્રકટીકરણમા આપેલા છે, (સરખાવો ૧ પીત ૧, ૧)

સંબધી લોકોનું ધારવુ એવુ હતું કે તે આકાશથી પડેલી દેવી છે વળી આ શહેરમાં એક નાટકશાળા કે અખાડો હતો કે જે દુનિયાંમાં સોથી મોટું મકાન ગણી શકાય, કેમકે તમાશો જોનાર ૫૦ હજાર માણસો આ ગજાવર મકાનમાં સમાઇ શકતા હતા. અહી જગલી જનાવરોની તથા માણસો સાથે જાનવરોની લડાઇ થતી હતી ( ૧ કરી. ૪, ૯ ૯; ૨૪-૨૫ ). અહીં ઘણાએક યહુદીઓ રહેતા હતા, અને પચાસમા દિવસ પછી થોડાજ વખતમાં અહીં સુવાર્તાનાં બીજ વાવવામાં આવ્યાં ( પ્રે. કૃ. ૨ ; ૯ ૬, ૯ ), કેમકે પચાસમા દિવસે આશિયાના ભાઇઓ પણ આવ્યા હતા, અને પાઉલ જ્યારે પોતાની બીજી મુસાફરી પુરી કરતાં ગ્રીસ દેશથી સુરીઆમા આવ્યો (પ્રે. કૃ. ૧૮, ૧૮–૨૧) ત્યારે તેણે આ શહેરની પ્રથમ મુલાકાત લીધી ( ઇ. સ. ૫૧ ). અહીં આવ્યા પછી પોતાની સાથે કરીથથી આવેલાં આકુલા તથા પ્રિસ્કીલાને એફેસસમા મુકયા, ને પોતે સભાસ્થાનમાં જઇ યહુદીઓની સાથે વાદવિવાદ કરવા લાગ્યો ત્યાર પછી પાઉલ ત્રીજી મુસાફરીમાં હતો ત્યારે ઉપલા પ્રાતોમાં ફરીને અહી આવ્યો. અને આસરે ત્રણ વર્ષ અહી રહ્યો; અને ઘણાં માણસો મડળીમાં મેળવાયા ( પ્રે. કૃ. ૧૯ ). અને પાખંડ કરનારાઓમાંના ઘણાએ પોતાનાં પુસ્તકો બાળી નાખ્યા કે જેની કિમ્મત ૫૦ હજાર રૂપિયા હતી. એ અરસામા દેમેત્રિઅસ સોનીથી ઘણી ગડબડ કરવામા આવી, જેથી પાઉલને ત્યાંથી નીકળવુ પડ્યુ ત્યાર પછી મિલેતસમા એફેસસના વડીલોને બોલાવીને તેઓને ચિત્તવેધક બોધ આપ્યો પ્રેરિત યોહાન પણ આ શહેરમાં ઘણાં વર્ષ રહ્યો, અને ત્યાજ મરણ પામ્યો હતો શરૂઆતમા જ્યારે મડળી સ્થપાઇ ત્યારે બહુ નામીચી ગણાઇ. પરતુ પ્રકટીકરણનુ પુસ્તક લખવામા આવ્યુ ત્યારે તેનો "પહેલો પ્રેમ" ઠડો થઇ ગયો હતો ( પ્રક ૨, ૪ ). હાલમા આ શહેર લગભગ પડી ભાગ્યુ છે. ત્યા તુર્ક લોકોનુ "આસાલુક" નામનુ એક ગામડું જોવામાં આવે છે.

## કારીઆ.

લુદીઆની દક્ષિણમાં આ પ્રાંત આવેલો હતો. તે દરિયાના એક ખાંચામાં હતો જેથી દ્વીપકલ્પના નઋત્ય ખુણો બનેલો હતો. આ પ્રાતમા બે મુખ્ય શહેર આવેલાં હતાં—મીલેતસ અને કનીદસ.

મીલેતસ—આ શહેર લીઆન્દર નદી પર બાંધવામાં આવેલુ હતુ, અને એફેસસથી દક્ષિણમાં આસરે ૩૦ માઇલ દૂર હતુ. પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમાં ગ્રીસથી સિરીઆ જતા આ શહેરમા ઉતર્યો હતો, અને ત્યાં આગળ એફેસસના વડીલોને બોલાવીને એક ઉમદા ભાષણ આપ્યુ હતુ જે પ્રે. કૃ. ૨૦; ૧૫–૩૨ માં લખેલું છે. પાઉલની પહેલાં ૫૦૦ વર્ષ અગાઉ આ શહેર યુનાનીઓના તાબામાં હતુ. ત્યાંથી જે વહાણે, રવાના થતાં, તે દૂર દેશોમાં જતા હતા.

અહી આગળ પોતાના એક સોબતીને પાઉલે માંદો મૂક્યો હતો, જેનુ નામ ત્રોફીમસ હતુ ( ૨ તીમો. ૪ ; ૨૦ ). હાલમાં આ શહેર નાશ પામી ગયું છે.

કનીદસ—ડોરીસ દ્રીપકલ્પની પૂર્વ બાજુમાં ટ્રીઓપીઅમ ભૂશીરના છેડા ઉપર આ બદર આવેલુ હતુ. રૂમ તરફના પ્રવાસે જતાં પ્રેરિત પાઉલના વહાણે આ બદરની મુલાકાત લીધી હતી ( પ્રે. કૃ ૨૭, ૭ ).

## લુકીઆ.

કારીઆના અગ્નિ કોણમાં રોદસ ટાપુની સામે આ પ્રાત આવેલો હતો. પ્રેરિત પાઉલ આ પ્રાતમા ગયો ત્યારે ત્યાં રૂમી સરકારનો અમલ હતો ( પ્રે. કૃ. ૨૧ ; ૧· ૨૭; ૫ ). આ પ્રાંતનાં મુરા તથા પાતારા શહેરો વિષે શાસ્ત્રમાં હકીકત આપવામાં આવે છે —

મુરા—ભૂમધ્ય સમુદ્રના કિનારાથી આસરે બે અઢી માઇલ દૂર એક ઉંડી ખીણુના બારામાં આ શહેર આવેલુ હતુ. અહી પાઉલ આદ્રામિતીઅમના વહાણુમાથી ઉતરીને આલેસાંદ્રીઆના વહાણુમાં બેઠો, કે જે આગળ જતાં મેલિટા આગળ ભગ થયુ ( પ્રે કૃ. ૨૭; ૩૯–૪૪ ).

પાતારા લુકીઆના કિનારા પર નૈઋત્ય કોણમાં આ શહેર આવેલું હતું, અને કસેન્થસ નદીના બારા ઉપર બાધેલુ હતુ. જેવી રીતે એફેસસ શહેરમાં આર્તિમસ દેવીની પૂજા થતી, તેવીજ રીતે અહી આગળ અપોલો દેવની ભક્તિ વિશેષ ચાલતી હતી. પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમા આ જગ્યાએ ઉતર્યો હતો ( પ્રે. કૃ. ૨૧ , ૧, ૨ ). અહા પાઉલને ફેનીકેમાં જનાર એક વહાણુ મળ્યુ, તેમાં બેસી ત્રણ ચાર દિવસે તુર પહોચ્યો હતો.

---

## આશિયા મૈનરને તાબે આવેલા દ્વીપોનાં નામ.

| | | |
|---|---|---|
| કુપરસ, | રોદસ, | સામોસ. |
| કટ, | કોસ, | ખીઅસ. |
| કલાદા, | પાત્મસ, | લીસબોસ. |

## (૧) ભૂમધ્ય સમુદ્રમાં આવેલા દ્વીપો.

## કુપરસ.

આ બેટ, કિલ્કીથી દક્ષિણમા અને સિરીઆથી ઇશાન કોણમાં આવેલો છે. બેટમાં ઉગતા કોઇ ઘાસના નામ પરથી આ નામ પડયુ છે જેનો અર્થ ચોક્ખુ થાય છે. ભૂમધ્ય સમુદ્રમાં આવેલા ટાપુઓમાનો સૌથી મોટો ટાપુ તે છે. તે ૧૪૮ માઇલ લાબો અને ૪૦ માઇલ પહોળો છે. કિનારાથી આશરે ૬૦ માઇલ દૂર આવેલો છે. જુના કરારમાં આ ટાપુને "કિત્તીમ" કહે છે ( ગણુ. ૨૪ ; ૨૪. યિર્મ ૨ ; ૧૦. હઝ. ૧૭ ; ૬ ). અસલના વખતમાં તેમાં ફેનીકે લોકો વસતા

હતા. પણ ઇ. સ. પૂ. ૪૭૭ માં તે ગ્રીક લોકના હાથમાં આવ્યો, અને ઇ. સ. પૂ. ૫૮ મા તે રૂમી ઇલ્લાકામા ગણાયો. પહેલાના વખતમાં અનાજ, તેલ, મેવા, કિમ્મતી લાકડુ અને પત્થર ઇત્યાદિ બહુ થતુ હતુ. આ ટાપુ ત્યાર પછી તુર્ક લોકના હાથમા આવ્યો, અને તેમના હાથમા ઘણોએક વખત રહ્યા પછી ઇ. સ. ૧૮૭૮ મા બ્રિટિશ સરકારના હાથમા આવ્યો. નવા કરારમા તેનુ પ્રથમ નામ બાર્ણાબાસની જન્મભૂમિ તરીકે આપવામા આવ્યુ છે (પ્રે કૃ ૪, ૩૬). પાઉલ પોતાની પહેલી મુસાફરીમા ત્યા ગયો હતો. આ વખતે તેની સાથે બાર્ણાબાસ તથા યોહાન જેની અટક માર્ક તેઓ હતા (પ્રે કૃ ૧૩, ૪-૧૩). ત્યાર પછી કેવળ બાર્ણાબાસ તથા માર્ક ત્યા ગયા હતા (પ્રે. કૃ ૧૫, ૩૯) વળી નાશોન નામનો જુનો શિષ્ય જે કદાચ પચાસમા દિવસે ખ્રિસ્તી થયો હશે, તેનુ વતન પણ આ બેટમા હતુ. હાલમા આ બેટની વસ્તી એક લાખ સુધી છે જે બે પ્રખ્યાત શહેરોની મુલાકાત પ્રેરિત પાઉલે લીધી હતી તેઓના નામ સાલામીસ તથા પાફસ છે તેમાનુ પહેલુ શહેર બેટની પૂર્વમા અને બીજુ પશ્ચિમમા હતુ.

સાલામીસ એક વખત આ શહેર કુપરસની રાજ્યધાની હતુ, અને હાલમા પણ મોટા વેપારનુ સ્થળ ગણાય છે અહીં આગળ પ્રેરિત પાઉલ તથા બાર્ણાબાસ પોતાની પહેલી મુસાફરીમા ગયા હતા, અને યહુદીઓના સભાસ્થાનમા ખ્રિસ્તની વાત પ્રગટ કરી (પ્રે કૃ ૧૩) આ શહેરમા યહુદી લોકોએ મોટો બળવો ઉઠાવ્યો હતો, અને ત્યાના રહીશોમાના ૨,૪૦,૦૦૦ ની કાપાકાપી થઇ હતી. એવી રીતે સાલામીસ ઉજ્જડ થયુ. અને હાડ્રીઅન જે પાછળથી બાદશાહ થયો તેણે યહુદીઓને હરાવ્યા અને ત્યાર પછી કોઇ પણ યહુદીને બેટમા પેસવા દીધા નહિ. હાલમા આ શહેરને "ફામાગુસ્તા કહે છે.

પાફસ રૂમી રાજ્યના સમયમા આ શહેર કુપ્રસ બેટની રાજધાની હતુ. "વીનસ" દેવી કે જેને વિષે એવી દંતકથા ચાલે છે કે, જ્યારે તે સમુદ્રમાંથી બહાર આવી ત્યારે પહેલામા પહેલા આ શહેરમા આવી, જેથી આ શહેર બહુ ખ્યાતિ પામ્યુ વ્યભિચાર તથા ભ્રષ્ટતાને કારણે આ શહેર નામીચુ હતુ. પાઉલ તથા બાર્ણાબાસ પોતાની પહેલી મુસાફરીમા અહીં આવ્યા હતા અહીં એક જુઠો ભવિષ્યવાદી જે માયાક્રિયા કરતો હતો તે રહેતો હતો, તેનુ નામ બારઇસુ હતુ (પ્રે. કૃ ૧૩, ૬-૧૩) અહીં સરજીઅસ પાઉલ બેટનો અધિકારી હતો. તે ખ્રિસ્તી થયો, અને એલીમાસ માયાક્રિયા કર્ત્તાને આંધળો કરવામા આવ્યો.

## ક્રેત.

આ બેટને હાલમા કાન્ડિયા કહે છે, અને ભૂમધ્ય સમુદ્રમાં યુરોપ તથા આફ્રિકા ખંડની મધ્યમા આવેલો છે. આશિયા માઇનરની નૈરૃત્ય કોણમાં આસરે ૧૪૦ માઇલ લાંબો અને ૬ થી ૩૫ માઇલ પહોળો છે. પ્રાચીન કાળમાં

'મિનોસ' નામના એક પ્રખ્યાત કાયદા બાંધનાર ત્યાં રહેતો હતો, કે જેની ખ્યાતિ માત્ર ક્રેતમાંજ નહિ પણ ગ્રીસ સુધી ફેલાયલી હતી અહીંના વતનીઓ ધનુર્વિદ્યામાં બહુજ કુશળ હતા. હોમર કવીના સમયમા આ બેટમાં સો શહેર હતા, અને ઘણા યહુદી લોકો ત્યાં રહેતા હતા. પચાસમે દિવસે અહીંથી કેટલાએક માણસો યરૂશાલેમ આવ્યા હતા (પ્રે કૃ. ૨, ૨૧). પાઉલે રૂમની મુસાફરીમાં આ ટાપુની મુલાકાત લીધી હતી. અહીંની ખ્રીસ્તી મંડળી ઉપર તીતસને મુક્યો હતો (તીત. ૧, ૧૫) 'એપીમેનીદેસ' નામના એક કવીએ આ બેટના લોકો વિષે કહ્યું છે કે, "ક્રેતીઓ સદા જુઠા, ભુંડા પશુ, આળસુ, પેટભરૂઓ છે" (તીત. ૧, ૧૨). એમ છતાં સુવાર્તાએ તેઓમાં મહિમાવાન ફેરફાર કર્યો હતો (તીત ૨) કેટલાએક કહે છે કે દાઉદની ફોજમાં જે 'કરેતીઓ' કહેવાતા હતા તે આ બેટના વતની હશે (૧ શમૂ. ૩૦ ; ૧૪). આ બેટમા આવેલા પ્રખ્યાત શહેરોના નામ -- સુંદર બંદર, લાસાયા અને ફેનીકે. તે ઉપરાત સાલ્મોન નામની એક ભૂશીર હતી

સુંદર બંદર—ક્રેત ટાપુની દક્ષિણમા આ બંદર આવેલું હતું ત્યાંથી લાસાયા પૂર્વમા પાંચ માઇલ ઉપર હતું. પાઉલ રૂમ જતા આલેકસાંદ્રીઆના વહાણમા મુસાફરી કરતો અત્રે આવ્યો હતો (પ્રે કૃ. ૨૭, ૮).

લાસાયા - લીઓન્ડા ભૂશીરની પાસે આ શહેર આવેલું હતું હજી સુધી આ શહેરનું ખાંડિયેર જોવામાં આવે છે

ફેનીકે – ક્રેતના નૈરૂત્ય કોણમા આ બંદર હતું તેનું યુનાની નામ ફેનીક્ષ હતું યુરાક્લોન પવનને કારણે પાઉલનું વહાણ ત્યાં જઇ શક્યું નહિ (પ્રે કૃ. ૨૭, ૧૨) હાલમા તેને "બુટરો" કહે છે.

સાલ્મોન ભૂશીર - આ ભૂશીર ક્રેતની પૂર્વમા આવેલી હતી. ત્યાં થઇને પાઉલ પોતાની મુસાફરીમા વહાણે રૂમ શહેર ગયો હતો (પ્રે. કૃ ૨૭, ૭). હાલ આ ભૂશીરને 'કેપ-સીડ્રા' કહે છે.

## કલાદા કે કૌદા.

આ ટાપુ ક્રેતની દક્ષિણમા આવેલો નાનો ટાપુ છે. આ બેટ આસરે સાત માઇલ લાંબો અને ત્રણ માઇલ પહોળો છે જે વહાણમા પ્રેરિત પાઉલ રૂમ તરફ જતો હતો, તે પવનને કારણે આ બેટને ઓથે તણાઇ ગયા તે મછવો ઝાલવાને ઘણી મહેનત પડી (પ્રે. કૃ. ૨૭ ; ૧૬-૧૭). હાલમાં આ ટાપુ ઉપર એક દીવાદાંડી ઉભી કરવામા આવી છે. હાલનું નામ 'ગોઝો' છે.

## રોદસ.

આશિયા મૈનરની નૈરૂત્ય કોણમાં આવેલો છે. પાતારા અને કુશની વચ્ચે ૪૬ માઇલની લંબાઇ અને ૧૮ માઇલની પહોળાઇમાં આવે છે. આ બેટ વિશેષ

પ્રખ્યાત થવાનું કારણ ' અપોલો ' દેવનુ પિત્તળનુ રાક્ષસી પુતળુ હતુ. આ પુતળું ૧૦૫ ફુટ ઉંચુ હતું. ને જગતની સાત અજાયબીઓમાંની એક ગણાતુ હતું ઇ. સ. પૂ. ૨૯૦ મા ઉભુ કરવામાં આવ્યુ હતુ પરતુ ૭૦ વરસ પછી ધરતીકપને કારણે નાશ પામી ગયુ પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમાંથી પાછા ફરતા અહી ઉતર્યો હતો ( પ્રે કૃ ૨૧, ૧ ) ઇ સ ૧૩૦૯ થી ૧૫૨૨ સુધીમાં ' સેન્ટ જોન ' ને નામે ઓળખાતા અધિકારીઓની હકુમત ચાલતી હતી. ત્યાર પછી તુર્ક લોકે તેને તાબે કર્યો.

## (૨) ઇજીઅન સમુદ્રમાં આવેલા ટાપુઓ.

### કોસ.

કોસ અગર કુસ ટાપુ આશિયા મૈનરના તાબાનો ગેદસથી ઉત્તરમાં આવેલો છે. તે ૨૫ માઇલ લાબો અને ૧૦ માઇલ પહોળો છે પહેલાના વખતમા તે બહુ મશહૂર હતો ઘણા યહુદી લોકો ત્યા રહેતા હતા, અને હેરોદ મોટાને ત્યાના રહેવાસીઓ પર ઘણી મહેરબાની કરી હતી. ત્યાંનુ કાપડ ઘણુ વખણાતુ હતું. આ ટાપુમાં પ્રેરિત પાઉલ પોતાની ત્રીજી મુસાફરીથી પાછા વળતા રોકાયો હતો ( પ્રે. કૃ. ૨૧; ૧ ). ' હરકુલાપીઅમ ' નામે એક મોટુ શહેર આ ટાપુમા હતું, જે ત્યાની વઘવિદ્યાને લગતી પાઠશાળાને કારણે પ્રખ્યાત હતુ કદાસ એ પાઠશાળામાં લુકે અભ્યાસ કયા હશે ' હાલમા ત્યા ગ્રીકચર્ચ નામે મડળીન ખ્રીસ્તીઓ રહે છે; અને આ બેટ " સ્ટાન્કો " નામથી ઓળખાય છે

### પાત્મસ.

સામોસની દક્ષિણમા આસરે ૨૦ માઇલ દૂર આવેલો હતો. ઘેરાવામાં આસરે ૧૫ માઇલ છે આ ટાપુ વેરાન તથા ઉજ્જડ હોવાથી રૂમી રાજ્ય કાળાપાણી તરીકે પસદ કયા હતો આ ટાપુમા યોહાન દેવની વાતને લીધે તથા પ્રભુની સાક્ષીને લીધે દેશનિકાલ કરાયો હતો આ બેટનુ મુખ્ય શહેર એક ઉંચી ટેકરી પર બાધેલુ હતુ આસરે અર્ધ ઢોળાવે એક બહાર પડતો ખડક હતો. તેમા એક ગુફા હતી કે જે યોહાનના નામથી ઓળખાય છે ત્યાં આગળ તે આત્મામા હતો, ત્યારે પ્રકટીકરણમા દર્શાવેલા દર્શનો જોયા ( પ્રક ૧, ૯, ૧૦ ) હાલમાં આ ટાપુને " પાતમો " અગર " પામોસા " કહે છે. બેટમા રહેનારાઓની વસ્તી ૪ થી ૫ હજારની છે. દ્રાક્ષોને કારણે પ્રખ્યાત છે

### સામોસ.

આશિયા મૈનરના પશ્ચિમ કિનારા તરફ, સ્મિર્ણાથી નૈઋત્યમાં આસરે ૪૨ માઇલ ઉપર આવેલો છે આ ટાપુ ૨૭ માઇલ લાબો અને ૨૦ માઇલ પહોળો છે. પીથાગોરાસ નામનો એક પ્રખ્યાત ગ્રીક તત્વવેત્તા આ બેટમાં જન્મ્યો હતો. પાઉલ પોતાની ત્રીજી મુસાફરી વખતે આ બેટમા ગયો હતો, ને ત્યાંથી ઉપડી

મીલેતસમાં ગયો હતો (પ્ર. કૃ. ૨૦; ૧૫). અહી આગળ ગ્રીક લોકોએ દરિયાઇ લડાઇમાં સારી ફતેહ મેળવી હતી.

## ખીઅસ.

સામોસથી ઉત્તરમાં આવેલો ટાપુ હતો. આ ટાપુ રમણીય દેખાવને કારણે પ્રખ્યાત છે. પાઉલ તથા તેના સાથીઓ ત્રીજી મુસાફરીથી પાછા આવતાં અહી એક રાત રહ્યા હતા (પ્રે. કૃ. ૨૦, ૧૫). ઇ. સ. ૧૮૨૨ માં તુર્ક લોકોએ આ ટાપુની અદર ભયકર કતલ ચલાવી હતી. હાલમાં તેને 'સ્કીઓ' કહે છે.

## લીસબોસ.

આ ટાપુ ખીઅસથી ઉત્તરમા આવેલો છે. તેની રાજધાનીનુ મુખ્ય શહેર મીતુલેને હતુ, જે ટાપુના પૂર્વ કિનારા પર આવેલુ હતુ (પ્ર. કૃ. ૨૦, ૧૪). પાઉલ પોતાની ત્રીજી મુસાફરીમા કરીથથી યહુદાહમાં જતા અહી આગળ એક રાત રોકાયો હતો. આ શહેર ઇતિહાસમા ઉત્તમ પક્તિ ધરાવે છે, તેનુ એક કારણ એ હતુ કે, 'સાપ્ફો' નામની એક પ્રખ્યાત કવી અહીં આગળ થઇ ગઇ. હાલમા તુર્કી સરકારને તાબે છે, અને 'મેતેલીન' નામથી ઓળખાય છે. હાલ ત્યાં આવેલા બધા ટાપુઓને મીતુલેનેના ટાપુ કહે છે ઘેરાવામાં ૧૭૦ માઇલ છે, અને લગભગ ૨૫,૦૦૦ માણસની વસ્તી છે.

## યૂરોપમાં આવેલા દેશોની હકીકત.

| | | |
|---|---|---|
| માકેદોનિયા. | દલમાતીઆ | ઇતાલી. |
| ઇલુરીકમ. | આખાયા કે ગ્રીસ. | સ્પેન. |

## (૧) માકેદોનિઆ.

આશિયાની છેક પાસેનો યુરોપનો જે ભાગ તેને "થ્રાકે" કહેતા, અને તેની પશ્ચિમે આવેલાને માકેદોનિયા કહેતા હતા. આશિયા મેનર તથા માકેદોનિયાની વચ્ચે ઇજીયન સમુદ્ર આવેલો છે. યુરોપના આ બન્ને ભાગ ફિલિપ્પી માકેદોનના સમયમા (ઇ. સ. પૂ ૩૫૦) જોડી દેવામા આવ્યા. ફીલિપના પુત્ર સિકદર મોટાએ પોતાનુ રાજ્ય માત્ર ગ્રીસમા નહિ, પણ આશિયામા પણ સ્થાપવાનો વિચાર કર્યો, અને ઇરાની રાજ્ય પોતાને તાબે કર્યું, અને પજાબ સુધી આવીને રાજા પોરસને હરાવ્યો હતો. આ બાબતના સબધમાં દાનિએલ ભવિષ્યવાદીના પુસ્તકમા જેને એક શીગવાળો ઘેટો તથા બકરાનુ સદર્શન કહે છે, તેમાં સિકદરનુ રાજ્ય સમજવુ (દાનિ. ૮, ૨૧).

ગ્રીસ દેશના પ્રાચીન વખતમા બે ભાગ કરવામાં આવ્યા હતા. ઉત્તર ભાગને માકેદોનિયા અને દક્ષિણ ભાગને અખાયા કહેતા હતા.

માકેદોનિયાની સીમા-ઉત્તરે મિસીઆ, પૂર્વે થ્રાકે તથા ઇજીયન સમુદ્ર, દક્ષિણે અખાયા અને પશ્ચિમે આદ્રીઆટીક સમુદ્ર.

નવા કરારના જમાનામા આ પ્રાંત રૂમી રાજ્યના કબજામા હતો, અને રૂમી રાજ્ય તરફથી એક ગવર્નર અધિકાર ચલાવતો હતો ત્રોઆસમા પાઉલને એવુ દર્શન થયુ કે, "માકેદોનિયામા આવીને અમને મદદ કર" તેથી પાઉલ તથા તેના સાથીઓ માકેદોનિયા જવા નીકળ્યા, માકેદોનિયામા થઇને પાઉલે પોતાની મુસાફરી કરી તે સબધી પ્રે કૃ ૧૬, ૧૦-૧૭ મા વાત આવે છે ફરીથી ગયો પણ તે સબધીની હકીકત શાસ્ત્રમા આપેલી નથી. ઘણા વરસ બાદ ત્રીજી વખત માકેદોનિયામા ગયો (ફિલ ૨, ૧૮ ૧ તીમો ૧, ૩) એમ દેખાય છે યુરોપમા પાઉલને હાથ પ્રથમ ખ્રીસ્તી થએલ તે જામુઆ વસ્ત્ર વેચનાર લુદીઆ બાઇ હતી (પ્રે. કૃ ૧૬, ૧૩-૧૫). તે માકેદોનિયાના મુખ્ય શહેર ફિલિપ્પીમા રહેતી હતી.

આ પ્રાતમાના જે પ્રખ્યાત શહેરોની મુલાકાત પાઉલે લીધી તેઓનાં નામ —

ફિલિપ્પી, થેસ્સાલોનીકા, બેરીઆ, નેઆપોલીસ, આમ્ફીપોલીસ તથા આપલોની

ફિલિપ્પી-આ તો માકેદોનિયાનુ મુખ્ય શહેર હતુ પહેલા તેનુ નામ 'ક્રેની દેશ' એટલે ઝરાઓની જગ્યા એવુ હતુ તે ઇજીયન સમુદ્રના મથાળા પર 'કાવાલ્લા'ની વાયવ્ય કોણમા આઠ માઇલ દૂર આવેલુ હતુ માકેદોનિયાનો ફિલીપ કે જે સિકદરનો પિતા હતો, તણે ક્રેની દેશને ફરી બધાવી, આબાદ કરી પોતાનુ નામ આપ્યુ (ઇ. સ પૂ. ૩૫૬) કાઇસાર ઓગસ્તસના વખતમા આ શહેર રૂમી પ્રાતમા ગણાયુ, અને ખાસ રૂમના જેવા હક તેને બક્ષવામા આવ્યા. રૂમી લશ્કરી છાવણી ત્યા કરવામા આવી પાઉલે બીજી મુસાફરીમા યુરોપ ખડમા પ્રવેશ કરીને પહેલી મડળી ફિલિપ્પીમા સ્થાપી. અહીં લુદીઆ બાઇ, અગમસૂચક આત્મા વળગેલો તે બાઇ તથા બદીખાનાનો દરોગો, તેઓ ખ્રીસ્તી થયા જો કે પ્રેરિતને કેદખાનામા જવુ પડયુ તોપણ બીજે દીવસે છુટા થયા. જો કે આ મડળીના સભાસદો ગરીબ હતા (કરી. ૮, ૧-૨), તોપણ તેમણે પાઉલને પૈસાની મદદ વખતો વખત કરી હતી. (ફિલી ૪, ૬) આ શહેરમા સ્થપાયલી મડળી પ્રેરિત પાઉલને બીજી મડળીઓ કરતા વધારે વ્હાલી હતી. તેના ઉપર પાઉલે એક આનદનો પત્ર લખ્યો. હાલમા આ શહેર ખડિયેર થએલું છે, અને તે "ફિલીબેડજીક" કહે છે.

થેસ્સાલોનીકા—આ શહેરનુ અસલ નામ 'થેર્મા' હતુ. અને હાલમાં તેને 'સાલોનીકા' કહે છે. કાસાંદર કરીને એક હાકેમ ઇ. સ. પૂ. ૨૯૭ મા

મરણ પામ્યો. તેણે થેસ્સાલોનીકા નામની સિકંદર મોટાની સાવકી બહેન સાથે લગ્ન કર્યાં હતાં. તે રાણીની યાદગીરીમાં આ શહેરને તેનુ નામ આપવામાં આવ્યુ. આગળ જતા એ શહેર બહુ આબાદ થવા લાગ્યુ, અને લાંબી મુદત સુધી તે માકેદોનિયા પ્રાંતનુ મુખ્ય શહેર ગણાયુ. એની પૂર્વે ઇજીઅન સમુદ્ર, અને પશ્ચિમે આદ્રિઆટીક સમુદ્ર આવેલો છે. અને બન્ને સમુદ્ર વચ્ચેનો એક રાજમાર્ગ થેસ્સાલોનીકામાં થઇને જતો હતો, તે કારણ માટે આ શહેર વેપારનું મોટું મથક થયુ. પાઉલ બીજી મુસાફરીમા હતો, ત્યારે તે તથા સીલાસ આ શહેરમા ગયા, અને તેઓએ ત્રણ શાબ્બાથવાર સુધી ઉપદેશ કરીને સાબિત કર્યું કે, જે મસીહ વિષે ભવિષ્યવાદીઓ બોલ્યા હતા તેજ ઇસુ છે. પણ યહુદીઓ વાદવિવાદમાં પાઉલને હરાવી શક્યા નહિ, ત્યારે તેઓએ શહેરમાં હંગામો ઉઠાવ્યો. અને જ્યારે પાઉલ તથા સીલાસ ન જડ્યા ત્યારે યાશોન તથા બીજા કેટલાક ભાઇઓને પકડીને તેમની પાસેથી જામીન ખત લખાવી લીધુ, અને હંગામો બંધ થયા પછી પાઉલ શિષ્યોને તેડીને માકેદોનિયાના બેરીઆમાં જવા નીકળ્યો. પણ તેઓમાંના ઘણાએ દેવની વાત માની લીધી, તેથી અહી મંડળી સ્થાપન થઇ (૧ થેસ્સા. ૨, ૧૩). તેમના ઉપર પાઉલે પોતાના બે પત્રો લખ્યા છે, જે ઉપરથી જણાય છે કે, "વિશ્વાસનુ કામ, પ્રેમની મહેનત અને આશાની સહનતા" આ મંડળીમાં દીપી નીકળ્યા હતાં. આ સ્થળમાંથી નવા ધર્મની ખ્યાતિના પવિત્ર સદ્‌ગુણો ઉત્તરમા માકેદોનિયા તથા દક્ષિણમાં અખયા સુધી સુવાસની માફક પ્રસરેલા હતા. આ મંડળી ખ્રીસ્તી ધર્મનુ એક મધ્ય સ્થળ ગણી શકાય. પહેલા સૈકામા ખ્રીસ્તી ધર્મને માટે બહુ સારી મહેનત હિયાં કરવામા આવી, જેથી આ શહેરને 'ધર્મ પરાયણ શહેર' નામ આપવામાં આવ્યુ. હાલ સાલોનીકી નામથી ઓળખાય છે, અને ૮૫,૦૦૦ માણસની વસ્તી છે.

બેરીઆ—ઓલિમ્પસ પર્વતના પૂર્વ ઢોળાવ તરફ આ શહેર આવેલું હતુ. થેસ્સાલોનીકામાં જ્યારે સતાવણી થઇ, ત્યારે પાઉલ તથા તેના બે સાથીઓ ત્યાં ગયા. હિયાના લોકો અધિક ગુણવાન હતા, કેમકે ધર્મની વાતોનો શોધ કરનારા તથા એ વાતો એમજ છે કે નહિ, તેની તપાસ શાસ્ત્રમા નિત્ય કરતા હતા (પ્રે. કૃ. ૧૭; ૧૧). પાઉલના સાથીઓમાંનો એક સોપાતર તે આ શહેરનો હતો. હાલમાં તેને "બેરીઆ" કહે છે.

નેઆપોલીસ—થ્રેસમાં આવેલું એક શહેર હતુ, જ્યાં પાઉલ યુરોપમાં દાખલ થતાં પહેલામા પહેલો ઉતર્યો હતો (પ્રે. કૃ. ૧૬; ૧૧). તે માકેદોનિયાના મુખ્ય શહેર ફિલિપ્પીનુ એક બંદર હતુ, જે ફિલિપ્પીથી આસરે ૧૦ માઇલ દૂર હતુ. પાઉલ પોતાની છેલ્લી મુસાફરીથી યરૂશાલેમ જવાને આ બંદરથી વહાણે બેઠો હતો (પ્ર. કૃ. ૨૦; ૬). હાલ આ શહેર 'કાવાલ્લા' નામથી ઓળખાય છે.

આમ્ફીપોલીસ—(ઘેરેલુ શહેર) શહેરને આ નામ આપવાનુ કારણ એ છે કે, "સ્ટ્રાયમોન" નામની નદીથી લગભગ ચોતરફ ઘેરાયલું હતુ. આ શહેર માકેદોનિયામાં રૂમી લશ્કરી છાવણીનુ શહેર હતુ. પાઉલ અને સીલાસ ફિલિપ્પીથી થેસ્સાલોનીકા જતા આ શહેરમા થઇને ગયા હતા (પ્રે. કૃ. ૧૭; ૧). આ શહેર સમુદ્રથી ૩ માઇલ અને ફિલિપ્પી શહેરથી ૩૩ માઇલ દૂર હતુ. ઘણાં વરસોથી તેનો નાશ થએલો છે. હાલ તેનાં ખંડિયેર ઉપર એક ગામ વસેલુ છે, જેને નવું ગામ કહે છે.

આયલોની—માકેદોનિયામા આમ્ફીપોલીસ અને થેસ્સાલોનીકાની વચ્ચે આ શહેર આવેલુ છે. બન્ને શહેર વચ્ચે ૩૬ માઇલનુ અતર છે. પાઉલ અને સીલાસ થેસ્સાલોનીકામા જતા ત્યાં ગયા હતા (પ્રે. કૃ. ૧૭; ૧).

## ઇલુરીકમ.

માકેદોનિયાની વાયવ્યકોણુમા, આદ્રિઆટીક સમુદ્રના છેક પૂર્વ કિનારા ઉપર આ દેશ આવેલો હતો. હાલ દલમાતીઆ પ્રાતમા તેનો સમાવેશ કરેલો છે, પણ પહેલાંના વખતમાં ઇલુરીકમનો દક્ષિણ ભાગ દલમાતીઆ કહેવાતો હતો (૧ તીમો. ૪, ૧૦) પાઉલ પ્રેરિતે પોતાની ત્રીજી મુસાફરીમાં આ દેશમાં જઇને સુવાર્તા પ્રગટ કીધી હતી (રૂમી ૧૫; ૨૯). પાઉલની મુસાફરીમાં સૌથી દુરની જગ્યા તે આ પ્રાંત હતો. હાલ આ પ્રાત ઓસ્ટ્રિઆના બાદશાહના કબજામા છે.

## દલમાતીઆ.

આ પ્રાત વેનીસના અખાતની પૂર્વ ગમ આવેલો હતો. ઇ. સ. ૯ માં તે રૂમી ઇલુરીકમ ઇલાકામા આવ્યો. અહીં પાઉલે ખ્રીસ્તની સુવાર્તા સપૂર્ણ પ્રકારે પ્રગટ કરી હતી (રૂમી. ૧૫; ૧૯). અને એમ ધારવામા આવે છે કે, પાઉલે ત્યા કામ કરવાને કદાચ તીતસને મોકલ્યો હશે (૨ તીમો. ૪; ૧૦). હાલના વખતમા આ પ્રાત ઓસ્ટ્રિઆના રાજાને તાબે છે, અને રાજાને 'દલમાતીઆનો રાજા' એવી અટક આપવામા આવી છે

## આખાયા અગર ગ્રીસ.

પુરાતન વખતમા આખાયા એ નામ ગ્રીસ દેશના એક નાના પ્રાતને આપ્યુ હતુ. એને જુના કરારમા યવન નામ આપવામા આવે છે, કારણ કે યાફેતના ચોથા પુત્ર યવનના વશજો અહીં રહેતા હતા (ઉત્પ. ૧૦; ૨. યશા. ૬૬; ૧૯). પહેલાના વખતમા ગ્રીસ દેશના (પેલોપોનેસસ) બે ભાગ હતા, એકને આખાયા અને બીજાને માકેદોનિયા કહેતા હતા. પણ આખાયા રૂમીઓને તાબે થયા પછી તેના ઉપર એકજ પ્રકારના અધિકારીઓ ન હતા, કેમકે કેટલાક પ્રાત કાઇસારના ખાસ કબજામાં રહેતા, અને બીજા કેટલાક ત્યાંના અમીરોને સોપેલા હતા. આખાયા પહેલાં અમીરોના કબજામાં હતો, અને

ત્યાંના સુબાને 'પ્રોકોન્સલ' કહેતા હતા. પણ ઇ સ. ૧૬ માં તિબેરીઅસ કાઇસારે તે બદલીને આ પ્રાંતને પોતાનો ખાસ પ્રાંત ઠરાવ્યો, અને તે ઉપર પોતાનો એક અધિકારી નીમ્યો પણ તેનો કરેલો બદોબસ્ત કલાદિયસને પસદ પડયો નહિ, માટે આખાયા ફરીને અમીરોના કબજામાં આવ્યો. પાઉલની સામે કરીંથ શહેરમાં હગામો કરી જ્યારે તેને ન્યાયાસન પાસે લઇ ગયા, ત્યારે અમીરો તરફથી ઠરાવેલો ગાલીઓ આખાયાનો અધિકારી હતો. પાઉલે પોતાની બીજી મુસાફરીમાં આખાયામાં ખ્રીસ્તી મડળી સ્થાપી. આ પ્રાંતમાં આવેલાં મુખ્ય શહેરોનાં નામ—આથેનાય, કરીથ, કેખ્રીઆ અને નિકાપોલીસ.

આથેનાય—આ શહેર પુરાતન દુનિયાનુ એક પ્રસિદ્ધ શહેર છે તે યુનાન દેશની આંખ ને શિલ્પ વિદ્યા તથા પડિતોની માતા કહેવાતુ હતુ. આ નગર ગ્રીક લોકનુ સર્વોત્તમ અને શ્રેષ્ઠ કાર્યોના અદ્દભુત સગ્રહનુ ઠેકાણુ હતુ. પૈરિયસ નામનુ આ શહેરનુ એક બદર હતુ કે જે સાલામીસની ખાડી ઉપર શહેરથી છ માઇલ દૂર આવેલુ હતુ, ત્યાંથી તે શહેર સુધીના રસ્તાની બન્ને બાજુએ ૪૦ ફુટની ઉંચાઇમાં બાધેલી હતી, અને તે ઉપર અનેક દેવ દેવતાઓ અને બીજી સુદર પ્રતિમાઓ કોતરેલી હતી. તેમનાં એટલાં બધાં પુતળાં ત્યા હતાં, કે તે રસ્તા પર માણસ કરતાં દેવ દેવીઓ ઝાઝા મળે, એમ કહેવાતુ હતુ. તેઓમાં એક "મિનર્વા" દેવી હતી, જે કન્યાકુમારી, બુદ્ધિ, સગ્રામ અને શિલ્પ વિદ્યાની દેવી ગણાતી હતી. તેની એક પ્રતિમા ૨૬ ફુટ ઉચી સોના તથા હાથીદાંતની બનાવેલી હતી. એવુ કહેવાય છે કે, તેમાં સોનુ એકલુ બાર લાખ રૂપીઆનુ વપરાયુ હતુ આથેનાઇ દેવીના નામ ઉપરથી આ નગરનું નામ એથેન્સ કે આથેનાય પડયુ છે. આ શહેરમાં પાઉલ પ્રેરિત પોતાની બીજી મુસાફરીમાં ગયો હતો, અને આ અગણિત દેવદેવીઓને જોઇને શહેરમા આવેલા એક ઉચા ટેકરા પર ઉભા રહીને પાઉલે આથેનીઓને એક પ્રસિદ્ધ ભાષણ આપ્યુ આ ટેકરાને અરેઓપાગસ કહેતા હતા. પાઉલના ભાષણથી દીઓનુસીઅસ અરેઓપાગસી અને દામરીસ નામની એક બાયડીએ વિશ્વાસ કીધો (પ્રે. કૃ. ૧૭, ૨૨, ૩૪).

કરીથ—આ શહેર ગ્રીસ દેશમા ગ્રીસ અને આખાયાની સયોગીભૂમી ઉપર આથેનાયથી પશ્ચિમે આસરે ૪૦ માઇલ ઉપર આવેલુ હતુ. પુરાતન કરીથ શહેરનો રૂમીઓએ ઇ. સ પૂ ૧૪૬ મા નાશ કીધો હતો, અને તેથી કરીને નવા કરારમા જે કરીથ શહેરની વાત આવે છે તે તો નવુ કરીથ છે, કે જે પુરાતન શહેરનો નાશ થયા પછી આસરે સો વર્ષ પછી બાંધવામા આવ્યુ અને રૂમી સસ્થાનના છુટેલા ગુલામોથી વસાવામાં આવ્યુ. ત્યાર પછી તે આખાયાની રાજ્યધાનીનુ શહેર ગણાયુ. પુરાતન કરીથ શહેર એક ઉંચા ખડકની પાસે બધાએલુ હતુ, જે ખડક ૨,૦૦૦ ફુટ ઉંચો હતો. લડાઇના વખતમાં લોકો તે ઉપર ચઢીને પોતાનો બચાવ કરતા હતા. વેપાર રોજગારને માટે તેમજ શહેરની સુદરતા અને ત્યાંના

વિદ્વાનોને માટે આ શહેર પ્રસિદ્ધ હતું, એટલુંજ નહિ, પણ ત્યાંની મૂર્તિપૂજા અને ત્યાંના લોકોની ભુંડાઇને લીધે પણ પ્રખ્યાત હતુ. જો કોઇ દુષ્ટ સ્ત્રી હોય તો તેને કરીથ એવું નામ આપવામાં આવતું હતું. ત્યાં લગભગ એક હજાર મૂર્તિઓના મદિર હતાં. આ અસલ શહેરનાં ખંડિયેરો હજી જોવામાં આવે છે. જેમ આગલા શહેરમાં ભુંડાઇ ભરેલી હતી, તેમ નવા શહેરમાં પણ દરેક જાતની ભુંડાઇ ચાલતી હતી. પાઉલના વખતમાં ગાલિયો આખાયાનો અધિકારી હતો (પ્રે. કૃ ૧૮; ૧૨). પાઉલ પોતાની બીજી મુસાફરીમાં કરીથમાં આવ્યો, અને પ્રથમ યહુદીઓ આગળ સુવાર્તા પ્રગટ કરી. પણ તેઓ સામા થયા, ત્યારે હેલેનીઓ પાસે તે ગયો; અહીં પ્રભુએ તેને દર્શનદ્વારે ઉત્તેજન આપ્યુ ( પ્રે. કૃ. ૧૮; ૯, ૧૦. ૧ કરી. ૨ ; ૩ ). આ અરસામાં તેને પ્રિસ્કીલા તથા આકુલા સાથે મુલાકાત થઇ, અને તેમની સાથે તંબુ બનાવવાનો ધંધો કરીને પોતાનુ ગુજરાન ચલાવતો તે દોઢેક વર્ષ સુધી આ શેહેરમા રહ્યો ( પ્રે કૃ ૧૮ ; ૩ ૨૦ ; ૩૪ ). પાઉલના ગયા પછી અપોલો અહીંના લોકને ખ્રીસ્ત વિષે વાત પ્રગટ કરતો હતો ( પ્રે. કૃ. ૧૮ ; ૨૪ ૨૮). આ શહેરના જે લોકો ખ્રીસ્તી થયા તેમાંના ક્રીસપસ (પ્રે. કૃ ૧૮ ; ૮ ૧ કરી. ૧ ; ૧૪ ), ગાયસ ( રૂમી. ૧૬ ; ૨૩. ૧ કરી. ૧ ; ૧૪ ), સ્તેફનસના ઘરના ( ૧ કરી. ૧ ; ૧૬ ૧૫ ; ૧૭), સોસ્થેનેસ (પ્રે. કૃ. ૧૮ ; ૧૭. ૧ કરી. ૧ ; ૧ ) એ મુખ્ય હતા. પાઉલ ત્યાર પછી બીજી વખત ત્યા ગયો, અને ત્રણ માસ ત્યાં રહ્યો ( પ્રે. કૃ. ૨૦ ; ૩ ); અને આ વખતે અહી રહીને તેણે ઇ. સ. ૫૫ માં રૂમીઓને પત્ર લખ્યો. ૨ કરી. ૧૨ ; ૧૪ ૧૩ , ૫ પરથી કેટલાક અનુમાન કરે છે કે પાઉલ ત્રીજી વખતે પણ કરીથ ગયો હતો. હાલના વખતમાં કરીથ તે નાનુ ગામ છે, અને લોકો તેને "ગોરથો" કહે છે.

કેખરીઆ—કરીથની પૂર્વમાં ૯ માઇલ ઉપર આવેલુ એક બદર છે. પાઉલના જમાનામાં આ જગ્યા પ્રખ્યાત હતી (પ્રે. કૃ. ૧૮ ૧૮ ). પાઉલ પોતાની બીજી મુસાફરીમાં સુરિયા પાછો આવ્યો, ત્યારે આ બદરેથી વહાણે બેઠો હતો. પાઉલે જ્યારે રૂમીઓને પત્ર લખ્યો ત્યારે આ બદરમા એક મડળી હતી એમ દેખાય છે ( રૂમી. ૧૬ ; ૧ ), કેમકે ફેબી જે મડળીની સેવકી તેનું નામ આવે છે. વળી માનતા લીધેલી હોવાથી પાઉલે હિયાં માથુ મુડાવ્યુ હતું.

નિકાપોલીસ—આ શહેર એપીરસ તથા માકેદોનિયાની સરહદ ઉપર આવેલુ હતું. આ નામનાં બીજા શહેરો પણ હતાં ; પરતુ આ શહેર તે એપીરસમાં આવેલુ નિકાપોલીસ છે. કાઇસાર ઓગસ્તસે એક્ટયુમની લડાઇ ઇ. સ. પૂ. ૩૧ ની જીતના સ્મરણાર્થે તે બધાવ્યુ હતું. તેનો અર્થ "ફતેહનુ શહેર" થતો હતો. હિયાંની પહાડી જાતોને ફરજ પાડીને આ શહેરમાં વસાવ્યા હતા. આથી પ્રેરિત પાઉલને સુવાર્તા પ્રગટ કરવાને સારો વગ મળ્યો. પોતાના જીવનનો છેલ્લો શિયાળો હિયાં ગાળવાનો વિચાર પ્રેરિત પાઉલે ઠરાવ્યો હતો ( તિત. ૩ ; ૧૨ ).

## ઈતાલી.

આ દેશ યુરોપની દક્ષિણમા એક લાંબા અને સાંકડા દ્વિપકલ્પમાં છે તેની ઉત્તરમાં સ્વીત્ઝર્લાંડ, પૂર્વમા આદ્રિઆટીક, દક્ષિણે તથા પશ્ચિમે ભૂમધ્ય સમુદ્ર છે. તેની આકૃતિ પગ સમાન લાગે છે. રૂમી રાજ્યના વખતમા કનાન દેશ ઇતાલીના કાઇસાર સરકારના તાબામા હતો. અને દુનિયામાં એક શહેનશ હી દેશ ગણાતો હતો. પવિત્રશાસ્ત્રમાં આ દેશનુ નામ ચાર વખત આવે છે (પ્રે. કૃ ૧૦; ૧ઃ ૧૮; ૨ ૨૭; ૧. હેબ્રી. ૧૩; ૨૪). આ દેશમા જે પ્રખ્યાત સ્થળો હતાં, તેઓનાં નામ:—રેગીઅમ, પુતીઓલી, આપીકોરમ, ત્રણ ધર્મશાળા, રૂમ.

રેગીઅમ—ઇતાલીની દક્ષિણમાં આવેલા કાલાબ્રિયાનુ રાજધાનીનુ શહેર છે. ઇટાલીમાંના જે પ્રથમ શહેરની મુલાકાત પાઉલે લીધી તે આ શહેર હતુ (પ્રે. કૃ. ૨૮; ૧૩). હાલમા તેને "તોગ્ગીઓ" કહે છે.

પુતીઓલી—કામ્પાનિયા અખાતના કિનારા પર આવેલુ એક શહેર હતુ. ત્યાંથી રૂમ ૧૭૦ માઇલ દુર હતુ. રૂમ શહેર જનારા ઉતારૂઓને અહી ઉતારવામાં આવતા હતા. અહી પાઉલ સાત દીવસ રોકાઇને પોતાની મુસાફરીએ આગળ વધ્યો હતો (પ્રે કૃ. ૨૮, ૧૩, ૧૪). હાલમા તેને "પોઝ્ઝુઓલી" કહે છે.

આપીફોરમ—રૂમ શહેરથી બ્રિન્દીસી જવાનો એક મોટો માર્ગ જેને "આપ્પિઅન" કહેતા, તે રસ્તા પર આ શહેર આવેલુ હતુ, અને રૂમથી ૪૩ માઇલ દુર હતુ. આ શહેર ઉદ્યોગી, ધોધાટવાળુ, દુરાચારી તથા અનિયમીત હતુ. રૂમ જવાના બે રસ્તા આ જગ્યાએ એકઠા થતા, એ કારણથી મુસાફરોની આવજા વારવાર થતી હતી. રૂમના ખ્રીસ્તી ભાઇઓ પાઉલને અભિવદન દેવા સારૂ અહી સુધી આવ્યા હતા. (પ્રે. કૃ. ૨૮; ૧૫).

ત્રણ ધર્મશાળા—આ તો નાનુ ગામ હતુ, અને રૂમથી ૧૦ માઇલ ઉપર બાંધવામાં આવેલુ હતુ. "ત્રણ ધર્મશાળા લગી અમારી સામા મળવા આવ્યા, અને પાઉલે તેઓને જોઇને દેવની સ્તુતિ કીધી, ને હિમ્મત પકડી" (પ્રે. કૃ. ૨૮; ૧૫).

રૂમ—ઇસુના જમાનામાં આ શહેર આખી દુનિયામાં રાજ્યધાનીનુ શહેર ગણાતુ હતુ; અને રોમ્યુલસથી બાધવામાં આવ્યુ એવી દતકથા છે. આ શહેર ટાઇબર નદીને કાંઠે સાત ટેકરીઓ ઉપર સમુદ્રથી ૧૫ માઇલ દૂર બાંધવામાં આવેલુ છે. બાદશાહ ઓગસ્તસના વખતમાં આ શહેરની શોભા તથા આબાદી ઘણી વધારવામાં આવી હતી (ઇ. સ. પૂ. ૩૦). જ્યારે નવો કરાર લખવામાં આવ્યો ત્યારે આ શહેર ઘણુ ધનવાન અને દુનિયાની લુટથી પુરૂ શણગારવામાં આવેલું હતુ. આ વખતે આશરે બાર લાખ માણસની વસ્તી શહેરમાં હતી, તેમાંના લગભગ અર્ધા ગુલામ હતા. આ વખતે શહેર ધન દોલતમાં, વૈભવમાં,

તેમજ દુરાચારમાં પુરૂં પ્રખ્યાતી પામ્યુ હતુ. આ શહેરની નીચે કેટલાક માઇલ સુધી એક ભોયરૂ આવેલુ છે, જે આશરે ૧૦ ફુટ ઉંચુ અને પાંચ કે છ ફુટ પહોળુ છે તેને 'કેટાકોમ્બસ' કહે છે. આ જગ્યામાં તે જમાનાના ખ્રીસ્તીઓ સતાવણીના વખતમાં આશરો લેતા, અને એકઠા થઇ પ્રાર્થના પણ કરતા, એટલુજ નહિ પણ ખ્રીસ્તીઓની તે દફન ભૂમિ પણ હતી. ઉપલી વપરાસમાં આ જગ્યા આસરે ૩૦૦ વરસ સુધી રહી. આજકાલ આ જગ્યામા જઇને જોતાં મુસાફરોને ઘણી અજાયબી ઉપજે છે. વળી એક બીજી જગ્યા વિષે પણ જાણવા જોગ વાત છે, તે એક કેદખાનુ છે. તેનુ નામ "મામે ટૉઇન" કહેવાય છે, આ કેદખાનુ રૂમના ચોથા બાદશાહે બધાવેલુ કહેવાય છે. આ કેદખાનામાં એટલું અધારૂ છે કે મશાલ સુદ્ધા તેમાં ઉતરવુ જોઇએ. આ કેદખાનામાં જેઓને નાખવામા આવતા, તેઓ ભુખથી મરી જતા હતા. એવી દતકથા ચાલે છે કે આ કેદખાનામા પાઉલ તથા પીતરને નાખવામા આવ્યા હતા. એ કારણથી ઘણા મુસાફરો આ કેદખાનુ જોવા જાય છે. ઇ. સ. ૧૮૭૧ થી આ શહેર પરનો પાપાનો અધિકાર રદ કરવામા આવ્યો છે, અને રૂમ શહેર તે સયુકત ઇતાલીનુ મુખ્ય શહેર થયુ છે. અને ઇતાલી સરકારના અધિકાર નીચે આવી, પ્રૉટસ્ટાટ ઉપદેશકોને માટે દ્વાર પણ ઉઘડયુ છે. પચાસમા દીવસે યરૂશાલેમમા રૂમી પ્રવાસીઓ પણ આવેલા હતા, અને તેઓએ પાછા જઇ સુવાર્ત્તા પ્રગટ કરી હશે, તેથી ત્યાં મડળી બધાઇ હશે (પ્રે. કૃ. ૨; ૧૦). આ શહેરની મુલાકાત લેવાનુ મન પાઉલના વિચારમા ઘણા વખતથી હતુ (પ્રે. કૃ. ૧૯; ૨૧). કરીથથી પાઉલે તેના પર એક પત્ર લખ્યો, જે પરથી જણાય છે કે, પાઉલના ઘણાએક ઓળખીતાઓ આ શહેરમા હતા. આખરે કાઇસારની આગળ અપીલ કરવાથી બધીવાન તરીકે રૂમ આવ્યો (પ્રે. કૃ. ૨૮; ૩૧). ને બે વરસ બદીવાન તરીકે ભાડાના ઘરમા રહ્યો. એ અરસામાં તેણે ફિલીપ્પીઓને, એફેસીઓને, કલોસીઓને, તથા ફીલેમોનને પત્ર લખ્યા. જ્યારે પાઉલ રૂમમા હતો, ત્યારે કાઇસારના ઘરના સુધી ખ્રીસ્તની સુવાર્ત્તા પ્રગટ કરી શક્યો, (ફીલી. ૪, ૨૨), અને છુટો થયો. ત્યાર પછી રૂમમા નીરો બાદશાહ થયો, કે જેણે શહેરને આગ લગાડી બાળી નાખ્યુ. પછી બિહીકને કારણે બાળવાનો દોષ ખ્રીસ્તીઓ પર નાખ્યો, જેથી ખ્રીસ્તીઓની મોટી સખ્યામાં કત્તલ થઇ. પ્રેરિત પાઉલ થોડાં વરસ છુટો રહ્યો, પણ ત્યાર પછી ફરી કેદી તરીકે રૂમ લવાયો. આ વખતે તેને માટે સખત બદીખાનુ હતુ (૨ તીમો. ૧; ૮). આ વખતે જનીકુલમની ટેકરી આગળ તેનુ શીર છેદન થએલુ કહેવાય છે. અને એવુ કહેવાય છે કે, એજ વખતે પ્રેરિત પિત્તરને પણ ઉંધે મસ્તકે વધસ્તભ ઉપર જડવામાં આવ્યો (ઇ. સ. ૬૭ કે ૬૮). આ શહેરને પ્રકટીકરણમા લાક્ષણિક રીતે બાબેલોન નામ આપવામા આવ્યુ છે (પ્રક. ૧૪ · ૮ ઇત્વ.).

## સ્પેન અગર સ્પાનિયા.

આ દેશની મુલાકાત લેવાનુ મન પ્રેરિત પાઉલને ઘણા વખતથી હતુ (રૂમી. ૧૫ ; ૨૪–૨૮). સભવિત છે કે, પહેલી વાર રૂમના બદીખાનામાથી છુટા થયા બાદ, આ દેશની મૂલાકાત તેણે લીધી. ઘણા યહુદીઓ તથા થએલા યહુદીઓ, સ્પેનના મોટા મોટાં શહેરોમા છુટા છવાયા રહે છે ખરા, પરતુ પ્રેરિત પાઉલના સબધમાં કોઇ પણ બાબત જાણવામા આવતી નથી.

## યૂરોપ ખંડને તાબે આવેલા દ્વીપો.

## સામોથ્રાકી. માલ્ટા કે મેલીટા. સિસીલી.

સામોથ્રાકી—આ ટાપુ ઇજીઅન સમુદ્રના ઇશાન કોણમાં આવેલો છે. આ બેટ થ્રાકીઆના કિનારાથી ૩૨ માઇલ દૂર છે. તે આસરે ૮ માઇલ લાંબો અને ૬ માઇલ પહોળો છે. તેનુ પ્રાચીન નામ સામોસ હતુ, પરતુ બીજા સામોસથી જુદો જણાય માટે 'થ્રાકી' નામ લગાડવામાં આવ્યુ પાઉલ પોતાની બીજી મુસાફરીમાં આશિયાથી યૂરોપ જતા આ બેટની એક દિવસને માટે મૂલાકાત લીધી હતી (પ્રે. કૃ. ૧૬ ; ૧૧). હજુ સુધી તે એજ નામથી ઓળખાય છે.

માલ્ટા કે મેલિટા—ભૂમધ્ય સમુદ્રમાં સિસિલીની દક્ષિણમા આ ટાપુ આવે છે. પાઉલને જ્યારે બધવો કરી રૂમ શહેર લઇ જતા હતા (પ્રે. કૃ. ૨૭; ૨૮), ત્યારે પાઉલનુ વહાણ આ બેટ આગળ ભાગ્યુ હતુ. જે અખાતમા પ્રેરિત પાઉલનુ વહાણ ભાગ્યુ તે અખાતને હાલમાં 'પાઉલનો અખાત' એવુ નામ આપે છે. આ અખાત કે ખાડી બે માઇલ લાબી અને એક માઇલ પહોળી છે. આ મેલીટા બેટના અસલ વતનીઓ ફ્નીકીઓ (બરબરીઓ) હતા. જો કે આ બેટ બહુ મોટો નથી, તો પણ ઇતિહાસમા તે ઘણો પ્રખ્યાત ગણાય છે. ઇ. સ. પૂ. ૧૫૦૦ મા ફિનીકીઓએ આ બેટનો કબ્જો લીધો હતો. ઇ. સ. પૂ. ૭૩૬ મા ગ્રીક લોકોના કબ્જામાં આવ્યો. ઇ. સ. પૂ. ૫૨૮ માં કાર્થેજના લોકોના હાથમા આવ્યો; અને ત્યાર પછી ઇ. સ. પૂ. ૨૪૨મા રૂમીઓએ જીતી લીધો. જ્યારે પાઉલનુ વહાણ ભાગ્યુ ત્યારે આ બેટ રૂમી સરકારને તાબે હતો. અને બેટનો રૂમી અધિકારી પબ્લિયસ નામનો હતો. ત્યાર પછી તે ફ્રેન્ચ લોકોના કબજામા આવ્યો ; અને આખરે ઇ. સ ૧૮૧૪ માં તે આપણા અગ્રેજ સરકારના હાથમાં આવ્યો. બેટ આસરે ૧૭ માઇલ લાબો અને ૯ માઇલ પહોળો છે. તેનો ઘેરાવો આસરે ૬૦ માઇલનો છે. પહેલાના વખતમાં આ ટાપુમાં ઝેરી જાનવરો તથા સર્પ દેખાતા હતા. આ બેટમા પાઉલને હાથે સર્પ કરડ્યો હતો, પણ કશી ઇજા થઇ નહોતી. અહીના અધિકારીને આમલોહીના મદવાડથી સાજો કીધો હતો. પાઉલ તથા તેના સાથીઓ આ બેટમાં ત્રણ માસ રહ્યા હતા, અને બીજા ઘણાં પરાક્રમી કામો કર્યાં હતાં. ત્યાર પછી આલેકસાદ્રિયાના એક વહાણમા બેસી રૂમ ગયો.

સિસિલી —ઇતાલીથી નૈરૂત્ય કોણમાં આવેલો મોટો અને પ્રખ્યાત ટાપુ છે. આ ટાપુમાં પ્રખ્યાત જવાળામુખી પર્વત છે જે 'એટના' કહેવાય છે. તે આશરે ૧૦,૮૦૦ ફુટ ઉંચો છે. જો કે પવિત્રશાસ્ત્રમા તેનુ નામ આપેલુ નથી, પરતુ તેના પ્રખ્યાત શહેર સુરાકસમા પાઉલે ત્રણ દીવસ મુકામ કર્યો હતો (પ્રે. કૃ ૨૮ ; ૧૨). આ તો વેપારનું પ્રખ્યાત શહેર ગણાતુ હતું, તેથી ઘણા યહુદીઓ ત્યાં રહેતા હતા. તેઓએ પ્રેરિત પાઉલની કહેલી વાત સાંભળી ખરી, પરતુ તેઓએ તેની વાતનો વિશ્વાસ કીધો કે કેમ તે આપણે જાણતા નથી. આ સુરાકસમા આર્ખીમેદેસ નામનો એક યંત્રશાસ્ત્રમા પ્રવિણ માણસ જનમ્યો હતો.

## ઉપરના વિભાગોમાં જેઓની હકીકત આવતી નથી એવા કેટલાક ભાગોની હકીકત.

### ઓફીર.

શાસ્ત્રમાં વારવાર આ દેશના સોનાના વખાણના સબધમાં તેનુ નામ આવે છે. સુલેમાને આ દેશમાંથી સોનુ લેવાને માટે પોતાના વહાણો મોકલ્યાં હતાં. રાજા યહોશાફાટે પણ સુલેમાનના નમુના પ્રમાણે ઓફીરથી સોનુ મગાવવાને વહાણ બનાવ્યા, પણ તેનાં વહાણ ભાગી ગયા (૧ રા. ૨૨ ; ૪૮). આ દેશ કયા હતો તે વિષે વિદ્વાનોમા જુદા જુદા મત ચાલે છે. કિત્તો તથા બીજા કેટલાકનુ ધારવુ એવુ છે કે, જેને ઓફીર કહે છે તે હિદુસ્તાનમાનો કોઇ ભાગ હશે. બીજાઓનુ માનવુ એવુ છે કે, અરબસ્થાનની દક્ષિણમા શેબાની પાસે આ દેશ આવેલો હતો સાપ્રત કાળના કેટલાક મુસાફરોનુ કહેવુ એવુ છે કે, આફ્રીકાના ઇશાન કોણમા ઓફીર આવે. ડૉ. ક્રાપ્ફ એવો મત ધરાવે છે કે, આબિસીનીઆમા હાલ જેને આફેર કહે છે તે પ્રાચીન ઓફીર છે ડૉ. બેકેનુ કહેવુ એ છે કે, ઓફીર અરબસ્થાનમા આવે. જોસેફસ કહે છે કે આ દેશ મલાયા દ્વીપકલ્પ છે એમ જુદા જુદા મત આ દેશ વિષે ચાલે છે.

### તાર્શીશ.

આ નામનુ એક શહેર હતુ, અને સુલેમાનના વખતમાં આ શહેર વિષે પહેલામા પહેલી વાત આવે છે (૧ રા. ૧૦ ; ૨૨). આ શહેર સ્પેન દેશના કિનારા પર આવેલુ ફેનીકીઓનુ બદર છે, જે 'ગોદાલ-કવીવર' નદીના બે મુખની વચ્ચે આવેલુ છે. કાર્થેજના લોકોએ તે વસાવ્યુ હતુ, અને તે સુરના વહાણવટીઓનુ સૌથી છેવાડુ બદર હતુ યુના ભવિષ્યવાદિ જોપ્પાથી નિકળી આ બદરે જનાર વહાણમા બેઠેલો હતો. એથી ઉલટુ કેટલાક ધારે છે કે, હિદુસ્થાનમાં પૂર્વના કિનારા પર આવેલુ કોઇ શહેર હતુ. અને લાલ સમુદ્ર પર આવેલા એસ્યોનગેબેરથી "તાર્શીશનાં વહાણો" ત્યા જતાં હતાં (૧ રા.

૯; ૨૬ : ૨૨, ૪૮. ૨ કાલ. ૯; ૨૨). કેટલાક ધારે છે કે કાર્થેજને એ નામ આપવામાં આવ્યુ છે. વળી એમ દેખાય છે કે કોઇ વખતે "તાર્શીશનાં વહાણુ" આ શબ્દોમાં કોઇ જગ્યા દર્શાવવામા આવી નથી, પણ લાંબી મુસાફરી કરનાર કોઇ પણ કાફલાને "તાર્શીશનાં વહાણુ" (યશા. ૨૩; ૧, ૧૪) એવુ નામ આપવામા આવ્યુ છે વળી સુલેમાનના વહાણોને એવુ નામ આપવામાં આવ્યુ છે (૧ રા. ૧૦; ૨૨ ૨૨; ૪૯). કહેવાય છે કે યાવનના પુત્ર તાર્શીશે આ શહેર વસાવ્યુ હશે (ઉત્પ. ૧૦; ૪). ઘણુ કરીને સ્પેનમાં આવેલુ તાર્શીશ હશે (૧ રા. ૧૦; ૨૨. ગીત. ૪૮; ૭).

## ગોગ.

માગોગ દેશનો ગોગ તે રોશ, મેશેખ તથા તુબાલનો સરદાર હતો. પુનઃસ્થાપિત થએલા ઇસ્રાએલીઓ પર ગોગ તથા તેની સાથે દુનિયામાંની સઘળી દેશજાતિઓ હુમલો કરશે (હઝ. ૩૮, ૩૯). ઉપર કહેલા ત્રણ દેશ છેક ઉત્તરમા આવેલા છે. પણ એમની સાથે છેક દક્ષિણ દિશામાં આવેલી દેશજાતીઓ સપીલી થશે. આ ભવિષ્યવાતની સપૂર્ણતા ખ્રીસ્તના રાજ્યનાં હજાર વરસ પુરાં થયા પછી થશે (પ્રકટી. ૨૦; ૮). યહોવાહ વચમાં આવીને આકસ્મિક રીતે ગોગના સૈન્યનો સહાર કરશે તેના સૈન્યના શસ્ત્રનુ લાકડુ સાત વર્ષ સુધી બળતણ થશે; અને તેના મુએલાને દાટતાં સાત માસ લાગશે; અને મૃત-સમુદ્રની પૂર્વ ગમ તેમનુ કબરસ્થાન થશે.

## માગોગ.

યાફેતના પુત્રોમાંનો બીજો તે માગોગ હતો (ઉત્પ. ૧૦; ૨). પ્રક. ૨૦; ૮ માં આ શબ્દ અમૂક કોમને માટે વાપરવામાં આવેલ છે. આ કોમ કદાસ યાફેતવશી સ્કિથીઅન કે તાર્તાર હશે. તેઓનુ બ્યાન કરતાં જણાવવામાં આવે છે કે, તેઓ સ્વારી કરવામા તથા તીર મારવામાં ઘણા કુશળ હતા. ધર્મપિતૃ જેરોમ તેમના વિષે વર્ણન કરતાં જણાવે છે કે, "આ પ્રજા કૉકેસસ પર્વતની પેલી ગમ કાસ્પીઅન સમુદ્રની પાસે રહેતી હતી." રોશ, મેશેખ તથા તુબાલ એ તેમની મુખ્ય પ્રજા હતી, અને તેઓ ઉપર માગોગ દેશનો ગોગ સરદાર હતો.

---